શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુ. ૪૫

# શ્રી વિદ્યાવિજયજીનાં વ્યાખ્યાનો

( ભાગ ૧-૨-૩ )

વ્યાખ્યાનકાર

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

વીર સં. ૨૪૬૪    ધર્મ સં. ૧૬    વિ. સં. ૧૯૯૪

# અનુક્રમણિકા

## ભાગ ૧ લો



## ભાગ ૨ જો



## ભાગ ૩ જો

# નિવેદન

મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયજી મારવાડ, મેવાડ, માળવા યૂ પી, સી પી બેગાલ, મગધ, ખાનદેશ અને ગુજરાત કાઠીયાવાડ વિગેરે દેશોમા ફરી પોતાની વિદ્વત્તા ઉત્તમ ચારિત્રપાત્રતા અને અસાધારણ લેખનકળા તેમજ વક્તૃત્વકળા માટે એટલા બધા જાણીતા થએલા છે કે, એમનો પરિચય આપવાની ભાગ્યેજ જરૂર રહે છે

હમણા છેલ્લા એક વર્ષથી તેઓ પોતાના માનનીય ગુરૂભાઈ શાન્તમૂર્ત્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજીની સાથે સિંધ જેવા વિકટ અને માંસાહારી પ્રદેશમા પોતાની જ્ઞાનધારા વહેવરાવી રહ્યા છે સિંધના પાટનગર કરાચીમા ગતવર્ષના જ્યેષ્ઠ મહીનામા પ્રવેશ કરતાજ, તેમણે પોતાની એક વ્યાખ્યાનમાળા શરૂ કરી દીધી હતી તેમના વ્યાખ્યાનોએ જૈન અને જૈનેતર જનતાને થોડાજ વખતમા એટલી બધી આકર્ષી લીધી કે સભાનો સમય થતા તો હજારોની સખ્યાથી વ્યાખ્યાનનુ કમ્પાઉન્ડ ચિકાર થઇ જતુ, એટલુજ નહિ પરન્તુ કરાચીના પત્રોના રીપોર્ટરો પણ બરાબર વખતસર હાજર થઇ જતા અને સૌથી પહેલા પોતાના પત્રમા વ્યાખ્યાનો બહાર પાડવા માટે હરિફાઇ કરતા પારસી સસાર સિંધસેવક અને હિતેચ્છુ—આ ત્રણે પત્રોએ મહારાજશ્રીના ભાષણો નિયમિત છાપ્યા હતા એ એમની લોકપ્રિયતાનો દાખલો પૂરો પાડે છે શ્રોતાઓની સખ્યા પણ દિવસે દિવસે એટલી બધી વધી પડી હતી કે જેથી કરાચીના સઘને કાયમને માટે લાઉડ સ્પીકરની ગોઠવણ કરવી પડી હતી

ધર્મના શુષ્ક સિદ્ધાન્તોની ચર્ચા ન કરતા, જનતા ધર્મના મૂળભૂત સિદ્ધાન્તો જીવનમાં કેમ ઉતારે, એવી જાતના વ્યાખ્યાનો આપવાની કળા, મહારાજશ્રીએ ઘણીજ સરસ રીતે સાધ્ય

કરી છે અને એમાજ એમની લોકપ્રિયતાની ચાવી રહેલી છે એ વાતની ખાતરી તેમના ભાષણો સાભળનારને અને કરાચીના વર્તમાન પત્રોએ એમના ભાષણો પ્રસ ગે લખેલી નોધો ઉપરથી થયા વિના નથી રહેતી ધર્મના અમુક માની લીધેલા ચોકઠાથી બહાર ન નિકળનાર ધર્મગુરૂઓ માટે મહારાજ શ્રી વિદ્યાવિજયજીની આ પ્રવૃત્તિ ને પદ્ધતિ એક અનુકરણીય ચીલો પાડે છે

કરાચીના પારસીસસાર પત્રના અધિપતિ સાહેબે પોતાના લોકપ્રિય પત્રમા મહારાજશ્રીના વ્યાખ્યાનોનો સપૂર્ણ અહેવાલ આવે એવી ખાસ ગોઠવણ કરી હતી એ એમની સજ્જનતા બતાવે છે એમના પ્રતિનિધિ તરીકે રોજ હાજરી આપનાર ભાઇ ઠાકરશી કોઠારીએ મહારાજશ્રીના વ્યાખ્યાનોને અક્ષરશ ઉતારી લેવા માટે જે શ્રમ લીધો છે તેને માટે તેઓને ખરેખર ધન્યવાદ ઘટે છે એમનીજ મહેનતનુ અને પારસી સસારના અધિપતિ સાહેબની સજ્જનતાનુ પરિણામ છે કે મહારાજશ્રીના સાત સાત વ્યાખ્યાનોનો એક એક ભાગ-એમ ત્રણ ભાગો બહાર પાડવા માટે કરાચીના પ્રભાત પ્રેસના માલીકો ભાગ્યશાળી થયા હતા અને તેજ ત્રણે ભાગના ૨૧ વ્યાખ્યાનોની બીજી આવૃત્તિ કાઢવાનુ અમને પણ સૌભાગ્ય પ્રાપ્ત થયુ છે

આમા આપેલા ત્રણે ભાગોના ૨૧ વ્યાખ્યાનો ઉપરથી જોઇ શકાય છે કે મહારાજશ્રીએ પોતાના વ્યાખ્યાનોની શ્રેણી બહુજ વિચારપૂર્વક ગોઠવી હતી. મહારાજશ્રીએ પહેલા સાત વ્યાખ્યાનો આધ્યાત્મિક ધર્મ સબધી આપ્યા છે બીજા સાત વ્યાખ્યાનો આચાર ધર્મ સબધી આપ્યા છે કે જેમા બે સાધુના આચાર સબધી અને પાચ ગૃહસ્થોના આચાર સબધી છે જ્યારે ત્રીજા સસકમા કેવળ ઇશ્વરવાદને ઘણીજ સુદરતા અને સ્પષ્ટતાથી ચર્ચ્યો છે

આજે આખા સંસારમાં અનીશ્વરવાદનો પવન ફુંકાઇ રહ્યો છે 'ઇશ્વર અને ધર્મ ઢોંગ છે' એમ કહેનાર અને માનનાર વર્ગ વધી રહ્યો છે આવી માન્યતા ધરાવનારાઓને માટે મહારાજશ્રીના ઇશ્વરવાદ ઉપરના સાત વ્યાખ્યાનો ખરેખર જ આશીર્વાદ રૂપ નીવડશે કેવળ શાસ્ત્રીય વાતો ઉપરજ ધ્યાન ન આપતા, મહારાજશ્રીએ 'યુક્તિવાદ' અને 'અનુભવવાદ' ઉપર જે જોર આપ્યું છે, એ ગમે તેવાને પણ માન્ય કરાવ્યા વિના ન રહી શકે તેવું છે

મહારાજશ્રીના વ્યાખ્યાનો માત્ર આટલાથી સમાપ્ત નથી થતા મહારાજશ્રીએ કરાચીમા આપેલા વ્યાખ્યાનોની સંખ્યા લગભગ બાર સેકડોથી પણ વધારે જાય છે મહારાજશ્રીના વ્યાખ્યાનોને અમે બે વિભાગમા મૂકવા ચાહીએ છીએ એક તો આ વ્યાખ્યાન શ્રેણી, કે જેમા લગભગ પચાસ ઉપરાન્ત વ્યાખ્યાનો આવશે જેમાના ૨૧ વ્યાખ્યાનો અમે આ ભાગમા આપ્યા છે, અને બાકીના હવે પછી પ્રકટ કરવામા આવશે બીજો વિભાગ એ રહેશે કે જેમા મહારાજશ્રીએ કરાચીમા પ્રાસંગિક વ્યાખ્યાનો આપ્યા છે તે જુદી જુદી કોન્ફરન્સોમા, સભાઓમા, સોસાઇટીઓ અને જુદા જુદા ધર્મના મેલાવડાઓમા આપેલા વ્યાખ્યાનો—એનો સંગ્રહ 'મહારાજશ્રી વિદ્યાવિજયજીના પ્રાસંગિક વ્યાખ્યાનો' એ તરીકે આપવામા આવશે.

આમ મહારાજશ્રીએ કરાચીમા આપેલા ન્હાના મ્હોટા બધાયે ભાષણો અનુક્રમે અમે પ્રકટ કરવાની ઇચ્છા રાખીએ છીએ

મહારાજશ્રીના આ વ્યાખ્યાનો ઉપદેશકોને માટે આત્મકલ્યાણાભિલાષીઓને માટે, વ્યવહારકુશળ થવાની ઇચ્છા રાખનારાઓને માટે અને પોતાના ગૃહસ્થાશ્રમને સુચારૂરૂપે ચલાવવા ઇચ્છનારાઓને માટે કેટલા બધા ઉપયોગી છે, એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે

ગુરૂદેવ, મહારાજશ્રી વિદ્યાવિજયજીના બીજા વ્યાખ્યાનો જલદી પ્રકટ કરવાનો સુઅવસર અમને પ્રાપ્ત કરાવે, એજ અંતઃકરણથી ઇચ્છીએ છીએ

જ્યેષ્ઠ શુ ૫, ૨૪૬૪, ધર્મ સં ૧૬ પ્રકાશક

## શેઠ સારાભાઇ મગનલાલ મોદી
## સ્મારક ગ્રંથ ૨જો

---

શ્રી મહાવીર જૈન વિદ્યાલય મુંબઇ શ્રી યશોવિજય જૈન ગુરૂકુળ પાલીતાણા તથા જૈન એજ્યુકેશન બોર્ડ મુંબઈ આદિ શિક્ષણ સંસ્થાઓમા હજારો રૂપિયાની સખાવત કરી પોતાની શિક્ષણ પ્રિયતા અને ઉદારતાનો પરિચય કરાવનાર સ્વ શેઠ સારાભાઇ મગનલાલ મોદીના ધર્મપત્ની સુશીલા બેન ચપાબેને કરેલી એક હજાર રૂપિયાની ઉદારતામાથી મર્હુમ સારાભાઈ મોદીના સ્મારકમા ધર્મોપદેશ નામનુ પહેલુ પુસ્તક બહાર પાડ્યા પછી, આ બીજુ પુસ્તક બહાર પાડવામા આવે છે

પ્રકાશક

પ્રભાત પ્રેસ કરાચી

વ્યાખ્યાન ૧ લુ

(તા. ૧૩ જુન ૧૯૩૭)

# મનુષ્ય જીવનનુ ધ્યેય શું છે ?

મનુષ્ય જીવનમા કોઈ ને કોઇ વસ્તુનું લક્ષ્ય જરૂર હોય છે આ મનુષ્ય જીવન એ વસ્તુ શી છે ? આ દુનિયામા ૮૪ લાખ જીવયોનિઓ છ દરેક ધર્મ તે માને છે આ સખ્યા જૈન દષ્ટિએ જુદી જુદી રીતે બતાવી છે આમા મનુષ્યનો ભવ એ એક વસ્તુ છે મનુષ્ય ભવ કયા સુધી આગળ વધેલો કે તે વિચાર કરવો જરૂરી છે દુનિયા તરફ નિગાહ કરીએ છીએ તો દુનિયામા કેટલી જાતના–કેટલા પ્રકારના જીવો છે? તેઓ સુખદુખનો અનુભવ કેમ કરે છે? વગેરેનો વિચાર આવે છે અત્યારે તો આપણે મનુષ્ય જીવનનુ ધ્યેય શુ છે? તે પરજ વિચાર કરીશુ એક આચાર્યે ત્રણ શ્લોકમા મનુષ્યને મળેલી સામગ્રીનું વર્ણન કર્યું છે, તે ઉપરથી તમે કેટલાં પગથિયા ચઢયા છો, તે જાણી શકશો

## સામગ્રીઓની પ્રાપ્તિ

भूतेषु जंगमत्वं तस्मिन् पंचेंद्रियत्वमुत्कृष्टम् ।
तस्मादपि मानुष्यं मानुष्येऽप्यार्यदेशश्च ॥
देशे कुलं प्रधानं कुले प्रधाने च जातिरुत्कृष्टा ।
जातौ रूपसमृद्धो रूपे च बलं विशिष्टतमम् ॥
भवति बले चायुष्कं प्रकृष्टमायुष्कतोऽपि विज्ञानम् ।
विज्ञाने सम्यक्त्वं सम्यक्त्वे शील संप्राप्तिः ॥

સ્થાવર અને જંગમ (ત્રસ) એમ બે પ્રકારના જીવો છે સ્થાવર જીવોને એકજ ઇન્દ્રિય હોય છે જંગમ જીવો બે ત્રણ, ચાર ને પાંચ ઇન્દ્રિયોવાળા હોય છે આપણને પગથી લઈને તે માથા સુધીમાં શરીર, જીભ આંખ નાક ને કાન મળીને પાંચ ઇન્દ્રિયો છે એક ઇન્દ્રિય જીવોમાં પૃથ્વી પાણી વનસ્પતિ, વાયુ અગ્નિ વગેરેના જીવોનો સમાવેશ થાય છે તમે એમ ન સમજશો કે વનસ્પતિમાં જીવ નથી વાયુમાં જીવ નથી અગ્નિમાં જીવ નથી, પૃથ્વીમાં નથી નહિં તે બધામાં જીવ છે આપણે અત્યારે એકેન્દ્રિય યોનિમાં નથી પણ ઘણીવાર ગયા હોઇશુ

જેઓ બે ઇન્દ્રિયવાળા જીવો છે તેને શરીર ઉપરાંત મુખ હોય છે ત્રણ ઇન્દ્રિવાળા જીવોને વધારામાં નાક હોય છે તેમાં કેટલાકને માઇલોના માઇલો સુધીની સુગંધી આવે છે, પછી કેટલાકને ચક્ષુ (આંખ) ઇન્દ્રિય હોય છે અને પછી કાનની ઇન્દ્રિય હોય છે આપણે પાંચે ઇન્દ્રિયો પ્રાપ્ત કરી છે પાંચે ઇન્દ્રિયો પ્રાપ્ત કરવા પછી પણ ઉંચું પંચેન્દ્રિયપણું પ્રાપ્ત કર્યું છે અને તેમાં પણ મનુષ્યપણું ગધેડા કાગડા કુતરા બીલાડા સુવર તથા નાના પ્રકારના પશુઓને પાંચ ઇન્દ્રિયો હોય છે પણ આપણે મનુષ્યરૂપે થયા એટલે આપણી હદ આગળ વધી આપણે મનુષ્ય-પંચેન્દ્રિય થયા છીએ

દુનિયામા બે પ્રકારના દેશ છે આર્ય અને અનાર્ય એની પરીક્ષા શી ? હિંદુસ્તાનમા જન્મે છે તે આર્ય, એમ આપણે માનીએ છીએ અને બીજાને અનાર્ય માનીએ છીએ, પણ ખરી રીતે તો જીવનના લક્ષ્યનુ-ક્રિયાનું પાલન કરનાર આર્ય છે અને અનાર્યનું કામ કરનાર અનાર્ય છે ધર્મ કર્મ સબધી કેટલાકને ખબર પણ નથી હોતી. ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ છે જે કામ પુરૂષાર્થ કે અર્થ પુરૂષાર્થમા મશગુલ રહે છે દિવસ ને રાત તેની પાછળ મડયો રહે છે, તે અનાર્ય છે જેને સદ્‌ભાવના, સદ્‌ગુરૂની જોગવાઇ નથી, તેવા ગામ ક્ષેત્રમા ઉત્પન્ન થનાર માણસ અનાર્ય છે

આપણામા આર્યત્વનુ અભિમાન રાખી શકીએ તેવા ગુણો છે-આપણને તેવી સામગ્રી મળી છે, તેથી આપણે આર્ય કહેવાઇએ છીએ આપણે આર્ય દેશમા ઉત્પન્ન થયા છીએ અને ઉત્તમ કુળમા જન્મ્યા છીએ ઉત્તમ કુળ એટલે બ્રાહ્મણ કે વાણિયાજ, તે બાબત બ્રાંતિમા ન પડજો જે કુળમા સદાચાર શુદ્ધિ, પવિત્રતા જ્હેના હોય તે ઉત્કૃષ્ટ કુળ કહેવાય જૈન યા બ્રાહ્મણ કુળમા જન્મી અભાક્ષ ખાય, અપેય પીને દુરાચાર સેવે તેને ન તો આર્ય કહી શકાય કે ન તો ઉત્તમ કુળને કહી શકાય

આચરણથી જ કુળની પરીક્ષા થાય છે જાતિમા અભિમાન લેવા જેવુ શુ છે ? ઉત્તમ જાતિમા ઉત્પન્ન થવા છતા અનાર્ય કામ કરે, બુરા કામ કરે તો તે નરકનો અધિકારી બને છે

જ્યારે એક માણસ નીચ જાતિમા જન્મવા છતા ઉંચ જાતિવાળા કરતા શ્રેષ્ટ કામ કરે છે, તો તે મોક્ષનો પ્રથમ અધિકારી છે એક જૈન છે, બીજો ચમાર છે જૈન, જૈન કુળમા

જન્મવા છતા દુરાચારી, લુચ્ચો લફંગો, વ્યભિચારી અને દુર્ગુણોથી પરિપૂર્ણ હોય અને તેનાથી નીચ ગણાતો ચમાર પવિત્ર હોય શુદ્ધ આચરણ આચરનારો અને સત્ય બોલનાર હોય તો આ બેમા મોક્ષનો પહેલો અધિકારી તો પેલો કહેવાતો ચમારજ છે

જીવનનુ ધ્યેય શુ છે ? માણસ કોઈ પણ કુળમા જન્મ્યો હોય પણ આચરણની, પવિત્ર જીવનની જરૂર છે ઉત્તમ કુળમા ઉત્પન્ન થવુ એ તો મહાન્ પુન્યનો ઉદય હોય તોજ બની શકે આપણે ઉત્કૃષ્ટ જાતિમા ઉત્પન્ન થયા, પણ પાપના ઉદયથી કદરૂપુ શરીર હોય તો ? જો કે આત્મકલ્યાણ સાથે કદરૂપા શરીરને સબધ નથી પણ દુનિયાની યાત્રા સુખરૂપ કરવા અન્ય સામગ્રી સાથે સારા શરીરની પણ જરૂર છે

એક માણસ સુદર રૂપવાળો છે, પણ મન વચન કાયાથી શક્તિહીન છે ઉત્તમ જાતિ ઉત્તમ કુળ ને ઉત્તમ રૂપ મળવા છતા તેનુ શરીર બેકાર હોય તો શુ કામનો ? ઘાટકોપરમા એક ભાટીયા ગૃહસ્થને ત્યા છ માસનુ બાળક હતું તે જોવાને ઘણા લોકો ભેગા થયા હતા, કારણ કે તેમા વિચિત્રતા હતી અમે પણ તેને જોવા ગયા હતા, તે વખતે તે માતાની ગોદમા હતુ છોકરાના વાળ આખો, કપાળ મહાન્ તેજસ્વી, કેમ જાણે કોઈ ઋષિનો જીવ ઉત્પન્ન થયો હોય, એવુ હતુ પણ તેના ઉપરનુ કપડુ ઉઘાડીને જોયુ તો કેડથી નીચેનો ભાગજ નહિ નીચે એક છીદ્ર હતુ, તે વાટે તે પેશાબ અને ટટી કરતુ તેને હાથ પણ નહોતા. આટલો રૂપવાન છોકરો છતા આખા શરીરે અપગ ! શુ તેનુ જીવન ! આવુ જીવન આપણુ હોય તો ?

આપણને તો હાથ પગ બધા સાવર્ન મળ્યા છે એટલે આપણે મસ્ત બન્યા આપણા પુન્યનો ઉદય હશે ત્યારે તો આપણે ઉચ્ચ કુળમા જન્મ્યા આપણને બધી સામગ્રી મળવા છતા જીવનની સાર્થકતા કરવાનુ ભૂલી જઇએ તો આપણા જેવુ અધમ બીજુ કોઇ ન હોઇ શકે માનસિક, શારીરિક અને વાચિક બળ પ્રાપ્ત થવુ, એતો અતિપુન્યનો ઉદય હોય ત્યારેજ બને છે

ધારો કે એક બાળકનુ મન, વચન અને કાયા મજબુત, સતેજ અને શકિતશાળી છે, છતા તે ગર્ભ મા જ મરી જાય છે, બીજુ બાળક જન્મ્યા પછી બીજા વરસમાજ મરી જાય છે એને માટે તો સસારમા આવવુ ન આવવુ બને સરખુ જ છે ને ? પણ આપણને લાબુ આયુષ્ય પણ મળ્યુ, ૨૫ વરસના થયા, ૫૦ વરસના થયા ૬૦ વરસના થયા, છતા ઉમરને સાર્થક ન કરીએ તો અક્કલ મારીજ ગઇ કહેવાય

લોકો પોતાના હાથે મડદા બાળકોને દાટી આવે છે મડદાને ખભા ઉપર ચડાવીને સ્મશાનમા લઇ જઇ બાળીને ભસ્મ કરી નાખે છે છતા પોતે સમજતા નથી કે મારૂ આયુષ્ય લાબુ છે, તો મારા જીવનનુ સાર્થક કરીલઉ એવો વિચાર નથી આવતો, ત્યારે શુ અક્કલ મારી ગઇ છે એમ ન કહેવાય ? આપણને જે સામગ્રી મળી છે તે કેટલી ઉચી છે તેનુ આપણને ખરેખર ભાન નથી

સારૂ શરીર મળ્યુ હોય, બળ હોય, અને આયુષ્ય પણ મળેલ હોય, છતા અક્કલના બારદાન હોઇએ-બુધ્ધિ સાથે બારમો ચદ્રમા હોય, કર્તવ્ય અકર્તવ્યનુ ભાન ન હોય, તો શરીરબળ અને આયુષ્ય શા કામનાં ?

તમારામા બુધ્ધિબળ છે, તથી તો તમે સટ્ટાના બજારમા છક્કો પંજો ખેલવાનુ જાણો છો અમુક માણસ કેવો છે અને અમુક કેવો છે તેની સમાલોચના કરો છો આ બધુ બુધ્ધિ અને વિજ્ઞાનનુ પરિણામ છે તેનુ જો તમે આત્મચિંતન, આત્મકલ્યાણમા ઉપયોગ કરો તો બેડો પાર થઈ જાય. પણ આપણે તો તેનો દુરૂપયોગજ કરીએ છીએ

કોઇ માણસને બુધ્ધિ પ્રાપ્ત થઇ છે, વિજ્ઞાન પણ પ્રાપ્ત થયુ છે, પણ જો શ્રદ્ધા-વિશ્વાસ ન હોય તો બધુયે ધૂળ ઉપર લીપણ સમાન છે એટલે શ્રદ્ધા જરૂર જોઇએ હવે શ્રદ્ધા પણ હોય છતા જો તેનામા શીયળ નથી, પવિત્રતા નથી, આચાર નથી, તો આત્માનુ કલ્યાણ સાધી શકાતુ નથી

ઘણા માણસો જ્ઞાની છે, દુનિયાને અક્કલ આપનારાઓ છે ઝગડા પતાવવાની તાકાત રાખનારાઓ છે પણ પોતાને માટે હિતકર શુ છે ? તે જાણી શકતા નથી કેટલાક કાશીના પંડિતો વેદ પુરાણના સમર્થ જાણકાર હોય છે, તેઓ જ્યારે ચર્ચા કરે ત્યારે પોતાના હાથમા ચાકુ રાખે સસ્કૃતની ચર્ચા દરમ્યાન જો અનુસ્વારની પણ ગલતી થાય તો તેઓની એવી સખ્ત પ્રતિજ્ઞા કે ચપ્પુવડે પોતાની જીભ કાપવા તૈયાર થાય સસ્કૃતના આવા ધુરધર વિદ્વાનો કાશીમા હતા

પણ તેમનુ જીવન-આચાર જોઇએ તો આપણને ત્રાસ થાય તેઓ બીજાનો નાશ કરવામાજ શૂરા પૂરા ગગા નદીમા સ્નાન કરવા જાય ત્યારે સૂર્યની સામે મોઢુ કરી સોહ મોહ ” નો જાપ કરતા મોક્ષ માગે, પણ નજર તેમની માછલા પર હોય અને ઘેર જાય ત્યારે લોટામા ૪-૫ માછલા નાખી શાક કરી ખાઈ લે ત્યારે આ જ્ઞાન

બુદ્ધિ-વિજ્ઞાન શુ કામના? જ્ઞાન સાથે આચાર નથી, વિચાર નથી જીવન નથી, તો તે શુ કામનુ ?

તાવને રોકના કવીનાઇન ઠીક છે, પણ જો આપણે તેનો ઉપયોગ ન કરીએ તો તાવ ન રોકાય આત્મકલ્યાણ કરવુ જોઈએ, મોક્ષ મેળવવો જોઈએ, એવુ જ્ઞાન હોય અને શ્રદ્ધા પણ હોય પરતુ તે માટે પ્રવૃત્તિ ન કરવામા આવે તો મળેલુ જ્ઞાન-શ્રદ્ધા શા કામના ?

કોઇને ગાળો દેવી, કોઈ પર હુમલો કરવો, નુકસાન કરવુ તે મોટુ પાતક (પાપ) છે કોઇ નથી ચાહતુ કે પોતાના છોકરાને કોઇ આવીને મારી જાય, છતા તે બીજાના છોકરાને મારવા પીટવાને તૈયાર થાય છે તે નથી ચાહતા કે તેને કોઇ લૂટી જાય પણ બીજાને લૂટવા તૈયાર થાય છે, કોઈ નથી ચહાતુ કે પોતાના ઘરમા કોઇ રોગી થાય, છતા બીજા રોગી થાય તો ખુશી મનાવા તૈયાર થાય છે તે નથી ચાહતો કે પોતાનો કોઈ તિરસ્કાર કરે, છતા બીજાનો તિરસ્કાર કરવા તે તૈયાર થશે આ જ્ઞાનનો દુરૂપયોગ છે- બુધ્ધિનો દુરૂપયોગ છે આપણે જાણીએ તેમાનુ થોડુ - ઘણુ પણ આચારમા ઉતારીએ તોયે બસ છે

ખૂનથી ભીંજાયેલા-ખૂનથી રગાએલા કપડા પહેરવાથી પાપના ભાગીદાર બનાય છે અને તે પાપ દરેકે ભોગવવુ પડે છે, એવુ જાણવા છતા ઉપાશ્રયોમાથી, સ્થાનકોમાથી અને દેરાસરોમાથી જ અપવિત્ર કપડાનો ઉપયોગ નથી મટાવી શકયા, એ દુ ખની વાત છે

જ્ઞાન અને શ્રદ્ધા સાથે ચારિત્ર ન હોય તો જીવનને સુધારી ન શકાય ભલે થોડુ પણ જાણતા હોઇએ, એટલુ આચારમા ઉતારશુ તો લાભ થશે એક માણસ મહાન્ વિચક્ષણ

હોય-મહાન તત્ત્વવેત્તા હોય પણ રતિભાર જેટલુયે જ્ઞાન આચરણમા ન મૂકે તો શુ કામનુ ?

જ્ઞાનની સાથે શ્રદ્ધા અને તે પછી શીલ-આચાર એટલા માટે કહેવામા આવેલ છે કે શ્રદ્ધા વિના કોઇ કાર્ય ફળતુ નથી આપણામા શ્રદ્ધા છે તો કદમ આગળ મૂકીએ છીએ, જો આપણને એમ લાગે કે પગલુ આગળ વધવાથી નીચે પડીશુ તો તમે કદી પગલુ આગળ મૂકો ખરા ? શ્રદ્ધા વિશ્વાસ, યકીનની જરૂર છે અત્યારે આપણે શ્રદ્ધાનો ઉપયોગ રૂઢી પૂજામા કરીએ છીએ પણ તેમ નહી કરતા લાભાલાભ જોવો જોઇએ અધશ્રદ્ધાથી ચાલીએ તો ખાડામા પડીએ અને નિવાહની વરસી થાય

એક બ્રાહ્મણ દર વર્ષે પોતાના બાપનુ શ્રાદ્ધ કરતો હતો તે વખતે તે બીલાડીને થાભલે બાધનો ચોકામા જઈને બીલાડી પદાર્થોને અભડાવી ન દે એ કારણે બીલાડીને બાધવામા આવતી હતી તેનો દીકરો આ ક્રિયા જોયા કરે કાળે કરીને તેનો બાપ તથા બીલાડી મરી ગયા તેથી બાપના શ્રાધ્ધ વખતે બીલાડી તો જોઈએ રમોઇ થઈ ગઇ એટલે તે ઝોળી લઇ ઘરો ઘર બીલાડી શોધવા નીકળી પડયો લોકો પૂછવા લાગ્યા કે બીલાડીને શુ કરશો ? ત્યારે તે કહેવા લાગ્યો કે શ્રાધ્ધ વખતે મારા બાપા બીલાડીને થાભલે બાધતા તેથી મારા બાપના શ્રાધ્ધ વખતે મારે પણ બીલાડી બાધવી જોઈએ ' આ ઉપરથી આપ સમજી શકશો કે તેને બાપ પરની શ્રધ્ધા ખરી પણ વિવેક વિનાની શ્રધ્ધા જેને અધ વિશ્વાસ પણ કહેવામા આવે છે, તે તેનામા હતો અને તેનો ઉપયોગ તેણે રૂઢીપૂજામા કર્યો

માટે હુ તમને કહુ છુ કે તમાર લાભાલાભ, સારામાઠાનો વિચાર કરી આગળ વધવા કોશીશ કરવી જોઇએ આથીજ

સમ્યક્ત્વ પ્રાપ્ત થવાનુ જીવનની સાર્થકતાની સીડીના આ બધા પગથિયા છે તમને મળેલ સામગ્રી–ત્રસપણુ પ ચેન્દ્રિયપણુ મનુષ્યપણુ આર્યદેશ, ઉત્તકુળ, ઉત્તમ જાતિ સારૂ રૂપ, મન વચન કાયાનુ બળ, લાબુ આયુષ્ય, વિજ્ઞાન, શ્રદ્ધા અને સદાચાર–એ બધી સામગ્રી સફળ થશે ? આટલી બધી મળેલી સામગ્રીને જો નિરર્થક ગુમાવીએ તા, આપણા જેવા કોઇ બીજો મૂર્ખ નથી આટલી સામગ્રી છતા નીચે પડવાનો વખત આવે તો આપણા જેવો કોઇ બીજો અધમ નથી

## શુ ચાહો છો ?

તમે મનુષ્ય જીવનમા આવ્યા છો અને ઘણી ઘણી સામગ્રી પણ મળી છે હવે તમે શુ ચાહો છો ? એ તમારે નક્કી તો કરવુ જોઈએ તમે કાઠિયાવાડથી, ગુજરાતથી અને બીજા દેશોથી અહિ આવ્યા, તે વેપાર રોજગાર નોકરી ચાકરી કરીને પૈસા કમાવવા આવીજ રીતે મનુષ્ય જીવનનુ કાઇ લક્ષ્ય હોવુ જોઇએ તમારૂ લક્ષ્ય-ધ્યેય શુ છે તે મને બતાવશો ? કે જેથી કરીને હુ તમારા ધ્યેય મુજબ વ્યાખ્યાન આપુ અગર તમારૂ લક્ષ નગદ નારાયણ ભેગા કરવાનુ હોય, તો હુ વ્યાખ્યાન દરમ્યાન પૈસાનીજ વાત કરૂ કે જેથી તમે પેટ ભરીને પૈસા કમાઇ શકો અગર તમારી ભાવના એવી હોય કે સસારના નાના પ્રકારના વિષયોનો ભોગ કરી શરીરને તૃપ્ત કરવુ કે જેથી શરીર એટલુ બધુ ભારી થાય કે મરણ વખતે ચારને બદલે આ૦ શખ્શો ઉપાડવા જોઈએ નો તે મુજબ એવી તમને જડીબુટી બતાવુ કે જે ખાઇને તમે ખૂબ જાડા થાઓ મને બતાવો કે તમારૂ ધ્યેય શુ છે ? દરેકનુ કઈને કઇ ધ્યેય હોવુ જ જોઇએ.

અમારી શિવપુરીની પાઠશાળામા એક વિઝીટર આવ્યા હતા તે કેળવણીના વડા હતા પાઠશાળાના વિદ્યાર્થીઓને કાઇ સવાલ પૂછવાનુ તેમને કહેવામા આવ્યુ અમે વાર્યું કે તે અગ્રેજી યા સસ્કૃતમાથી થોડા સવાલો પૂછશે પણ તેમણે તો એક એક વિદ્યાર્થીને પૂછવા માડયુ કે તમે શા માટે ભણો છો? કોઇએ કહ્યુ કે વકીલ થવા કોઇએ કહ્યુ કે માસ્તર થવા કોઇએ કહ્યુ કે ઉપદેશક થવા અને એક કહ્યુ કે સસારમા આવીને અમારૂ શુ કર્તવ્ય છે? તે જાણવા ભણીએ છીએ તો તમે પણ કાઇક કહો કે આ સમાગમા તમે કેમ આવ્યા છો જો તમે કાઇપણ લક્ષ નક્કી ન કર્યું હોય તો લક્ષ વિનાનુ જીવન શા કામનુ ?

જેમ લક્ષ વગરની મુસાફરી એ મુસાફરી નથી કહેવાતી તેમ ધ્યેય વગરની જીદગી જીદગી નથી કહેવાતી કોઈ માણસ મુસાફરી કરવા નીકળે અને કયા જવુ છે તે જો તે ન જાણતો હોય તો તમે તને બેવકુફજ કહો કે કાઇ બીજુ ? ચોક્કસ મકસદ નક્કી થાય તો ત્યા પહોચવાનો રસ્તા-માર્ગ પણ હુઢવામ આવે તો તમારૂ ધ્યેય શુ છે? તે જણાવો

## કેવુ સુખ જોઇએ ?

તમારૂ ધ્યેય પૈસા કમાવાનુ નથી તમારૂ ધ્યેય સ્ત્રી પરણવી તે નથી, તમારૂ ધ્યેય પુત્ર પુત્રાદિ પેદા કરવા તે નથી તમારૂ ધ્યેય શરીર વધારવુ કે ઇજ્જત વધારવાનું નથી પણ તેથી વધારે મોટા ધ્યેય માટે તમારૂ આ સસારમા આવવુ થયુ છે તમે અહીં સુખ પ્રાપ્ત કરવા આવ્યા છો, મોક્ષ પ્રાપ્ત કરવા આવ્યા છો મોક્ષનુ નામજ આત્યતિક સુખ છે તમે કેવા પ્રકારનુ સુખ ચાહો છો? એક ક્ષણ માટે

સુખ થાય અને બીજીજ ક્ષણે તમને દુ:ખનો અનુભવ થાય, એવુ સુખ ચાહો છો કે હમેશનુ-નિરતર, આત્યતિક, શાશ્વતુ સુખ લેવા માગો છો? કોઈ તમને પૂછે કે તમે નફો કેટલો ચાહો છો? તો તમે કહેશો કે દુનિયા ભરની મિલકત જેટલો! તેવીજ રીતે સુખના સબધમા પણ તમે કહેશો કે ક્ષણિક સુખ નહિ અમને સુખનો એવો ખજાનો બતાવો કે જે કદિ પણ ન ખૂટે,

આત્માની અદર નિરતર રમણતા કરવામા સુખ છે, આ સુખ નિર્બળતા, ડરપોકપણુ ન મટે ત્યા સુધી પ્રાપ્ત ન થઈ શકે નિર્ભય અવસ્થા-એ ભીકગઈ પ્રાપ્ત કરી જીવન વ્યતીત કરીએ કે જેથી મોક્ષની પ્રાપ્તિ થાય જે માણસને સસારમા ભય નથી, ડર નથી તે ધર્મનુ આચરણ કરે છે તમે તો બધા ધર્મી જ છો ને? તમારામા જે કોઈ અધર્મી હોય તે હાથ ઉંચા કરો જોવાડ! (આ સભામાથી ફક્ત ૨-૩ હાથ ઉંચા થયા હતા)

## ધર્મી અધર્મીની પરીક્ષા

શ્રેણિક રાજા અને અભયકુમારને એક દિવસ વાદવિવાદ થયો શ્રેણિક રાજાએ કહ્યુ કે અધર્મી ઘણા છે કમકે મારી પાસે એવા મુકરદમા આવે છે અભયકુમારે કહ્યુ અધર્મી થોડા છે તની ખાત્રી કરવા શ્રેણિક રાજાએ એક સફેદ અને એક કાળો એવા બે મહેલ કરાવ્યા અને તેમણે ગામમા સાદ પડાવ્યો કે અમુક વખતની અદર ધર્મી મનુષ્યો સફેદ મહેલમા જાય અને પાપી મનુષ્યો કાળા મહેલમા જાય વખત થવા બાદ બને દરવાજા આગળ ગયા તેમણે સફેદ મહેલ ખોલીને જોયો તો તેમા દુનિયાના મહાપાપી પુતરા અને દુકાનપર છરી પકડીને બેસનાર દુકાનદારોની ઠગ્ની

ઢેર લાગી પડી હતી હિંસા, ચોરી વ્યભિચાર કરનાર અને લોભવૃત્તિમાં ફસેલા બધાય શ્વેત મહેલમાંથી નીકળ્યા અને કાળા મહેલમાંથી ફક્ત બે ભાઈઓ નિકળ્યા કે જેમની પ્રામાણિકતા, નૈતિક જીવન પરોપકારવૃત્તિ, ઉદારતા વગેરેની ખ્યાતિ આખા મગધ દેશમાં હતી

શ્રેણિક આ બન્ને ભાઈઓને પૂછયું કે તમે અંદર કેમ ત્યારે તેમણે કહ્યું કે અમારા જેવા અધર્મી બીજા કોઈ નહિ હોય મનુષ્ય જીવનમાં શું કરવું જોઈએ તેનું ભાન ભૂલ્યા અને અમે જે બીજની પ્રતિજ્ઞા લીધી હતી તે ભૂલથી અમારા મોઢામાં ચાલી ગઈ અહિંસા સત્ય બ્રહ્મચર્ય નિર્ભેળ રાખવા છતાં એક સાધારણ પ્રતિજ્ઞાનો ભંગ થવા માટે તેઓ પોતાને અધમજ સમજતા હતા આવા લોકો આજે કેટલા હશે? તમારા આત્માને પૂછો કે તમે અત્યાર સુધીમાં કેટલી પ્રતિજ્ઞા લઈને તોડી હશે? કામ ન પડે ત્યાં સુધીની તમારી પ્રતિજ્ઞા! લાડવા જ્યાં સુધી ન મળે ત્યાં સુધી લાડવાની બાધા અને લાડવા મળે ત્યારે ( 'બાધા મારી મા ને લાડવા ઉપરથી ઉતરીને તે દાળ પર જા

## અર્જુનની પ્રતિજ્ઞા

તમે તો બહુ પાકા છો સાધુ દેવ ધર્મ ને આત્માને યે ઠગો પ્રતિજ્ઞા કોનું નામ! અર્જુન જ્યારે જંગલમાં બહાર ફરતા હતા તે વખતે બ્રાહ્મણોની ગાયો ચોર લઈ ગયા તેમણે અર્જુનને ફરીયાદ કરી કે તમારા જેવા ક્ષત્રીપુત્ર હોવા છતાં અમારી ગાયો ચોર લઈ જાય તે ગજબ કહેવાય અર્જુને કહ્યું કે હું તમારી ગાયો પાછી લાવી આપીશ તે વખતે તેમની પાસે કાંઈ હથીયાર નહોતું, તેથી હથીયાર લેવા તમને મહેલમાં જવું હતું પણ ત્યાં આગળ યુધિષ્ઠિર ને દ્રૌપદી બેઠા હતા

પાડવોમા એ નિયમ હતો કે પાચમાથી કોઇ પણ એક ભાઇ દ્રૌપદી પાસે બેઠેલ હોય ત્યારે જો બીજો ભાઇ જાય તો તેને ૧૪ વર્ષ સુધી વનવાસ ભોગવવો પડે અર્જુનને પ્રતિજ્ઞાની રક્ષા કરવા અર્થે યુધિષ્ઠિર અને દ્રૌપદીના વાર્તાલાપ-ખડમા પ્રવેશ કરી હથીયાર લીધા ને ગાયો લાવી આપી, ૧૪ વર્ષના વનવાસનુ પ્રાયશ્ચિત ભોગવ્યુ વનવાસ જતી વખતે યુધિષ્ઠરે અર્જુનને કહ્યુ કે તારે તો અકસ્માત્ રીતે, સકારણ સકટ સમયે આવવુ પડયુ છે વળી તુ અમારાથી નાનો છે એટલે આ નિયમનુ પાલન કરવાની જરૂર નથી અર્જુન કહે છે કે આપણા નિયમમા એવો અપવા' રાખવામા આવ્યોજ નથી અર્જુને ચૌદ વર્ષના વનવાસ ભોગવ્યોજ

આનુ નામ પ્રતિજ્ઞા સાચી બાધા સાચુ ધ્યેય સાચુ જીવન "देह पातयामि कार्यं साधयामि" જાન જાય તો ભલે જાય તેની હરકત નહિ, પણ પ્રતિજ્ઞાનુ પાલન તો થવુ જ જોઇએ પ્રતિજ્ઞાની સફળતા તેના પાલનમા જ છે જીવનના ધ્યેયને સફળ કરવામા જ ખરી બહાદુરી છે મનુષ્ય જીવનનુ ધ્યેય સુખની પ્રાપ્તિ છે તે માટે ધર્મનુ આચરણ કરવાની જરૂર છે આજે કોઈ નથી કહેતુ કે અમે અધર્મી છીએ સૌ પોતાને ધર્મી કહેવડાવવાનુ અભિમાન લે છે પણ જ્યા સુધી તમે સાચા ધર્મનુ આચરણ ન કરો ત્યા સુધી સાચા ધર્મી હોઇ શકતા નથી

## સાધન એ ધર્મ નથી

તમે ધર્મ માત્ર સાધનોમાજ સમજી રાખ્યો છે તેથી જ લડાલડી ચાલે છે ધર્મના સાધનો તે ધર્મ નથી પૂજા કરવી, સામયિક કરવી, સધ્યા કરવી, નમાજ પઢવી, રોગની

સાધના કરવી તે બધી ક્રિયાઓ સાધન છે–ધર્મ નથી ધર્મના નિમિત્તથી તે કરવામા આવે છે અતકરણને શુદ્ધ કરવુ હૃદયને પવિત્ર કરવુ, નિષ્પાપ કરવુ, એજ સાચો ધર્મ છે સામયિક સમભાવ માટે છે પ્રતિક્રમણ કરેલા પાપના પ્રાયશ્ચિત્ત માટે છે અને ધર્મની પ્રાપ્તિ માટે છે ક્રિયા તેના કારણભૂત છે પૂજા કરતા, દાન કરતા પ્રતિક્રમણ ને સામયિક કરતા, સધ્યા કરતા, બ્રહ્મચર્યનુ પાલન કરતા છતા જો હૃદય શુદ્ધ ન થાય તો તે ધર્મ નથી

બે લક્ષાધિપતિ શેઠીયાઓ મદિરમા ભગવાનની પૂજા કરવા જાય કિંમતી દ્રવ્ય લઇ ભગવાનની પૂજા કરી હૃદયની શુદ્ધિ કરવી એવો તેમનો ભાવ હોય, પણ પૂજા કરતા બન્ને લડી પડે એક કહે કે હુ પહેલી પૂજા કરૂ બીજો કહે કે હુ પહેલી પૂજા કરૂ એક કહે કે હુ ચોધરી છુ બીજો કહે કે તુ ચોધરી છે, તો હુ લક્ષાધિપતિ છુ બન્ને પૂજા કરવા હૃદયની શુદ્ધિ કરવા ભક્તિનો લ્હાવો લેવા ગયા હોય, પણ પૂજાના સ્થળે થાળીઓ ઉડાવી કલેશ કરે તો તમે બતાવો આમા હૃદયની શુદ્ધિ થાય ખરી? આપણે ભૂલેલા છીએ માટે જે કઇ ધર્મક્રિયા કરવી તે આત્માની શુદ્ધિ માટે કરવી જોઇએ. અને તે ક્રિયા શુદ્ધ રીતે ત્યારેજ થઇ શકે કે જ્યારે જીવનનુ ધ્યેય શુ છે તે બરાબર સમજીએ હવે ધર્મની આરાધના કેમ કરવી? એ આવતી કાલે વિચારીશુ

卐

વ્યાખ્યાન ૨ જુ

(તા ૧૪ જુન ૧૯૩૭)

# ધર્મની આરાધના કેમ કરવી?

ગઇ કાલે આપણે જોઇ ગયા કે મનુષ્ય માત્રનુ ધ્યેય સુખ મેળવવાનુ છે અને એટલાજ માટે મનુષ્ય માત્ર રાત દિવસ પ્રયત્ન કરે છે એ સુખ પણ ક્ષણિક તો નહિ આત્યન્તિક સુખ-મોક્ષ સુખની વાતો તો દૂર રહી, આ સસારમાં રહીને સુખમય જિંદગી વ્યતીત થાય તો પણ ઘણુ છે અને તે પ્રમાણે સુખમય જિંદગી ત્યારેજ વ્યતીત થાય જ્યારે મનુષ્યનુ જીવન નિર્ભય બને મનુષ્યનુ જીવન નિર્ભય કયારે બને? તે સબધી કહ્યુ છે—

> यो धर्मशीलो जितमानरोषी,
> विद्याविनीतो न परोपतापी।
> स्वदारतुष्टः परदारवर्जी,
> न तस्य लोके भयमस्ति किञ्चित्॥

ધર્મના આચરણવાળો માન અને રાપને જીતનાર નિરાવહ વિનીત, બીજાને દુ ખ દેવાથી દૂર રહેનાર, સ્વદારામા સતોષી અને પરસ્ત્રીનો ત્યાગી આવુ આચરણ રાખનારને કોઇનો ખ કે મૃત્યુનો પણ ભય નથી હોતો

આમા પહેલામા પહેલુ સુખસાધન ધર્મનુ આચરણ છે એક માણસ જ્યા સુધી ધર્મનુ આચરણ નથી કરતો, ત્યા સુધી તે સુખનો અધિકારી નહી થઈ શકતો એક માણસ ધર્મનો ઢોગ કરે છે તો જગત્ કહે છે કે તે ધર્મ કરે છે પણ બીજી ઘડીએ આપણે પૂછીએ કે તેને કોઇનો ભય છે ક નહિ તો આપણને હકારમા જવાબ મળે છે પણ બે કામ એક સાથે સભવી ન શકે જો તમે સાચા ધાર્મિક હો તો તમારામા ભય ન હોય અને જો તમારામા ભય છે તો તમે સાચા ધાર્મિક નથી

## ધર્મ શી વસ્તુ છે ?

આપણે ધર્મ જરૂર કરીએ છીએ, પણ તે બ્હારનો ધર્મ છે તેને આત્માની સાથે ઓછો સ્પર્શ થાય છે આપણે રૂઢીને ધર્મ સમજી આચરણ કરીએ છીએ પણ રૂઢી અને ધર્મ બન્ને વસ્તુ જુદી છે જે ક્રિયા કરવાથી જેના સમાગમમા જવાથી અન્તકરણની શુદ્ધિ થાય તેનું નામ ધર્મ છે अन्तःकरणशुद्धित्व धर्मत्वम् । બ્હારના સાધનો તે ધર્મ નથી સાધન અને સાધ્ય જુદી જુદી વસ્તુ છે જેનાથી હૃદયની શુદ્ધિ થાય તે ધર્મ જો હૃદયની શુદ્ધિ ન થતી હોય તો ધર્મ ન કહેવાય ગમે તે મત પથ કે ધર્મના સત સાધુઓ હોય, પણ, તેમની પાસે જવાથી આત્મા સતુષ્ટ થતો હોય પવિત્રતા ઉત્પન્ન થતી હોય લાભ થતો હોય તો સમજો કે તે ધર્મ છે

ધર્મની બીજી વ્યાખ્યા कषायनिवृत्तिश्च धर्मत्वम् જેનાથી કષાયની નિવૃત્તિ થાય, એ ધર્મ ક્રોધ, માન, માયા અને લોભ-આ ચાર કષાયો આત્માને ત્રાસ આપી રહ્યા છે લૂટી રહ્યા છે, તેને જ્યાસુધી આપણે જેર ન કરીએ-પાતળા ન કરીએ ત્યા સુધી સાચો ધર્મ પ્રાપ્ત કર્યો છે, એમ ન કહેવાય

આમ ધર્મની વ્યાખ્યા જુદી જુદી રીતે કરવામા આવી છે જૈન ધર્મમા એવી વ્યાખ્યા કરવામા આવી છે કે वत्थुसहावो धम्मो । વસ્તુનો સ્વભાવ, તેનું નામ ધર્મ છે જેમ અગ્નિનો ધર્મ ઉષ્ણતા છે, પાણીનો ધર્મ શીતળતા છે, તેમ આત્માનો ધર્મ સચ્ચિદાનદમય છે જેને હિદુ ધર્મમા સત્, ચિત અને આનદ કહે છે, તેને જૈનો જ્ઞાન, દર્શન અને ચારિત્ર કહે છે જેમ આત્માથી તે જુદા ન રહી શકે, તેમ ધર્મ ધર્મીથી જુદો ન રહી શકે ઉષ્ણતા અગ્નિથી જુદી ન રહી શકે અને શીતળતા પાણીથી દૂર ન રહી શકે જો આપણે આટલુ સમજીએ તો કોઇ પણ પ્રકારનો મતભેદ ન રહે આત્મિક ધર્મ ન ઓળખીયે ત્યા સુધી આપણે પાછળ છીએ

## ધર્મની ઉત્પત્તિ થઇ શકે કે ?

એક ભાઇએ પૂછ્યુ કે ધર્મની ઉત્પત્તિ ક્યારથી થઇ ? આનો કાઇ જવાબ દઇ શકે ? ધર્મની ઉત્પત્તિ કદિ થઇ શકે? જ્યારથી વસ્તુ ત્યારથી ધર્મ જ્યારથી આત્મા ત્યારથી ધર્મ જ્યારથી પચભૂત ત્યારથી ધર્મ ધર્મ વિના ધર્મી ન રહી શકે

ત્યારે લોકો કહે છે કે બૌધ્ધ ધર્મ, જૈન ધર્મ, સનાતન ધર્મ આદિ ધર્મોની ઉત્પત્તિ કેમ થઇ ? તે બાબત તમે શુ

ધર્મના આચરણવાળો, માન અને રાગને જીતનાર વિદ્યાવડે વિનીત બીજાને દુખ દેવાથી દૂર રહેનાર, સ્વદારામા સતોષી અને પરસ્ત્રીનો ત્યાગી આવુ આચરણ રાખનારને કોઇનો ભ ક મત્યુનો પણ ભય નથી હોતો

આમા પહેલામા પહેલુ સુખસાધન ધર્મનુ આચરણ છે એક માણસ જ્યા સુધી ધર્મનુ આચરણ નથી કરતો ત્યા સુધી તે સુખનો અધિકારી નથી થઇ શકતો એક માણસ ધર્મનો ઢોગ કરે છે તો જગત્ કહે છે કે તે ધર્મ કરે છે પણ બીજી ઘડીએ આપણે પૂછીએ કે તેને કોઇનો ભય છે ક નહિ તો આપણને હકારમા જવાબ મળે છે પણ બે કામ એક સાથે મ ભવી ન શકે જો તમે સાચા ધાર્મિક હો તો તમારામા ભય ન હોય અને જો તમારામા ભય છે તો તમે સાચા ધાર્મિક નથી

## ધર્મ શી વસ્તુ છે?

આપણે ધર્મ જરૂર કરીએ છીએ, પણ તે બ્હારનો ધર્મ છે તેને આત્માની સાથે ઓછો સ્પર્શ થાય છે આપણે રૂઢીને ધર્મ સમજી આચરણ કરીએ છીએ પણ રૂઢી અને ધમ બન્ને વસ્તુ જુદી છે જે ક્રિયા કરવાથી જેના સમાગમમા જવાથી અન્ત કરણની શુદ્ધિ થાય તેનું નામ ધમ છે अन्तःकरणशुद्धित्व धर्मत्वम् । બ્હારના સાધનો તે ધર્મ નથી સાધન અને સાધ્ય જુદી જુદી વસ્તુ છે જેનાથી હૃદયની શુદ્ધિ થાય તે ધર્મ જો હૃદયની શુદ્ધિ ન થતી હોય તો ધર્મ ન કહેવાય ગમે તે મત પથ કે ધર્મના સત સાધુઓ હોય, પણ તેમની પાસે જવાથી આત્મા સતુષ્ટ થતો હોય, પવિત્રતા ઉત્પન્ન થતી હોય, લાભ થતો હોય તો સમજો કે તે ધર્મ છે

ધર્મની બીજી વ્યાખ્યા कषायनिवृत्तिश्च धर्मत्वम् જેનાથી કષાયની નિવૃત્તિ થાય, એ ધર્મ ક્રોધ માન, માયા અને લોભ–આ ચાર કષાયો આત્માને ત્રાસ આપી રહ્યા છે લૂટી રહ્યા છે, તેને જ્યાસુધી આપણે જેર ન કરીએ–પાતળા ન કરીએ ત્યા સુધી સાચો ધર્મ પ્રાપ્ત કર્યો છે, એમ ન કહેવાય

આમ ધર્મની વ્યાખ્યા જુદી જુદી રીતે કરવામા આવી છે જૈન ધર્મમા એવી વ્યાખ્યા કરવામા આવી છે કે **वत्थुसहावो धम्मो ।** વસ્તુનો સ્વભાવ, તેનું નામ ધર્મ છે જેમ અગ્નિનો ધર્મ ઉષ્ણતા છે, પાણીનો ધર્મ શીતળતા છે, તેમ આત્માનો ધર્મ સચ્ચિદાનદમય છે જેને હિંદુ ધર્મમા સત, ચિત અને આનદ કહે છે, તેને જૈનો જ્ઞાન, દર્શન અને ચારિત્ર કહે છે જેમ આત્માથી તે જુદા ન રહી શકે, તેમ ધર્મ ધર્મીથી જુદો ન રહી શકે ઉષ્ણતા અગ્નિથી જુદી ન રહી શકે અને શીતળતા પાણીથી દૂર ન રહી શકે જો આપણે આટલુ સમજીએ તો કોઇ પણ પ્રકારનો મતભેદ ન રહે આત્મિક ધર્મ ન ઓળખીયે ત્યા સુધી આપણે પાછળ છીએ

## ધર્મની ઉત્પત્તિ થઇ શકે કે ?

એક ભાઇએ પૂછ્યુ કે ધર્મની ઉત્પત્તિ ક્યારથી થઇ ? આનો કોઇ જવાબ દઇ શકે ? ધર્મની ઉત્પત્તિ કદિ થઇ શકે? જ્યા થી વસ્તુ ત્યારથી ધર્મ જ્યારથી આત્મા ત્યારથી ધર્મ જ્યારથી પચભૂત ત્યારથી ધર્મ ધર્મ વિના ધર્મી ન રહી શકે

ત્યારે લોકો કહે છે કે બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, સનાતન ધર્મ આદિ ધર્મોની ઉત્પત્તિ કેમ થઇ ? તે બાબત તમે શુ

કહો છો? આનો જવાબ એ છે કે ધર્મની ઉત્પત્તિ વસ્તુત નથી પણ નામની ઉત્પત્તિ છે જ્યારથી જિન-તીર્થંકર થયા અને તીર્થંકરે ધાર્મિક પ્રરૂપણા કરી-આત્મિક ધર્મની-સ્વભાવ ધર્મની પ્રરૂપણા કરી, ત્યારથી જૈન ધર્મ કહેવાયો જિનેશ્વરના નામ પરથી જૈન ધર્મ કહેવાયો આવી રીતે બૌદ્ધ વિગેરે બધાયે ધર્મોનુ સમજવુ

ધર્મની ઉત્પત્તિ ન થઈ શકે સપ્રદાયની ઉત્પત્તિ થઈ વાડો બાંધી તમા ઢોર પૂર, ત્યારે સમજાય કે સ્થાપના વખત થી વાડો થયો છે આપણે તો અનાદિ કાળનો ઇશ્વરને-જગતને અનાદિ માનીએ છીએ જ્યારથી જગત છે, ઇશ્વર છે ત્યારથી ધર્મ મૌજૂદ છે જ્યારથી આત્મા છે નસાના પદાર્થો છે ત્યારથી ધર્મ મૌજૂદ છે ધર્મની ઉત્પત્તિ થઈ શકતી નથી

## ધર્મને નામે ઝગડો

આવા અનાદિસિદ્ધ ધર્મને માટે મનસેર ઝગડા કરવાની જરૂર નથી કુદરતનો વસ્તુનો દુનિયાનો અસ્વીકાર કોણ કરી શકે ? જે વસ્તુ અમને પ્રિય છે તે વસ્તુ જગતને પ્રિય છે એટલુ સમજાય તો ઝગડો ન થાય,

જગતમા જેટલા ઝઘડા બીજા નિમિત્તે નથી થયા તેથી વધુ ઝઘડા ધર્મને નામે થયા છે. યુરોપમા પણ કઇ ઓછા ઝઘડા નથી થયા રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ વચ્ચેના ઝઘડામા તો એકબીજાને બાળી દેવાના દાખલા બન્યા છે આપણે ત્યા હજી એવુ નથી થયું ધર્મના ઝનુનના કારણે આ દશા થઇ છે

ધર્મના નિમિત્તે સનાતનીઓ અને આર્યસમાજીઓ, રામાનુજો અને વલ્લભ સંપ્રદાયવાળાઓ, સ્થાનકવાસી અને મૂર્તિપૂજકો શ્વેતામ્બરો અને દિગમ્બરો, એ બધાએ લઢયા છે ને લઢી રહ્યા છે અલબત્ત આને ગમે તે કારણ હશે, પણ બધા ય ધર્મના પડદા પાછળ રહીને લઢયા છે આ કેટલુ બધુ ખોટુ થયુ છે? ધર્મને નામે ખોટા ઝઘડા કરીને આપણે-આપણો દેશ કેટલો નીચે પડી ગયો છે એનુ ચિત્ર એક કવિએ આમ દોર્યુ છે

नास्तिक्य वेदधर्मे, जिनरसुमते सर्व मिथ्यात्वभाव

बौद्धस्य चोद्भवीये भुवनमुनिविदिते वैष्णवेऽन्याश्रयत्वम् ।

सामान्येऽनार्यता यत् प्रचलति परम म्लेच्छके काफरत्व

सर्वाय पातकारी प्रसरति भयदो भारते भेदभाव ॥

કાશી તરફ જાઓ (હવે તો ઓછુ થઇ ગયુ છે) તો વેદાન્તિઓ વેદની નિંદા કરનાર—નહિ માનનારને નાસ્તિક કહેશે જૈનો કહેશે કે જેઓ જૈનધર્મ ના નથી માનતા, તેઓ મિથ્યાત્વી છે (સંસ્કૃતના કોષમા જોઇશુ તો જણાશે કે મિથ્યાત્વી અને નાસ્તિકમા ફેર નથી) ગુજરાતમા એક સત્સંગી પંથ છે જેઓ સત્સંગી જમાતના મેમ્બર ન થાય તે બધાને-આખા જગતને તેઓ કુસંગી ગણશે વૈષ્ણવો કહેશે કે જેઓ વિષ્ણુભક્ત નથી તે બધા અન્યાશ્રયી છે અન્યાશ્રયી, મિથ્યાત્વી નાસ્તિક વગેરે માત્ર નામ જુદા છે અત્યારે તો જો કે શાંતિ છે, પણ જે વખત આર્યસમાજીઓનુ જોર હતુ અને જે વખતે આર્યસમાજી અને સનાતની વચ્ચે ઝઘડા ને ધૂમધડાકા ચાલતા હતા, ત્યારે આર્યસમાજીઓ કહેતા કે જેઓ સ્વામી દયાનંદના અનુયાયી નથી, તે અનાર્ય

છે હિંદુઓએ મુસલમાનોને મ્લેચ્છ કહ્યા, મુસલમાનોએ હિંદુઓને કાફર કહ્યા અમારા હિંદુસ્થાનનું આ વિરોધીએ ખરેખર અધઃપતન કર્યું છે

આ લડાઈ-ઝઘડા ધર્મ નિમિત્તે થયા છે જો આપણે સાચો ધર્મ સમજી શક્યા હોઈએ તો જગતમાં ઝઘડો રગડો કરવાની જરૂર નથી. પણ આપણે તો ટીલા ટપકા અને બાહ્ય ક્રિયાઓમાં જ ધર્મ માન્યો છે એક કહે છે કે ઈશ્વર એક છે માટે કપાળમાં એક લીટી કરવી. બીજો કહે છે કે ઈશ્વર અને પ્રકૃતિ બે છે માટે બે લીટા કરવા, કોઈ વળી ત્રણ લીટા કરે છે કોઈ ગોળ ચાંદલો કરે છે વળી કોઈ કહે છે કે કપાળમાં સફાઈ રાખવી, આમ તિલકોમાં ધર્મ માનીને બેસી રહ્યા હોત તો યે ઠીક પણ એક તિલકવાળો બે તિલકવાળાને લાકડી મારે અને બે તિલકવાળો ત્રણ તિલકવાળાને મારે અને ત્રણ તિલકવાળો ગોળગોળ ચાંદલાવાળાને મારે છે આ શું વાજબી કહેવાય? ખરી રીતે તિલકો કે વેશ એ તો એક જાતની ચપરાસ છે

જેમ સરકારી ખાતામાં એગ્રીકલ્ચર રેવન્યુ એજ્યુકેશન વગેરે જુદા જુદા ડીપાર્ટમેન્ટ હોય છે અને દરેકની ઓળખાણ માટે જુદી જુદી ચપરાસ હોય છે તેમ તિલકો, વેષ ને ક્રિયાઓ કયા ડીપાર્ટમેન્ટનો માણસ છે? કઈ સડકે ચાલવાવાળો છે? તે બતાવનારી ચપરાસ છે જેમ જુદી જુદી ચપરાસ ઝઘડાનું કારણ નથી તેમ ધર્મના ચિહ્નો-માર્ગો પણ ઝઘડાનું કારણ ન જ હોઈ શકે વિચારો મુંબઈ જવા માટે પાંચ જણ સ્ટેશન પર જાય એક માણસ ગાર્ડ ડબામાં બેસે બીજો ફર્સ્ટ ક્લાસમાં બેસે ત્રીજો સેકન્ડ ક્લાસમાં બેસે

ચોથો થર્ડ ક્લાસમા બેસે અને અમારા જેવા પગપાળા જવા સીધી સડક પકડે બધાને મુબઈ જવુ છે જવાના પ્રકાર જુદા છે રેલ્વેવાળા ઝડપથી પહોચશે (એક્સીડંટ જેવુ કઈ ન થાય તો) જ્યારે અમારા જેવા કદાચ મોડા પહોચશે, પણ તેમા જેમ ઝઘડાને કારણ નથી, તેમ તિલકમા પણ આટલો ખ્યાલ રાખવામા આવે તો ઝઘડો અટકી જાય જેણે ડબ્બો રીઝર્વ રાખ્યો છે અર્થાત્ જેના કપાળમા ગોળ તિલક છે, તે મુબઈ તરફ જાય છે એક લાંબીવાળો અર્થાત્ જેની પાસે ફર્સ્ટ ક્લાસની ટીકીટ છે તે પણ મુબઈ જાય છે સેકન્ડ ક્લાસને થર્ડ ક્લાસવાળા પણ મુબઈ જાય છે અને અમે જે કોઈ તિલક નથી ગણતા, તે પગે ચાલીને મુબઈ જઈએ છીએ તિલકના બારામા પણ જો આપણે આટલુ સમજી લઈએ તો ઝઘડા ન થાય.

## શાકયોની લડાઇમા પતિનો પગ ભાગે

આવા ઝઘડા અંદર અંદર પણ ક્યા ઓછા થયા છે? શ્વેતામ્બર અને દિગમ્બર ભાઈઓ એકજ તીર્થંકરને યાને ભગવાન મહાવીરને માને, પણ ભગવાન પોતાની માન્યતા મુજબના ન હોય તો તેમની પૂજા કરવાથી દૂર રહે પોતાની માન્યતા મુજબના ભગવાન બને તો તેમની પૂજા કરે. દિગમ્બર જેવા આકારના ભગવાન હોય તો તેમને માને, પણ જો ભગવાન ભિન્ન આકારના હોય તો હથોડા વતી તેમને ટીપી નાખે. મારી માન્યતા મુજબ તે બેઠા નથી માટે લાવો હથોડા ઉગામી અથવા આગથી આંખો ગરમ કરી એમના ચક્ષુ ઉતારી નાખુ, આ તે શુ પૂજા કહેવાય? ભક્તિ કહેવાય? આવી રીતે શ્વેતામ્બરો દિગમ્બરો, સનાતનીઓ આર્યસમાજીઓ

મુસ્લીમો ક્રિશ્ચિયનો, વગેરે પોત પોતાની મા યતા પ્રમાણે કરવા માગે છે અને જગત્ એમ જ કરે, એમ ચાહે છે

આ તો શોક્યની લડ ઇમા ધણીનો ટાગો ભાગવા જેવુ થયુ આપણે એક બીજાની માન્યતાને સિદ્ધ કરવા એક બીજાને લાતો મારી રહ્યા છીએ એક પતિને ત્યા નવી સ્ત્રી આવ્યા પછી એની ખૂબ ભક્તિ વધી પણ ભક્તિમા ભેદ પડયો એટલે શરીરની વહેચણી કરવામા આવી એક પગ જૂનીનો અને એક પગ નવીનો બન્ને જણીઓ પોત પોતાના વહેચી લીધેલા પતિના પગને ધુએ એક વખત નવીએ પોતાના ભાગનો પગ વહેલો ધોઇ લીધો આ પગને ધૂળ ન લાગે એ ખાતર તેણીએ જૂનીના ભાગના પગ ઉપર પોતાના ભાગનો પગ મૂકયો, એટલે બન્ને વચ્ચે ઝઘડો થયો જૂનીએ ધોકણુ લીધુ અને નવીના ભાગવાળા ટાગાને તોડી નાખ્યો આ શુ, ભક્તિ કહેવાય! આપણે ભગવાનને માનીએ-ઇશ્વરને માનીએ પણ આપણી માન્યતા સિદ્ધ કરવા ભગવાનને, ગુરૂને ધોકા વની મારીએ તો તે ધર્મ નથી ભક્તિ નથી પરમાત્મા કદી ન કહે કે તમે મારી આવી રીતે પૂજા કરો

માણસો ધર્મનુ આચરણ કરવા ચાહે છે સુખ માટે કોશિશ કરે છે, તે માટે ક્રિયા કરે છે, પણ તેમનામા વિવેકની બાગામા મોટી ખામી છે સુખ મેળવવા-ધર્મ મેળવવા શુ કરવુ તે સમજ્યા નથી અને તેથીજ આવા અનર્થ કરી બેસે છે

## ધર્મને કા મેળવી શકતા નથી

મો કોઈ-અરે એક બાળક પણ જાણે છે કે ધર્મ તો હમેશા સુખ આપે જો ધર્મ દુખ આપે, તો સુખ કઇ

વસ્તુ આપતી? જન્મથી આ શીખીને આવ્યા છતા આપણે જ્યારે મોટા થઈએ છીએ ત્યારે આપણે પોતાને બહુ ડહ્યા સમજીએ છીએ અને વધુ દુખ ઉત્પન્ન કરીએ છીએ ધર્મને હંબક સમજીએ છીએ સુખ માટે આટ આટલા ફાંફા મારવા છતા, ધર્મના સ્થાનોમા મસ્જીદોમા, મંદિરોમા અને ચર્ચોમા જવા છતા આપણો ધર્મ મેળવી શકતા નથી, તેનુ કારણ કોઈ હોય તો માત્ર એટજ છે કે ધર્મને ઓળખ્યો નથી ધર્મને ધર્મ સમજયા નથી પણ બીજી વસ્તુને જ ધર્મ સમજયા છીએ

તમે સાચા ધર્મની આરાધના કરો બાહ્ય ધર્મ સાધન છે ધર્મ આત્મા સાથે રહેલો છે તેનો પ્રકાશ મળશે તેની ઓળખાણ થશે, પીછાણ થશે, ત્યારે જ ધર્મથી ઉત્પન્ન થતા ફળને ચાખી શકશો અને ત્યારેજ, આત્માનુ કલ્યાણ થશે લોકો ધર્મનુ આચરણ કરનાવાળા થાય તે માટે અનેક રીતે વસ્તુઓ આપણા પૂર્વ ઋષિઓ તમારા સામે રજુ કરતા આવ્યા છે

## 'ધર્મલાભ'ની આશીષ

ધર્મ એજ સુખનુ સાધન છે સમસ્ત પ્રકારની વસ્તુઓ ધર્મથી પ્રાપ્ત થાય છે અને એટલા જ માટે જૈનસાધુઓ, બીજો આશીર્વાદ ન આપતા, 'ધર્મલાભ' એવો આશીર્વાદ આપે છે 'ધર્મ'થી શુ પ્રાપ્ત થાય છે ?

दुर्वारा वारणेन्द्रा जितपवनजवा वाजिन स्यन्दनौघा
लीलावत्यो युवत्य प्रचलितचमरैर्भूषिता राजलक्ष्मी

વ્યાધિ અને ઉપાધિથી દિવસે તે મેલા અને ગદા થઈ ગયા હોય છે પ્રાત કાળમા ચાર વાગે ઉઠીને તમે ધ્યાન કરો આ વખત મન નિર્મળ હોય છે અને બુદ્ધિ સતેજ હોય છે તેથી સ્વાભાવિક રીતે ધ્યાન ધરી શકાય છે

હુ તો મારા મેજીસ્ટ્રેટ મિત્રોને પણ કહ્યા કરૂ છુ કે તમે કોઈ પણ કેસનો ફેંસલો દિવસે નહિ લખતા પ્રાત કાળમા લખો આ વખતે બહુ સારી રીતે વિચાર કરી શકાય છે જે વખતે ચિત્ત વ્યગ્ર હોય તે વખતે આધ્યાત્મિક કે બીજો ગભીર વિચાર ન થઈ શકે બ્રાહ્મમૂહૂર્તમાં-ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે અર્થાત્ ચાર, સાડાચાર વાગે ઉઠવાનો આપણો અધિકાર છે સર્વ ધર્મવાળા એમ કહે છે આ વખતે તમે સ્વસ્થ થઇ એકાતમા બેસી જાઓ અને આત્મ ધ્યાન કરો લગભગ અત્યારે એવુ થઈ ગયુ છે કે લોકો વ્હેલા ઉઠતા નથી તેઓ અનેક પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિઓથી ઘેરાયલા રહે છે અને આત્મવિચારનો સમય ઉંઘમા કાઢે છે આઠ વાગે ઉઠે છે ખાઇ પીને વેપાર ધધે જાય છે અને આત્મા આત્માની જગ્યાએ પડયો રહે છે તમે નાટક સીનેમા જોવાના બધ કરો મોડા સુધી રખડવાનુ માડી વાળો, જલદી સૂઇ જાઓ, અને સવારમા વ્હેલા ઉઠો ધ્યાન ધરો અને આત્મા સબધી વિચાર કરો.

## આગ લાગી હોય ત્યારે સૂવુ કેમ પોષાય?

રાત્રે ઘરમા આગ લાગી હોય છતા મસ્ત થઇ પલગમા સૂઈ રહે તે માણસને તમે શુ કહો? તમે તેને બેવકુફ કે મૂર્ખજ કહો છતા આપણે પણ તેવોજ વ્યવહાર કરી રહ્યા છીએ ક્રોધ લોભ, મોહ, માયા આદિ કષાયો આપણા

ઘરમા ડાકુ પાડી રહ્યા છે છતા આપણે તો મસ્ત થઇને સૂતા છીએ આપણી પાછળ શુ બની રહ્યુ છે તેની આપણુને ખબર પણ નથી

તમારા મનમા તો એમ છે કે આપણે ધર્મધ્યાન તો આગળ ઉપર કરીશુ હમણા કરવાની શી જરૂર છે? આપણે દશ વર્ષના છોકરાને કહીએ કે ભાઇ તુ ધર્મધ્યાન કર અને આત્મસ્વરૂપને ઓળખ ત્યારે તે કહેશે કે હમણા તો મારે રમવાનો વખત છે ધર્મધ્યાન જરા મોટો થઇશ ત્યારે કરીશ યુવાન થાય ત્યારે તે કહેશે કે લગ્ન થયા બાદ હુ ધર્મ કરીશ લગ્ન થયા બાદ તેને પૂછવામા આવે, તો કહેશે કે અત્યારે હુ મારી સ્ત્રીને સભાળુ કે ધર્મ ધ્યાન કરવા બેસુ? ૩૫-૪૦ વર્ષની ઉમર થાય, ૪-૫ છોકરાઓનો બાપ થાય, અને સસારના ભોગોપભોગથી તૃપ્ત થાય, ત્યારે તેને કહેવામા આવે છે કે હવે તો કાઇ કર, ત્યારે તે જવાબ દેશે કે પિતાજીએ દુકાનનો બોજો મારા પર નાખ્યો છે છોકરા છોકરીઓની નાના પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિ છે, તેમના લગ્ન કરવા છે તો બધુ કામ પતાવ્યા પછી હુ ધર્મ કરીશ આખરે ૫૦-૬૦-૭૦ વર્ષનો બુઢો થાય, ચાર છોકરાની ચાર સ્ત્રીઓ હોય, તેમને ત્યા વારા પ્રમાણે જમવાનુ હોય આખે અધળો હોય, કાને બહેરો હોય, લાકડી વગર ચાલી ન શકાતુ હોય, પથારી પર પડ્યા પડ્યા ખવાતુ હોય, ઘરના સૌ ઇચ્છતા હોય કે આ ડોસો હવે મરે તો સારૂ, પાને એક પાઇ પણ ન હોય, આવા સજોગોમા તે માણસ ધર્મધ્યાન શુ કરી શકે?

ખરૂ આત્મસાધન કરવાનો સમય તો શાસ્ત્રકારોએ આ બતાવ્યો છે -

यावत् स्वस्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो,
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत् क्षयो नायुषः ।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्,
सन्दीप्ते भवने हि कूपखननं प्रत्युद्यमः कीदृशः ? ॥

જ્યાસુધી શરીર સ્વસ્થ હોય, નીરોગી હોય, વૃદ્ધાવસ્થા આવી નથી ઇંદ્રિયોની શક્તિ શિથિલ થઇ નથી અને આયુષ્યનો ક્ષય થયો નથી ત્યાસુધીમા બુદ્ધિશાળી મનુષ્યોએ આત્મકલ્યાણ કરી લેવુ જોઈએ પાછીથી ઘરમા આગ લાગ્યા પછી કુવો ખોદાવવાનો પ્રયત્ન કરવો એનો અર્થ શો છે ?

"એક માણસ દોડાદોડ જતો હતો તેને કોઇએ પૂછ્યુ કે ભાઈ કયા જાઓ છો ? તેણે કહ્યુ કે મજુર લેવા મજુર શા માટે ? તો કહે કે કુવો ખોદાવવો છે કુવો શા માટે ? તો કહે છે કે ઘરમા આગ લાગી છે, તેથી કુવો ખોદાવી તેમાથી પાણી કાઢીને તેનાથી આગ બુઝાવીશ " આમ આગ લાગ્યા પછી કુવો ખોદાવનારને તમે શુ કહેશો ? તમે કહેશો કે તે બેવકુફ છે કેમકે તે કુવો તો ખોદાવશે ત્યારે ખોદાવશે તે પહેલા તો કયારનુ યે આખુ ગામ બળીને ભસ્મ થઈ ગયુ હશે એજ રીતે જ્યાસુધી તમારા શરીરમા તાકાત છે, ત્યા સુધી સાચા ધર્મની આરાધના કરો, દુનીયાની સેવા કરો, ભક્તિ કરો પરોપકાર કરો, અને દાન કરો

## એક દિવસ પણ સફળ કરો તો ?

એક શખ્સ જેની પાસે પૈસો હોય તેને કહેવામા આવે કે તમે એક સુદર ધર્મશાળા બધાવો, એક ઇસ્પીતાલ બનાવો, હજારો લોકો તેનો લાભ લેશે કહેશો તો તેના પર તમારા બાપ કે માનું નામ પણ રાખવામા આવશે પણ તે વખતે તે કહેશે કે સાહેબ આપનું કહેવુ વાજબી છે, પણ હમણા મોકો

નથી પણ થોડા દિવસ પછી તેજી મંદીના વેપારમાં દેવાળું નીકળે અને તળીયા ઝાટક તીજોરી થઈ જાય ત્યારે તેજ આસામી મહારાજ પાસે આવે અને કહે કે 'મને કાંઇ મંત્ર બતાવો કે જેથી હું પૈસાદાર થાઉં તે વખતે આપ ફરમાવશો તેટલા કામ કરી દઇશ' પણ જ્યારે શકિત હતી ત્યારે તો કામ કરવાની ઈચ્છા ન થઇ અને શકિત નષ્ટ થયા બાદ ઇચ્છા થઈ તે શા કામની? માટે તમને જે સમય મળ્યો છે તને સફળ કરો શકિતને વ્યર્થ ગુમાવી દેશો તો તમારે પાછળથી પસ્તાવું પડશે

'એક માણસે નદીના કિનારે શેરડીની વાડી કરી હતી વાડીની વચમાં ઝુંપડી બાંધી હતી ત્યાં બેસીને તે જાનવરોને હાંકતો અને પક્ષીઓને ઉડાડતો એક દિવસ તેણે નદીમાં એક ઘડો તરતો જોયો તે તરત પાણીમાં પડયો, અને ઘડો લઇ આવ્યો ઘડા પર ફુલની માળા હતી. શ્રીફળ હતું, એ બધું અલગ કરી ઘડો ઉઘાડયો તો તેમાંથી પત્થરના ટુકડા નીકળ્યા તેણે કપાળ કૂટયું કે આ ઘડો કોઇ ધનાઢ્યને મળતે તો તેમાંથી સોનું આદી નીકળત પણ મારા નશીબમાં નહિ, તેથી પત્થર નીકળ્યા! આ ટુકડા ૩૬૦ હતા તેણે તે ટુકડા પક્ષી ઉડાડવાને માટે રાખી લીધા ૧૨ વાગતા તો બધા પથરા ખલાસ કર્યા, માત્ર એક જ પથ્થો રહી ગયો હતો તેની સ્ત્રી ભાત લઇને આવી ત્યારે તેના છોકરાએ પત્થરનો આ ટુકડો ઉઠાવી લીધો પછી ઘેર જતા આ સ્ત્રી બજારમાં થઇને પસાર થઇ ઝવેરીની દુકાન આગળ પહોંચતાં ઝવેરીના મુનીમે બાળક પાસે પત્થર જોઈ તેની માગણી કરી અને બાળકને ૨૦ પૈસાના રમકડા આપ્યા જે લઇને મા દીકરો ખુશ થતા ઘેર ગયા.

મુનીમે પોતાના શેઠને કહ્યુ કે આજે હુ બહુ મારો સોદો કરી આવ્યો છુ ઝવેરીએ તે હીરો પારખ્યો અને કહ્યુ કે આ હીરો ૫૦ લાખથી પણ વધુ કિંમતનો છે આવો હીરો મે કદી જોયો નથી માટે બાઇને પાછી બોલાવી લાવો બાઈ આવી એટલે શેઠે કહ્યુ કે હુ તને આ પત્થરની કિંમત બદલ ૧ લાખ રૂપીયા રોકડા આપુ છુ ૫૦ હજારનો સારો બગલો આપુ છુ તેમ ૫૦ હજારનુ ઘરેણુ આપુ છુ સ્ત્રી તો આટલા બધા પૈસા જોઇને પાગલ થઇ ગઇ તે પોતાના ધણી પાસે ગઇ ને કહેવા લાગી કે ચાલો ગામમા પત્થરના એક ટૂકડાના આપણને બે લાખ રૂપીયા મળ્યા છે આ સાભળીને પેલો ખેડુત રોવા બેઠો શાથી રોયો? તમને ખબર પડી? હાય હાય એક ટુકડાના બે લાખ મળ્યા તો મારી પાસે તો એવા ૩૬૦ ટુકડા હતા તે બધા મે ગુમાવી દીધા એ બધા પત્થર આજે મારી પાસે હોત તો?"

એવી રીતે તમારી પાસે ૧ વરસના ૩૬૦ દિવસ મૌજૂદ છે આમાથી તમે એક દિવસ પણ સફળ કરો તો પણ તમારો બેડો પાર થાય વરસના વરસ વીતી જાય છે જીંદગી ખતમ થાય છે છતા આત્માના ધર્મ નો વિચાર કરવાની તમને જરાયે ફુરસદ નથી મળતી તમે જીવનને સફળ કરવા માગતા હો તો તેનો સદઉપયોગ કરો યાદ રાખજો કે એક ઘડી પણ ફરીને હાથ નથી આવવાની બગાળીમા કહેવત છે समय चलिया जाय नदीर स्रोतेर न्याय નદીનાં પ્રવાહની માફક સમય જાય છે જે સમય જાય છે તે પાછો નથી આવતો એક ઘડી પણ સફળ કરશો તો આત્માનુ કલ્યાણ થશે તમે વ્યાખ્યાન સાભળ્યા કરો પણ તેમાનુ કાઈ આચારમા ઉતારો નહિ, ધર્મનુ પાલન કરો નહિ, ત્યાસુધી આત્માનુ કલ્યાણ થઈ શકે પણ નહિ

વ્યાખ્યાન ૩ જું

(તા ૧૫-૬-૩૭)

## આત્મ સ્વરૂપ

મનુષ્યનું ધ્યેય શાશ્વત સુખ છે અને એ માટે આત્માનો હમેશા પ્રયત્ન હોય છે એ સુખ રૂપી સાધ્ય સાધન વગર પ્રાપ્ત થતુ નથી આ સાધન તે ધર્મ છે

હવે ધર્મ શી વસ્તુ છે ? એ આપણે જોઇએ 'ધૃ' એટલે ધારણ કરવુ એ ધાતુ ઉપરથી ધર્મ શબ્દ બન્યો છે "દુર્ગતૌ પ્રપતત્પ્રાણીન્ ધારણાદ્ધર્મ उच्यते" દુર્ગતિમા પડતા જીવોને બચાવી લે એ ધર્મ ધર્મ આપણને ધારણ કરે છે, એટલુ જ નહિ પણ धत्ते चैतान् शुभस्थाने આપણને સારા સ્થાનમા પણ મૂકે છે આવા ધર્મની અદર કલેશ કકાસ કે ઝઘડાને સ્થાન ન હોય

હવે વસ્તુનો ધારણ કરનાર કોણ અને એ વસ્તુ શી ? જીવન શુ છે ? મોક્ષ અથવા શાશ્વત સુખનો અધિકારી કોણ

વગેરે વાતો મારે તમને કહેવાની છે સુખદુ ખ ભોગવનાર શરીર નહિ, પણ આત્મા છે, એ વાત તમે ગઈ કાલના વ્યાખ્યાનમાથી સાભળી ચૂકયા છો આત્મા સદ્ગતિએ ગયો કે દુર્ગતિએ ગયો એમ આપણે કહીએ છીએ પણ શરીર સદ્ગતિએ ગયુ કે દુર્ગતિએ ગયુ એમ આપણે કહેતા નથી ત્યારે એ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મા જેવી વસ્તુ આ જગતમા છે જ

## જડ ચેતન બે પદાર્થો છે

અત્યારે જગતમા જડવાદની હવા ચાલે છે અનીશ્વરવાદીઓ (ઇશ્વરમા નહિ માનવાવાળાઓ) નુ પ્રબળ જોર ચાલી રહ્યુ છે તેઓ કહે છે કે ઇશ્વરે ય નથી ને આત્મા યે નથી જેમ પાણીના પ્રવાહમા પરપોટા થાય છે અને સમી જાય છે તેમ શરીર પચભૂતોમા મળી જાય છે ને આત્મા જેવી કોઇ વસ્તુજ નથી, પણ જડવાદના આ જમાનામા યે આજે હિન્દુ અને જૈન સાહિત્યના પ્રચારથી યુરોપમા અધ્યાત્મવાદ પહોચ્યો છે અને આત્માની હસ્તી મનાવા લાગી છે

આ જગત્ જડ અને ચેતન એવા બે વિભાગમા રહેલુ છે જડ એટલે જે પદાર્થ બિલ્કુલ નિષ્ક્રિય હોય છે દાખલા તરીકે પથ્થર જ્યા તે પડયો હોય ત્યાથી પોતાની મેળે હાલનાર નથી બીજો પદાર્થ ચેતન તે હાલી શકે છે આપણા જીવનમા ચેતન અને જડ એ બે વસ્તુ છે

કોઇ કહે છે કે આ જગતમા ચેતન જેવી કોઇ વસ્તુ નથી તો તે કેવળ ભ્રાતિ છે જો જગતમા એક જડ પદાર્થજ હોત તો તેનુ ઉચ્ચારણ પણ થઇ શકતે નહિ કોઇ પણ

શબ્દ સાક્ષેપ હોવો જોઇએ. આપણે સત્યનો પ્રયોગ કરીએ છીએ શા માટે ? અસત્ય છે માટે જો અસત્ય ન હોત તો સત્ય શબ્દનો પ્રયોગ જ ન હોત તેવીજ રીતે સાધુ અને ગૃહસ્થ, બ્રહ્મચર્ય અને વ્યભિચાર, અસતોષ અને સતોષ, આમ જેટલા શબ્દોનો વ્યવહાર થાય છે તે બધા સાપેક્ષ છે

તેજ પ્રમાણે જડ શબ્દ ચેતન શબ્દની અપેક્ષા રાખે છે ચેતનને આત્મા કહો કે બીજુ કાઇ કહો ગમે તે કહો, પણ જગતમા એકલુ જડ ન રહી શકે જડ અને ચેતન એમ બે વિભાગમા જગત્ રહેલુ છે હવે જગત્ શી વસ્તુ છે ? તે કયારે હસ્તીમા આવ્યુ ? કોણે બનાવ્યુ ? વગેરે પ્રશ્નો ઉદ્ભવે છે, પણ તે અત્યારે રહેવા દઇને જડ તથા ચેતન એ શબ્દોને જીવનમા ઘટાવીએ

## ચૈતન્યની વધુ ખાત્રી

આપણા જીવનમા જડ અને ચેતન એ બે વસ્તુ છે કેટલાક કહે છે કે શરીરમા ચેતન જેવી કોઈ વસ્તુ જ નથી જેમ ઘડિયાળ ચાલે છે, તેમ આ શરીરરૂપી યત્ર ચાલે છે, પણ તેમ નથી શરીરમા ચૈતન્ય જેવો પદાર્થ છે અને એ જોવા માટે આપણે છેલ્લી અવસ્થા તરફ નજર પહોચાડવી જોઇશે માનવીની છેલ્લી અવસ્થા મૃત્યુ છે આ મૃત્યુ શી વસ્તુ છે તેનો જો નિર્ણય થાય તો આ સવાલ સ્વય હલ થઇ શકે

મૃત્યુ શી વસ્તુ છે ? શાને લીધે છે ? હાલવા ચાલવાની ક્રિયાઓ બધ થાય એટલે મૃત્યુ થયુ, એમ આપણે કહીએ છીએ એ ક્રિયા કેમ બધ થવા પામી ? તે જાણવાની જરૂર છે 'શરીર જેવુ ને તેવુ' કાયમ હોવા છતા, તેમાંથી કઇ ચીજ

ઓછી નહિ થવા છતા પહેલાની માફક હલન ચલન ક્રિયા નથી થતી જેને તમે મૃત્યુ કહો છો તે શી વસ્તુ છે? તે એક એવી વસ્તુ-તાકાત છે કે જે નીકળી જવાથી શરીર જેવુ ને તેવુ કાયમ રહેવા છતા ક્રિયા બધ થાય છે અર્થાત્ તેનેજ આપણે ચેતન, જીવ આત્મા કહીએ છીએ

જે શકિત વિશેષ વસ્તુ છે, જેના વડે શરીર ચાલે છ હાલે છે બોલે છે તે ચૈતન્ય છે-આત્મા છે એ શકિત આપણા શરીરમા છે તેથી આપણે હલન ચલન કરીએ છીએ તે શકિત આપણા શરીરમા ન હોય તો મૃત્યુ કહેવાય શરીર જેવુ ને તેવુ હોવા છતા શા માટે તેની ક્રિયા બધ થઇ? એ બાબત તમે ગમે તે જડવાદીને પૂછશો તો તેને કહેવુ પડશે કે એવી એક શકિત છે કે જે નીકળી જવાથી આ ક્રિયા બધ થાય છે બસ આનુ નામ જ આત્મા, પ્રાણ જીવ ગમે તે કહો

## સુખદુખનો ભોક્તા

હવે તે આત્મા આવી અવસ્થામા રહે છે, પણ મૃત્યુ પછી તે શકિતનુ શુ થાય છે? તે શરીરની સાથે ભસ્મ થાય છે કે શરીરમાથી નીકળી જાય છે? શરીરમાથી ન નીકળી જતો હોત તો અત્યારે જે કાઇ સુખ દુખ થાય છે, તે મૃત્યુ અવસ્થામા પણ થવુ જોઇએ આ શરીરને અગારા લાગે કાટા લાગે તો દુખ થાય છે પણ જે વખતે ચૈતન્ય નીકળી જાય છે તે વખતે વેદના નથી થતી સુખદુખનો અનુભવ નથી થતો. તે વખતે શરીર લાકડા જેવુ થઇ જાય છે એટલે નક્કી છે કે સુખ દુખનો અનુભવ થાય છે તે શરીરને નહિ પણ તેમા રહેલ એક વસ્તુ ચૈતન્યશક્તિ

આત્મા, જીવ-પ્રાણ જે કહો તેને થાય છે તે શરીરમાથી નીકળી જાય છે પછી શરીરને સુખદુખનો અનુભવ નથી થતો

સુખદુખનો ભોગવનારો આત્મા છે, આ જીવનમા રહેવા છતા, આ શરીરમા રહેવા છતા, તે અરૂપી પદાર્થ છે તે આખોથી જોઇ શકાતો નથી છેદન, ભેદન, તાડન નથી થઇ શકતો તે બળતો નથી, છતા તે શાથી સુખ દુખ ભોગવે છે ? જગતમા જુઓ તો કોઇ રાજા, કોઈ રક, કોઇ લૂલો, કોઈ લગડો, કોઇ શાહુકાર એમ નાના પ્રકારના મનુષ્યો ભિન્ન ભિન્ન અવસ્થામા જોવામા આવે છે એ લીલા, એ અવસ્થા-સ્થિતિ કોનુ પરિણામ છે ?

## કર્મો આવરણો.

એ આત્મા સાથે કોઈ પણ જાતનો એવો પદાર્થ હોવો જોઇએ કે જેના વડે તે સુખદુખ ભોગવી શકે છે આ પદાર્થનુ નામ કર્મ-આવરણ છે આત્માનું સ્વરૂપ સમજનાર કહી શકે કે આત્મા આખે દેખી શકાતો નથી, તેથી અરૂપી છે અને તેથી તેનું છેદન, ભેદન, તાડન, તર્જન ન થઇ શકે એ વાત નક્કી છે જ્યા આત્માને સ્વરૂપ નથી ત્યા છેદન, ભેદન કઇ રીતે થઈ શકે ?

આત્માના સબધમા દરેક ધર્મના શાસ્ત્રકારોએ પોત પોતાના અનુભવ બતાવ્યા છે તેઓએ કહ્યુ છે કે આત્મા અરૂપી છે, અચ્છેદી છે, અતીન્દ્રિય છે આત્મા આવો હોવા છતા તે સુખદુખનો અનુભવ કરે છે, અને શરીરો બદલે છે આવરણોમા ફેરફાર ન હોય તો જુદા જુદા પ્રકારની લીલા ન જોઇ શકાય ત્યારે એ વાત નક્કી છે કે આત્મા પર આવરણો લાગે છે—લાગેલા છે, અને તેથી તેની પ્રકૃતિ, ભિન્ન ભિન્ન છે

હિન્દુ શાસ્ત્રકારો જેને માયા કહે છે તેને જૈનો કર્મના નામથી ઓળખાવે છે, કર્મના આવરણથી આપણને જુદા જુદા સ્વરૂપો દેખાય છે ત્યારે હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે આવરણની ઉત્પત્તિ કેમ થઈ? અને તે આત્મા ભેગા ક્યારે થયા?

## બન્ને અનાદિ

આત્મા અને કર્મ બન્ને અનાદિ છે એક વખત માટે આપણે માનીએ કે જીવ પોતાના મૂળ સ્વરૂપમા હતો અને તેના પર આવરણનુ નામ નહોતુ તો પ્રશ્ન ઉઠે છે કે આવરણો આત્માને શાથી લાગ્યા? કોણે લગાવ્યા? આ પ્રશ્નની અદર જઈએ તો આપણને મોટા સમુદ્રમા ડૂબવુ પડે છે આત્મા અસલી સ્વરૂપમા હતો પણ ઈશ્વરે તેને આવરણો લગાડ્યાં હોય તો ઈશ્વરને એમ કરવાની જરૂર શી પડી? ઈશ્વરનુ સ્વરૂપ શુ છે? એ બધુ હુ તમને હવે પછી કહીશ અત્યારે આપણે માત્ર એમ વિચારીએ કે ઇશ્વરે શુદ્ધ આત્મા પર આવરણો લગાડ્યા, તો ઈશ્વરને તેમ કરવાની જરૂર શી હતી? ત્યારે તો આપણે જે સુખદુ ખ ભોગવીએ છીએ, તેનો જવાબદાર પણ ઈશ્વરજ છે ઈશ્વરે આપણને નર્કમા મોકલવા શા માટે તૈયારી કરી? ઇશ્વર જો આપણને બનાવતા હોય આપણને સુખદુ ખ દેતા હોય, આપણા કામમા હસ્તક્ષેપ કરતા હોય તો તેમના પર ઘણા આરોપો આવવા સભવ છે આત્માને આવરણો ક્યાથી લાગ્યા? શુદ્ધ આત્મા હતો ત્યારે તેને આવરણો લાગવાની જરૂર શી હતી? માટે આપણે માનવુ પડશે કે આત્મા અને માયા અનાદિ કાળથી સાથે રહેલ છે

સોનાની ખાણ ખોદતા ખોદતા જેમ એકલુ સુવર્ણ નથી નીકળતુ, પણ સુવર્ણ અને માટી બન્ને ભેગાજ નીકળે છે અર્થાત્ સોનામા માટી મિશ્રિત થયેલી હોય છે તમે કહી શકશો કે માટી અને સોનુ ભેગુ ક્યારે થયુ ? કોણે ભેગુ કર્યું ? શા કારણથી કર્યું ? તો આનો જવાબ એજ કે બન્ને વસ્તુ સાથે છે તેમનો એવો સ્વભાવ છે તે પછી તેના પર પ્રયોગો થાય, શુદ્ધિ કરવામા આવે, ત્યારે માટી માટી રૂપ થાય છે અને સોનુ સોના રૂપ થાય છે અર્થાત્ સોનુ અને માટી જુદા પડે છે આજ રીતે આત્મા અને કર્મ અનાદિકાળથી સાથે લાગેલા છે એમા પરિવર્તન થાય છે આવે છે, જાય છે કર્મને આત્મા સાથે અનાદિ કાળથી સયોગ છે તે સયોગની ઉપર પ્રયોગ કરીશુ, તે વખત આત્મા ને કર્મ જૂદા થઇ જશે તે વખતે પોતાના અસલી સ્વરૂપમા આત્મા આવીને ઉભો રહેશે આ પછી બીજા આવરણોની તેના પર અસર નહિ થાય

જેમ લાકડી પર તમે તેલ લગાડશો એટલે ધૂળના પરમાણુ તેને ચોંટશે તેમ રાગદ્વેષની ચીકાશ આત્મા પર લાગેલી છે કર્મની ચીકાશથી બહારના પુદ્ગલો તેને ચોટે છે અનાદિ કાળથી આ ક્રિયા થાય છે પુરૂષાર્થ કરવામા આવશે ત્યારે આત્મા પરના આવરણો દૂર થશે અને આત્મા અસલ સ્વરૂપમા આવશે.

સાયન્સનો પણ નિયમ છે કે અરૂપી પદાર્થ હલકો હોય છે અને તેનો સ્વભાવ ઉંચે જવાનો હોય છે આત્મા આવરણોથી નિરાળો બનશે અને અસલી સ્વરૂપમા આવશે ત્યારે તે ઉંચો જશે જગતના સબધથી દૂર થતા તે શુદ્ધ સ્વરૂપમા આવશે.

## આત્મા નીચે કેમ ?

તુબડુ અંદરથી પોલુ છે હલકુ છે તેથી તે પાણીમા તરે છે પણ ડૂબી જતુ નથી તુબડાનો સ્વભાવ હલકો છે તરવાનો છે ડૂબવાના નથી પણ તે તુબડા પર વેંઢ કપડપટ્ટી કરે છે અને સુકવતાં સુકવતા મોટો થર કર છે અને ત થર સુકાઇ જાય છે ત્યારે તુબડુ ભારી થાય છે આ તુબડાનો સ્વભાવ પાણીમા તરવાનો હતો પણ હવે તેને પાણીમા નાખતા તે નીચે બેસે છે તુબડાનો સ્વભાવ હલકો છે તરવાનો છે, છતા આવરણરૂપી કપડપટ્ટીના બોજાથી તે પાણીમા નીચે બેસી જાય છે પછી પાણીથી ભીંજાતા ધીરે ધીરે માટી દૂર થાય છે-સાફ થાય છે અને અસલી સ્થિતિમા આવે છે ત્યારે તે પાણી ઉપર આવે છે તેજ પ્રમાણે આવરણો ગળી ગયા પછી પાતળા પડી ગયા પછી આત્મા ઉપર ચઢી જાય છે

તુબડુ જડ છે દૃશ્યમાન છે, આત્મા ચેતન સ્વરૂપ અને અદૃશ્યમાન છે પરન્તુ આત્મા અને કર્મનો સબધ લોકોને સમજાવવા માટેજ તુબડાનુ ઉદાહરણ આપવામા આવ્યુ છે કર્મના બોજાને કારણે આત્મા ડૂબેલા રહે છે અને ડૂબેલો આત્મા તપ જપ ધ્યાન યોગ આદિ અનેક પ્રકારની ક્રિયા દ્વારા આવરણ દૂર કરે છે ત્યારે તે ઉપર જશે-સચ્ચિદાનદમય બનશે, મોક્ષને પામશે અને ત્યારેજ જન્મ મરણનો ફેરો ટળશે

ભિન્ન ભિન્ન અવસ્થામાં રહેલા આત્માઓ ખરી રીતે સ્વરૂપથી ભિન્ન નથી કીડી કે હાથીના રૂપમા ભિન્નતા નથી પણ આવરણોને લઇને સુખ દુખથી થતી ક્રિયાથી ભેદો પાડવામા

આવ્યા છે સસારમા ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણુસો જોવામા આવે છે—એક સુખી છે, એક દુખી છે એક સસારમા મસ્ત છે, એક વિરક્ત છે આમ સસારની ભિન્ન ભિન્ન સ્થિતિ જોતા માલુમ પડે છે કે આત્મસ્વરૂપ એક હોવા છતા કર્મ પ્રકૃતિઓ ભિન્ન છે તે આવરણોનુ પરિણામ છે એક આત્મા ભવાભિનદી છે 'ખાના પીના ઓર મોજ કરના,' એમજ સમજે છે "ऋण कृत्वा घृत पिबेत्" અર્થાત બીજાના પૈસા લઇને પણ ઘી પીવુ, એમ સમજે છે, જ્યારે એક આત્મા એ બધી વસ્તુઓને-મોજશોખને, નાશવત સમજી પોતાના સ્વરૂપમા રમણ કરે છે

## આત્માના ત્રણ ભેદો

આમ પ્રકૃતિની ભિન્નતાને લઇને 'આત્મા' ના ત્રણ ભેદો પાડવામા આવ્યા છે, બહિરાત્મા, અતરાત્મા ને પરમાત્મા

आतमबुद्धि शरीरादौ यस्य स्यादात्मविभ्रमात् ।
बहिरात्मा स विज्ञेयो मोहनिद्रास्तचेतन ॥

શરીર, પુત્ર, ધન, માતા, પિતા, પતિ, પત્ની અને સસારી પદાર્થો એજ મારો આત્મા છે, તેઓ મારાથી જુદા નથી, આમાં જે મસ્ત છે અર્થાત્ મોહ રૂપી નિદ્રામાં જે મગ્ન થયો છે એ આત્માને બહિરાત્મા કહ્યો છે બહારના પદાર્થોમા આત્માને સમજે, એ બહિરાત્મા કહેજે હાથ મૂકીને આપના આત્માને પૂછી જુઓ કે તમારો આત્મ બહિરાત્મા તો નથી? મોહરૂપી મદિરામા વ્યાકુળ તો નથી થયો?

આ બહિરાત્મામાથી નીકળીને આત્મા અતરાત્મામા જાય છે

बहिर्भावानतिक्रम्य यस्यात्मन्यात्मनिश्चयः ।
सोऽन्तरात्मा मतस्तज्ज्ञैर्विभ्रमध्वान्तभास्करैः ॥

અર્થાત્-જે જીવ બાહ્ય પદાર્થોમાથી મોહને હઠાવી લે અને આત્મામાજ આત્માનો નિશ્ચય કરી લે, તે સમજે કે આત્મા જુદી ચીજ છે, અને બાહ્ય પદાર્થો જુદી ચીજ છે આત્મા નિત્ય છે, બાહ્ય પદાર્થો અનિત્ય છે આવી ભાવનામા દઢ થાય તે અતરાત્મા

ભરત ચક્રવર્તી પાસે અખૂટ ઋદ્ધિ હતી તેમજ હજારો ભોગોપભોગની સામગ્રી હતી છતા તેમણે આરીસા ભુવનમા બેસીને કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ કેમકે તેમનો આત્મા અતરાત્મામા રહેતો હતો 'अनित्य ससारे भवति सकल यन्नयनगम्' મારી આખેથી જે પદાર્થ દેખાય છે તે બધા નાશવાન છે તે ભાવના તેમના હૃદયમા-અરે રોમે રોમમા ભરી હતી તે લડાઇ કરતા અને બીજા અનેક કામો કરતા હતા પણ અદરથી અલગ રહેતા

## ધાઈ માતા તરીકે રહો

સસારમા રહેવા છતા અલગ એનુ બીજુ દૃષ્ટાન્ત હુ તમને ધાઈ માતાનુ આપીશ ન્હાના બચ્ચાના પાલણ પોષણ માટે ધાઈ માતાને રાખવામા આવે છે બચ્ચુ તમારૂ, તેને ધાઈ માતા નવરાવે ધવરાવે, રમાડે સુવાડે બધુ કરે, પણ મનમા શુ સમજે? મનમા તો તે એમજ સમજે કે આ બાળક મારૂ નથી એવીજ રીતે તમે સસારમા રહેવા છતાં પુત્રોત્પત્તિ કરતા વેપાર કરતા ધાઈ માતા તરીકે રહો તો તમારૂ કલ્યાણ થઈ જાય

વાઈ માતા તરીકે જીવન ગુજારવુ કઠીન જરૂર છે, મમારીઓને મોહ-પ્રલોભન પાડી દે છે મોહ એક લોહ-ચુ ગક જેવો છે સાધુઓએ માતા છોડ્યા, પિતા છોડ્યા, ઘર છોડ્યા, બાર છોડ્યા, પુત્ર, પરિવાર, ધધા, જાતિ, બધુ છોડી દીધુ છે, છતા કોઇ વાર સાધુ સામે પદાર્થ આવે છે, તો સાધુના ચિત્તને પણ ચલાયમાન કરી દે છે, તો તમે, કે જેઓ રાત દિવસ મમારી પદાર્થોના સહવાસમા સ્હો-પરિચયમા રહો, તેનાથી મોહ કેમ છૂટી શકે? અને આત્માનુ કલ્યાણ કેમ કરી શકો? કાજળની કોટડીમા એક મનુષ્ય જાય તેને તમે કહો કે તારા કપડા પર એક જગ માત્ર પણ ડાઘ ન પડવા દેજે કપડા પર જરા જેટલો પણ ડાઘ ન લાગે તે કામ જેટલુ કઠીન છે, તેનાથી વધારે ધાઈ માતાની માફક મસારી પદાર્થોથી અલગ રહેવુ કઠીન છે છતા તમે કોશીશ કરો-બહાદુરી કરો, તો જ ગૃહસ્થાશ્રમમા રહીને આત્મકલ્યાણ કરી શકો

આ કામ અસભવિત છે એમ નહિ કહુ, હા જરૂર મુશ્કેલ છે પણ આત્માના કલ્યાણ માટે બહિરાત્મામા મશગુલ નહિ રહેતા આગળ વધો, તો જરૂર તમે **પરમાત્માના** સ્વરૂપમા જશો

## પરમાત્મા કેવા છે?

હવે પરમાત્મનુ લક્ષણ આમ બતાવવામા આવ્યુ કે

निर्लेपो निष्कल शुद्धो निष्पन्नोऽत्यन्तनिर्वृत ।
निर्विकल्पश्च शुद्धात्मा परमात्मेति वर्णित ॥

અર્થાત જે નિર્લેપ એટલે આવરણ-કર્મ રહિત છે, અશરીરી છે, શુદ્ધ છે, જેને રાગદ્વેષાદિ વિકારો નથી સિદ્ધ

સ્વરૂપ છે જે અત્યન્ત નિર્વૃત છે અવિનાશી સુખરૂપ છે, નિર્વિક૯પ છે, એમા ભેદ નથી, એવો શુદ્ધ પરમાત્મા છે

આત્માની આ ત્રીજી સ્થિતિ સર્વથી શ્રેષ્ઠ છે આ અવસ્થાએ પહોંચેલા આત્માને ઇશ્વર કહો, પરમાત્મા કહો બ્રહ્મ કહો કે ગોડ કહો-એ બધુય સરખુ છે તુબડાની જેમ આત્મા જ્યારે લેપરહિત, આવરણ રહિત બની જાય છે, ત્યારે તે પરમાત્મા બને છે શુદ્ધ નિર્મળ પવિત્ર આત્માને પરમાત્મા કહે છે

કેટલાક લોકો કહે છે કે જૈનો ઇશ્વરને નથી માનતા પણ હુ કહીશ કે જૈનોએ ઇશ્વરસ્વરૂપ કેવુ માન્યુ છે તેની તે મહાનુભાવોને ખબર નથી હુ તો કહુ છુ કે જૈનોએ જેવા ઇશ્વરને માન્યા છે તેવા કોઈએ ઇશ્વરને નથી માન્યા જેઓ ઇશ્વરને માને છે તેમણે ઇશ્વર પર કાઈ ને કાઇ આરોપ મૂક્યો છે જ્યારે જૈન ધર્મમા ઇશ્વર પર કોઇ જાતનુ કલક ક્રિયા કે રાગદ્વેષનુ આરોપણ નથી કર્યું

ઇશ્વર જો રાગદ્વેષયુક્ત હોય, તે સુખદુ ખ દેતો હોય ક્રિયા કરતો હોય તો તે ઇશ્વર કેમ કહેવાય? ઇશ્વર તો શુધ્ધ પવિત્ર, નિર્મળ રાગદ્વેષ રહિત છે જો આ વાત તેમનામા હોય તો ઇશ્વર પાસે જવા માટે તેમની પ્રાર્થના કરવાની ઉપાસના કરવાની, ધર્મધ્યાન કરવાની જરૂર જ ન રહેત છોકરાઓ રેતીમા ખાડો કરી અદર પગ નાખી રેતીના ઘર કરે છે અને પછી ભાગી નાખે છે એવુ ઇશ્વર કદી ન કરે ઇશ્વર એકને પૈસાદાર બનાવે અને એકને ગરીબ બનાવે, એકને સુખી બનાવે અને એકને દુખી બનાવે

એકને એક ડઝન જેટલા છોકરાં દે અને એકને એક પણ છોકરૂ ન આપે એવુ ઈશ્વર હગ્ગીઝ ન કરે ઇશ્વર કોઇ પણ પ્રકારની ક્રિયા કરતા નથી ઇશ્વરને રાગદ્વેષ નથી તે નિર્વિકારી છે તે કોઇનુ ભલુએ કરતા નથી ને ભૂડુએ કરતા નથી એ પ્રયોજન રહિત છે એ સપૂર્ણ છે એવા ઇશ્વરસ્વરૂપ બનવા આપણે કોશીશ કરવી જોઇએ

## ઈશ્વર કયારે થવાય ?

આ સીડી પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રકારોએ ધર્મધ્યાન કરવા કહ્યુ છે-જીવનના ધ્યેય માટે ધર્મધ્યાન બતાવ્યુ છે ધર્મધ્યાનનો મુખ્ય હેતુ રાગદ્વેષને મિટાવવાનો છે મુક્તિને પ્રાપ્ત કરવાની અભિલાષ સૌ કોઇ રાખે છે પણ પોતાની માનેલી વાતોને મૂકતા નથી તેઓ માને છે કે પોતે જે રીતે માને છે, એથીજ મુક્તિ થશે શ્વેતામ્બરો દિગમ્બરો, સનાતનીઓ, આર્યસમાજીઓ, મુસ્લીમો ઈસાઇઓ અને અન્ય સપ્રદાયવાળા કહે છે કે અમારીજ મુક્તિ થશે

મુક્તિનો સબધ ધર્મ, જાતિ, વ્યક્તિ કે લક્ષ્મી સાથે નથી મુક્તિનો સબધ રાગદ્વેષ સાથે છે જે આત્મા રાગદ્વેષ મિટાવે છે, તે ગમે તે દેશ, ધર્મ કે જાતિનો હોય પણ તેની મુક્તિ થાય છે કષાયોને છોડવા એનુ નામ છે મુક્તિ માટેજ કહ્યુ છે—

नाशाम्बरत्वे न सिताम्बरत्वे,
न तत्ववादे न च तर्कवादे ।
न पक्षसेवाश्रयणेन मुक्ति
कषायमुक्ति किल मुक्तिरेव ॥

શ્વેતામ્બરો કહે કે જે શ્વેત વસ્ત્ર ધારણ કરે છે તેની જ મુકિત થશે, બીજા કોઇની નહી હવે આ જમાનામા તો અનેક લોકો શ્વેત વસ્ત્ર પહેરનારા છે, તે બધાની મુકિત થઇ જવી જોઇએ પણ તેવુ કાઇ નથી, એવીજ રીતે દિગમ્બરોની પણ મુકિત થતી નથી જો નાગા રહેવામા મુકિત થતી હોય, તો જાનવરોની મુકિત પહેલા થાય તત્ત્વવાદ, તર્કવાદ કે શાસ્ત્રાર્થમા પણ મુકિત નથી એમ તો એવા અનેક પડિતો છે કે જે એક બીજાના વિચારોનુ તર્ક વિતર્ક કુતર્ક કરીને ખડન મડન કરે છે અને શાસ્ત્રાર્થ વખત તર્ક વિતર્ક કરી સભાઓ જિતે છે પણ તેમા તેમની મુકિત નથી કોઈપણ પક્ષ કે સપ્રદાયના આશ્રયમા પણ મુકિત નથી કષાય—રાગ, દ્વેષ મોહ, ઈત્યાદિની મુકિતનુ નામજ મુકિત છે સાધુ થાય, સો વર્ષ સુધી તપસ્યા કરે પણ કષાય –કામ ક્રોધાદિથી મુકિત ન થાય ત્યા સુધી મુકિત, નથી સપ્રદાય કે સસારમા રહેવાથી પણ મુકિત નથી

મુકિત મેળવવી એ કાર્ય અસાધારણ છે જો તમે કામ ક્રોધ, લોભ મોહ, મમત્વને નહિ જીતો તો મોક્ષ નહિ પ્રાપ્ત થાય. ભગવાન્ મહાવીરનો જ દાખલો વિચારી જુઓ તેમણે ઘોર તપસ્યા કરીને કર્મનો ક્ષય કર્યો. આપણે પણ જો મુકિત મેળવવી હોય તો કર્મનો ક્ષય કરવા પ્રયત્ન કરવો જોઇએ જૈન કે બ્રાહ્મણ કુળમા ઉત્પન્ન થવા માત્રથી આપણને કઇ હકક નથી મળી જતો ક આપણને મુકિત મળે. આપણા ઘરમાજ મુકિત છે એવુ કાઇ નથી મુકિતની ચાવી આઝાદ છે એ કઇ કોઈની બાપીકી વસ્તુ નથી કે ઠેકાદારીનુ કામ નથી તમે મોક્ષ સુખ પ્રાપ્ત કરવા ચાહતા હો તો રાગદ્વેષને કમ કરો, કષાયને જિતવા પ્રયત્ન કરો. આત્માના દુર્ગુણને જિતવા કોશિશ કરો જો તમે જાગશો નહિ ઉઠશો નહિ તે માટે

પ્રયત્ન કરશો નહિ, તો આ બધો યે ઉપદેશ બેકાર (નકામો) છે આત્માને શુદ્ધ બનાવી, વિચાર કરશો તોજ ઉપદેશ લીધો સાર્થક છે

## એ જાણપણામાં ધૂળ પડી

"એક શેઠના ઘરમા ચોરી કરવા ચોર ઘૂસ્યો રાત્રે અ ધારૂ થતા તેણે તીજોરી પર હાથ નાખ્યો, આ વખતે શેઠાણી જાગી ગઇ તેણે શેઠને કહ્યુ કે તમે જાગો છો કે ! ઘરમા ચોર આ યો છે શેઠે કહ્યુ કે હુ જાણુ છુ શેઠાણીએ કહ્યુ કે ચોર તીજોરી પાસે પહોચ્યો તો શેઠ કહે હુ જાણુ છુ મિલ્કત ઉઠાવી, તો કહે જાણું છુ, તે લઈને ગયો, તો શેઠ કહે જાણુ છુ, ત્યારે શેઠાણીએ ગુસ્સો કરીને કહ્યુ કે ધૂળ પડી તમારા એ જાણુપણામા"

આપણી દશા પણ આ શેઠજીના જેવી નથી ? કામ ક્રોધ રાગ દ્વેષ રૂપી લુ ટારા આપણા આત્મધનને લૂટી રહ્યા છે અને આપણે બેરીકર થઇને ખાટલા પર પોઢી રહ્યા છીએ આપણે પણ જો માત્ર જાણતા જ રહીશુ અને કાઈ આચરણ મા નહિ ઉતારીએ, તો તેથી કામ નહિ ચાલે, ચોરને જેર કરવાથીજ કામ થાય છે, ખાલી જાણ જાણ કરવુ જ કાઈ નથી જાણ્યા પછી આચારમા મેલના કોશીશ કરો આચારમા નહિ મેલો, તો આખી જી દગી પૂરી થઈ જશે, તો પણ કાઈ જ નહિ થાય

અહીંયાં જે વ્યાખ્યાન થાય છે તે પર ઘેર જઈને વિચાર કરો બાલબચ્ચા, પત્ની, ભાઇ વગેરે સાથે બેસીને વ્યાખ્યાનની વાતની જાણ કરો, અને તેમાથી તમે શુ કરી શકો છો તે નક્કી કરી આચરણમા મૂકવા માંડો માત્ર વ્યાખ્યાન સાભળીને

બેસવાથી જ તમારા આત્માનું કલ્યાણ નહિ થાય મારા જેવા કેટલા યે સાધુ આવશે ને જશે પણ તમે તો ત્યાંના ત્યાંજ રહેશો વ્યાખ્યાન બાબતની તમે નોંધ કરો ઘેર જઈ એકાંતમાં બેસી તે પર વિચાર કરો અને નિશ્ચય કરો કે આટલી બાબત આચરણમાં ઉતારશું વ્યવહારમાં ધર્મનું આચરણ કરો તમે અહીં આવો અને વ્યાખ્યાન સાંભળીને ચાલ્યા જાઓ પણ તેમાનું કાંઈ આચરણ ન કરો તો સાંભળવું નકામું છે અહીંથી તમે ઘેર જશો અને ઘરેથી દુકાને જશો એટલે સાંભળેલું ભૂલી જવાના તો ભૂલવા માટે તમને વ્યાખ્યાન સંભળાવવામાં નથી આવતું અમુક લાઇન પર ચાલશું એટલો તમે નિશ્ચય કરશો તો જ મારી મહેનત સફળ થશે



વ્યાખ્યાન ૪ થુ

(તા ૧૬-૬-૩૭)

# આધ્યાત્મિક ધર્મ

ત્રણ દિવસમા આપણે એ બાબતોનો વિચાર કરી ગયા કે જીવન શુ છે? તેનુ ધ્યેય શુ છે અને જીવન સફળ કેમ થઇ શકે? આપણે એ પણ જોઇ ગયા કે આત્મા જેવી કોઇ વસ્તુ છે આત્મા સુખદુ ખ ભોગવે છે અને આત્મા ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે આત્માને અચ્છેદી, અભેદિ અરૂપી માનવમા આવેલ છે સમસ્ત આત્મા એક સરખા છે પણ આત્મા પર લાગેલા કર્મોને લીધે થતી પ્રવૃત્તિથી જુદા જુદા ભેદો બતાવ્યા છે આત્મા એકનો એક્જ, પણ તે સારી કરણી કરી ઉચ્ચ સ્થિતિ પર જાય, ત્યારે અતરાત્મા અને પરમાત્મા કહેવાય છે

આત્માના જે ત્રણ વિભાગ કહ્યા-બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા અને તેનુ સ્વરૂપ પણ બતાવવામા આવ્યુ, તે ઉપરથી હવે તમારે વિચાર કરવાનો રહે છે કે ઉપલી ત્રણ

સ્થિતિમાથી તમે કઈ સ્થિતિમા છો ? જો તમે પુત્ર, મિત્ર, માલ, મિલ્કત, સ્ત્રી આદિમાજ મસ્ત રહ્યા કરતા હો અને આત્મા શુ છે અને શુ નથી, એનો કાઈ વિચારજ નથી કરતા, તમને આગળ વધવાનુ કશુ ભાનજ નથી—આવી સ્થિતિ જો તમારી હોય તો સમજજો કે તમે બહિરાત્મા છો પણ વૈરાગ્ય, જ્ઞાન ધ્યાનથી તમારે કોશીશ કરવી જોઈએ કે સસારના પદાર્થો જુદા છે ને હુ જુદો છુ

તમારા આત્માનુ ભાન તો તમનેજ થઈ શકે હુ ન કહી શકુ કે તમારો આત્મા કવો છે ? તમે કયા છો ? કઈ સ્થિતિમા છો ? અમારા જેવા સાધુ તો માત્ર રસ્તો બતાવી શકે-માર્ગસૂચન કરે, પણ તમારો આત્મા કેવો છે અને તેને આગળ વધારવા તમારે શુ કરવુ જોઈએ ? તેનો ખ્યાલ તો તમારેજ કરવો જોઈએ એ ખ્યાલ આવતા અમારા આત્માની ઉન્નતિ તમે જરૂર કરી શકશો તમારો આત્મા બહિરાત્મા હોય તો બાહ્ય પદાર્થ અને આત્મા જુદી વસ્તુ છે, તે સમજવા કોશશી કરો એમ કોશીશ કરતા કરતાં તમારા બહિરાત્મા અતરાત્મામા આવશે અને તે પછી અતરઆત્મામાથી પરમાત્મા બનવા કોશીશ કરજો

તમે પૂછશો કે બહિરાત્મામાથી અતરાત્મામા જવાનો ઉપાય શો છે ? ધર્મજ એક એવી વસ્તુ છે કે જેને ધારણ કરવાથી આગળ વધી શકાય છે ધર્મનુ પાલન કરવાથીજ બહિરાત્મા અતરાત્મા બને છે અને અતરાત્મા પરમાત્મા બની શકે છે અત્યારે આપણે આગળ નથી વધી શકતા તેનુ કારણ એ છે કે આપણે સાચા ધર્મને પારખ્યો નથી-ઓળખ્યો નથી, તેથી આપણા માટે એ જાણવુ લાજમી છે કે ધર્મ શી વસ્તુ છે ? અને તેની આરાધના કેમ કરવી ?

## ધર્મમાં ભેદ નહિ છતા ભેદ

ધર્મ એક એવી વસ્તુ છે કે જે કદિ ઉત્પન્ન થઇ શકે નહિ બજારમાથી ખરીદી શકાય નહિ એ તો આત્મા સાથે જ રહે છે તેમા ભેદ ન હોઈ શકે, છતા શાસ્ત્રકારોએ તેના ભેદો બતાવ્યા છે એક પ્રકારનો ધર્મ, બે પ્રકારનો ધર્મ, દસ પ્રકારનો ધર્મ ધર્મના કારણોને-હેતુઓને ધર્મ સમજીને બુદ્ધિ-કલ્પના પહોચી શકે, એટલા ભેદો કરી શકાય

એક તરફથી કહેવામાં આવે છે કે ધર્મના ભેદો ન થઇ શકે, ત્યારે બીજી તરફથી ધર્મના કારણોને પણ ધર્મ કહેવામા આવે છ અપેક્ષાપૂર્વક કારણનો કાર્યમા ઉપચાર કરી શકાય છે, એટલે કે તેના-ધર્મના ભેદો ઉપાયોને લઇને કરી શકાય છે સસારમા સાધ્ય એક અને સાધન અનેક છે, તેમ ધર્મ એક હોવા છતા સાધનથી ભેદો કરીએ છીએ

'अन्तःकरणशुद्धित्वं धर्मत्वम्' અતઃકરણની શુદ્ધિ તે એક પ્રકારનો ધર્મ વસ્તુનો સ્વભાવ તેનુ નામ પણ ધર્મ અગ્નિની ઉષ્ણતા, પાણીની શીતલતા આત્માની સચ્ચિદાનદતા એ એનો ધર્મ છે, બે પ્રકારનો ધર્મ છે -એક આધ્યાત્મિક ધર્મ ને બીજો આચારધર્મ આત્માનો વિચાર, આત્મામા રમણતા, તેમા મસ્ત રહેવુ તેનાથી ઉત્પન્ન થાય તે આધ્યાત્મિક ધર્મ કહેવાય ભિન્ન ભિન્ન પ્રકારના આચારો અને ક્રિયાઓ, જેમકે સામાયિક, પ્રતિક્રમણ, યોગ, સમાધિ, ધ્યાન આદિથી ઉત્પન્ન થતો ધર્મ તે આચારધર્મ આવીજ રીતે ગૃહસ્થનો આચાર અને સાધુનો આચાર એક પ્રકારનો નથી, પણ જુદો જુદો છે ગૃહસ્થના અને સાધુના આચાર દયા, સત્ય, બ્રહ્મચર્યાદિ જુદા છે કોઇ સમય આવી

ગયો કે જે વખતે ધર્મોપદેશકોએ દયાનું સ્વરૂપ બતાવ્યુ પણ વ્યવહારમા એક ગૃહસ્થ ક્યાસુધી તેનુ પાલન કરી શકે અને એક સાધુ ક્યાસુધી પાલન કરી શકે તેનો કાંઇ ભેદ ન બતાવ્યો પરિણામે ગૃહસ્થો ગૃહસ્થધર્મ ન સમજી શકયો અને સાધુધર્મની દયા પણ ન પાળી શકયા, એટલે એકકેમા ન રહ્યા ગૃહસ્થોની દયા સવા વીસવાની અને સાધુની વીસ વીસવાની કહી ગૃહસ્થોને માટે શ્રી હેમચદ્રાચાર્યે કહ્યુ છે કે निरपराधत्रसजन्तूनां हिंसां संकल्पतस्त्यजेत् નિરપરાધી એવા ત્રસ જીવોને મારવાની બુદ્ધિ ન મારે ગૃહસ્થોની અહિંસા ની આ વ્યાખ્યાથી સમજી શકાય છે કે ગૃહસ્થ ગૃહસ્થાશ્રમમા રહીને શુ કરી શકે છે? આજે જો કોઇ ગૃહસ્થ ગાય રાખવા વિચાર કરે તો બીજો કહેશે કે તમે શ્રાવક થઇને ગાય ભેંશ રાખો છો? એક ગૃહસ્થનો ખેતી કરવા વિચાર થાય ત્યારે તેને કહેવામા આવે કે તમે શ્રાવક થઇને ખેતી કરાવી પૃથ્વીનુ પેટ ફોડાવશો? આજે આપણા ગૃહસ્થોને મોટર રાખવા જગ્યા મળે છે, પણ તેમનાથી ગાય કે બકરી ન રાખી શકાય કરાચીમા કુતરા મરે છે તે માટે આપણે ચીડાઇએ છીએ, પણ દરેક જણ એક એક કુતરો રાખી લે તો કેટલા બધા કુતરા બચી જાય? તમે ઘરમા બેસીને પોકાર કરો છો કે કુતરાને બચાવવા જોઇએ, પણ, કોઇ એમ નથી કહેતુ કે લાવો એક એક કુતરો અમે અમારા ઘરે બાધીશુ, કે જેથી એ વફાદાર પ્રાણી આપણી મિલ્કત અને જાનની પણ રક્ષા કરશે પણ તમે એ વસ્તુ શીખ્યા નથી ગૃહસ્થધર્મ અને સાધુધર્મ જુદો જુદો છે, એ તમે સમજી ન શકો ત્યાસુધી તમે તમારા ધર્મનુ પાલન શી રીતે કરી શકો? હવે ધર્મના બીજા ભેદ જુઓ

જ્ઞાન દર્શન અને ચારિત્રથી ઉત્પન્ન થતો ધર્મ એ ત્રણ પ્રકારનો ધર્મ સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્ર—જેને હિંદુ શાસ્ત્રો સત્ ચિત્ અને આનંદ કહે છે, એની ત્રિપુટી ન મળે, ત્યાસુધી મોક્ષની પ્રાપ્તિ ન થાય, દાન, શીયલ, તપ અને ભાવના—એ ચાર પ્રકારનો ધર્મ હિંસા, અસત્ય, ચોરી, લોભવૃત્તિ અને અબ્રહ્મચર્ય—એનો ત્યાગ કરવો તે પાંચ પ્રકારનો ધર્મ છ પ્રકારના જીવોની રક્ષા કરવી તે છ પ્રકારનો ધર્મ જેનાથી આત્માને લાભ થાય, આત્માની શુધ્ધિ થાય તે ધર્મ કારણભૂત છે આ પ્રકારના ધર્મોની બની શકે તેટલી આરાધના કરી સુખ મેળવી શકાય છે

*જીવનનુ ધ્યેય શુ છે? હેતુ શો છે? આપણે સૌ સુખ મેળવવા જીવન વ્યતીત કરીએ છીએ આ વસ્તુ જો નક્કી છે, તો ધર્મ એજ સુખનુ સાધન છે જે ધર્મથી સુખની પ્રાપ્તિ થઇ શકે, તે ધર્મની આપણે આરાધના કરવી જોઈએ પણ સાથે સાથે એ જાણી લેવુ જોઇએ કે,*

## સુખદુઃખની શી વસ્તુ છે?

સુખ શુ અને દુખ શુ છે, એ વિષે જગત્ બ્રાંતિમા છે સંસારમાં રહીને આપણે અત્યારે જેને સુખ માનીએ છીએ, તે વસ્તુત સુખ નથી છતા પણ ત્યાં સુખ માનીએ છીએ દાખલા તરીકે અમારા એક મુનિરાજ અત્યારે બીમાર છે ડા. ન્યાલચંદ પાસે તેમની દવા કરાવીએ છીએ તેમની તબીયત સારી થઇ જાય, તો બધાને સંતોષ થાય

તેમને પણ સંતોષ થાય કે હાશ ડૉ ન્યાલચંદે બહુ સારુ કર્યું અને એથી સુખ થયુ માનીએ પણ ખરી રીતે શુ આ સુખ છે? બીમારીના કારણે જે દુઃખ થઈ રહ્યુ છે તે દુખની નિવૃત્તિ છે, વસ્તુત સુખ નથી

બીજો દાખલો જુઓ મને આગળી પાકે રાત્રે નિદ્રા ન આવે પાચથી આગળી લબકારા મારે સવારે ડાક્ટર ઓપરેશન કરીને પીપ કાઢી નાખે, મારી વેદના મટી જાય પછી હુ કહુ છુ કે હાશ, મને ઘણુ સુખ થયુ પણ જેને વેદના થઈ નથી જેને આખી રાત નિદ્રા આવી છે, તે એમ નહિ કહે કે મને સુખ થયુ હકીકતમા એમ છે કે વેદનાનો નાશ થાય છે દુખની નિવૃત્તિ થાય છે તેને આપણે સુખ કહીએ છીએ આ સસારના તમામ સુખો વેદનાની નિવૃત્તિ રૂપ છે ખરૂ સુખ નથી ખરૂ સુખ-સ્વાભાવિક સુખ જુદી વસ્તુ છે

આ સસારમા રહીને અગર કોઈ કહે કે હુ વાસ્તવિક સુખનો—સ્વાભાવિક સુખનો અનુભવ કરૂ છુ તો તે ખોટુ છે તમે બપોરના બાર વાગે દુકાનેથી ઘેર આવો છો. તમને ભૂખ લાગી છે તમે રોટલા ખાઓ છો પછી કહો છો કે હાશ ઠીક થયુ, પણ જેને ભૂખ નથી લાગી તે એમ નહિ કહે ગરમીના દિવસોમા તમને ઉકળાટ બહુ થાય છે, તમે બહાર જાઓ છો પવનની ઠડી લહેર આવે છે ત્યારે તમે કહો છો કે હાશ બહુ સુખ થયુ વસ્તુત ગરમીના દુખની નિવૃત્તિ થાય છે, અને તેને આપણે સુખ થયુ કહીએ છીએ

એક માણસ વિકારી બને છે, તેને કામજ્વર ઉત્પન્ન થાય છે, તે માણસ કામની તૃપ્તિ કરે છે તે વખતે સમજે છે કે

સુખ થયું પણ જેને કામજ્વર ઉત્પન્ન નથી થયો તે એમ નહીં કહે કે મને સુખ થયુ એટલે આ સસારના જે સુખો છે તે દુ ખની નિવૃત્તિ સિવાય બીજુ કાંઈ નથી ત્યારે સુખ શુ છે ?

ખરૂ સુખ તો આધ્યાત્મિક સુખ છે આત્મરમણતામા છે પોતાના મૂળ સ્વરૂપમા આત્મા રમણ કરે, તે વખતે જે સુખ થાય છે, એ સુખ અનિવર્ચનીય, અગોચર અને અકથ્ય છે તેનુ કોઇનાથી વર્ણન ન થઇ શકે તમે કોઇ ગિરિ ગુફામા જાઓ, તમને કોઇ યોગી મળે. તે સસારની વાસનાથી પર છે તમે ત્યા ચુપચાપ બેસો, તે સમાધિમા છે-આત્મરમણતામા મસ્ત છે આત્મરમણતામા મસ્ત થએલ એ સાધુને એક ચમકારો આવી ગયો તેને શુદ્ધિ આવી તે સમાધિમાથી જાગી ઉઠયા તે વખતે તમે તેને પૂછશો કે 'મહારાજ, શુ થયુ ?' તો તે કહેશે કે ' મને ખબર નથી તમે જોયુ હોય તે ખરૂ મારા મગજમા એવી સુદર લ્હેર આવી ગઇ કે જેને લીધે મને અપૂર્વ આનદ થયો તેનુ ઉદાહરણ આપી શકાય તેમ નથી ' આ સુખ આધ્યાત્મિક સુખ છે ક્ષણસર આનદની લ્હેર આવી તે ખરૂ સુખ છે

આ તો ક્ષણનું સુખ થયુ, પણ હમેશને માટે આત્મા રમણ કરે, તે સુખ વાસ્તવિક છે આવા સુખને માટે તમે કોશીષ કરો આ સુખનું વર્ણન ન થઇ શકે તમે બાગ કે બગીચાનુ વર્ણન કરી શકો, પણ આધ્યાત્મિક સુખનુ વર્ણન કેવળજ્ઞાની પણ શબ્દોથી ન કરી શકે એક વસ્તુ બતાવુ. જેનો તમે હમેશા ઉપયોગ કરો છો, તેનુ તમે પોતે વર્ણન નહિ કરી શકો તમે બધા દરરોજ ઘી ખાઓ છો; પણ

તેમને પણ સંતોષ થાય કે હાશ, ડૉ. ન્યાલચંદે બહુ સારુ કર્યું અને એથી સુખ થયુ માનીએ પણ ખરી રીતે શુ આ સુખ છે? બીમારીના કારણે જે દુઃખ થઈ રહ્યુ છે તે દુઃખની નિવૃત્તિ છે, વસ્તુત સુખ નથી

બીજો દાખલો જુઓ મને આંગળી પાકે, રાત્રે નિદ્રા ન આવે પાચથી આગળી લબકારા મારે સવારે ડાકટર ઓપરેશન કરીને પીપ કાઢી નાખે મારી વે૦ના મગી જાય પછી હુ કહુ છુ કે હાશ, મને ઘણુ સુખ થયુ પણ જેને વેદના થઈ નથી જેને આખી રાત નિદ્રા આવી છે, તે એમ નહિ કહે કે મને સુખ થયુ હકીકતમા એમ છે કે વેદનાનો નાશ થાય છે દુઃખની નિવૃત્તિ થાય ને તેને આપણે સુખ કહીએ છીએ આ સસારના તમામ સુખો વેદનાની નિવૃત્તિ રૂપ છે ખરૂ સુખ નથી ખરૂ સુખ-સ્વાભાવિક સુખ જુદી વસ્તુ છે

આ સસારમા રહીને અગર કોઈ કહે કે હુ વાસ્તવિક સુખનો—સ્વાભાવિક સુખનો અનુભવ કરૂ છુ, તો ત ખોટુ છે તમે બપોરના બાર વાગે દુકાનેથી ઘેર આવો છો. તમને ભૂખ લાગી છે તમે રોટલા ખાઓ છો પછી કહો છો કે હાશ ઠીક થયુ, પણ જેને ભૂખ નથી લાગી તે એમ નહિ કહે ગરમીના દિવસોમા તમને ઉકળાટ બહુ થાય છે તમે બહાર જાઓ છો પવનની ઠંડી લ્હેર આવે છે ત્યારે તમે કહો છો કે હાશ બહુ સુખ થયુ વસ્તુત ગરમીના દુઃખની નિવૃત્તિ થાય છે અને તેને આપણે સુખ થયુ કહીએ છીએ

એક માણસ વિકાસી બને છે, તેને કામજ્વર ઉત્પન્ન થાય છે, તે માણસ કામની તૃપ્તિ કરે છે, તે વખતે સમજે છે કે

સુખ થયું, પણ જેને કામજ્વર ઉત્પન્ન નથી થયો તે એમ નહીં કહે કે મને સુખ થયુ એટલે આ સંસારના જે સુખો છે તે દુ ખની નિવૃત્તિ સિવાય બીજુ કાંઈ નથી ત્યારે સુખ શુ છે ?

ખરૂ સુખ તો આધ્યાત્મિક સુખ છે આત્મરમણુતામ છે પોતાના મૂળ સ્વરૂપમા આત્મા રમણ કરે, તે વખતે જે સુખ થાય છે, એ સુખ અનિવર્ચનીય, અગોચર અને અકથ્ય છે તેનુ કોઇનાથી વર્ણન ન થઇ શકે તમે કોઇ ગિરિ ગુફામા જાઓ, તમને કોઇ યોગી મળે. તે સંસારની વાસનાથી પ. છે તમે ત્યા ચુપચાપ બેસો, તે સમાધિમા છે–આત્મરમણુતામા મસ્ત છે આત્મરમણુતામા મસ્ત થએલ એ સાધુને એક ચમકારો આવી ગયો તેને શુદ્ધિ આવી તે સમાધિમાથી જાગી ઉઠયા તે વખતે તમે તેને પૂછશો કે 'મહારાજ, શુ થયુ?' તો તે કહેશે કે ' મને ખબર નથી તમે જોયુ હોય ત ખરૂ માગ મગજમા એવી સુંદર લ્હેર આવી ગઇ કે જેને લીધે મને અપૂર્વ આનંદ થયો તેનુ ઉદાહરણ આપી શકાય તેમ નથી ' આ સુખ આધ્યાત્મિક સુખ છે ક્ષણભર આનંદની લ્હેર આવી તે ખરૂ સુખ છે

આ તો ક્ષણનું સુખ થયુ, પણ હમેશને માટે આત્મા રમણ કરે, તે સુખ વાસ્તવિક છે આવા સુખને માટે તમે કોશીષ કરો આ સુખનું વર્ણન ન થઇ શ તમે બાગ કે બગીચાનુ વર્ણન કરી શકો પણ આધ્યાત્મિક સુખનુ વર્ણન કેવળજ્ઞાની પણ શબ્દોથી ન કરી શકે એક પણ બતાવુ. જેનો તમે હમેશા ઉપયોગ કરો છો, તેનુ તમે પોતે વર્ણન નહિ કરી શકો તમે બધા દસ્તોજ ઘી ખાઓ છો, પણ

વર્ણન તમે નહિ કરી શકો કે ઘીનો સ્વાદ કેવો છે? તમે ઘી હમેશા દિવસમા ત્રણ ચાર વાર ખાઓ છો પણ તેનુ વર્ણન કરવા માટે તમારી પાસે શબ્દો નથી તમે કહેશો કે ઘી બહુ સુદર છે મધુર છે, આમ છે, તેમ છે તે પણ ઉદાહરણથી નહી સમજાવી શકો તેનુ વર્ણન, રોજ અનુભવ કરતા છતા તમે નથી કહી શકતા, કે સ્વાદમા તે કેવુ છે? ત્યારે જે અગમ્ય છે અગોચર છે તે વસ્તુનુ વર્ણન મારા જેવા અ પજ્ઞ કેમ કરી શકે? તે અનુભવજન્ય વસ્તુ છે યોગી એક ક્ષણિક લ્હેરનુ વર્ણન ન કરી શકે તો અખડધારા અને અનતસુખની લ્હેરનુ વર્ણન કેમ કરી શકાય?

સાચી આત્મરમણતા તે અનિર્વચનીય સુખ છે તેને માટે આપણે પ્રયત્ન કરીએ છીએ આ સસારમા રહીને માણસ ચાહે છે કે સુખમય જીદગી વ્યતીત થાય ક્ષણિક સુખની તૃપ્તિ માટે ઉપાય સાધવાની જરૂર છે આ ઉપાય તે એજ કે સસારમા રહેવા છતા આધ્યાત્મિક ભાવનામા મસ્ત થાઓ ચાર છોકરાનો બાપ તેમને રમાડી જે આનદ ન અનુભવી શકે, તે આનદ આત્મામા રમણ કરીને ભોગવી શકે છે

## આધ્યાત્મિક વિચાર

આ આધ્યાત્મિક સુખ મેળવવાના ત્રણ રસ્તા છે — વિચાર, ઉચ્ચાર અને આચાર તમે આધ્યાત્મિક વિચાર કરો 'મેતારજ મુનિ ઘોર તપસ્વી હતા માસ ખમણને પારણે એક સોનીને ત્યા' તે ભિક્ષા માગવા જાય છે સોની ભિક્ષા વોરાવે છે પણ સોનીના જવલા એક ચકલી ઉપાડી જાય છે આ સાધુએજ સોનાના જવલા લીધા, એવો શક સોનીને

પડતા તે સાધુને તકલીફ આપે છે મારપીટ કરે છે મેતા રજ મુનિ તો આત્મરમણતામા મગ્ન બને છે સોનીએ તેમને તડકામા રાખી ખૂબ કષ્ટ આપ્યુ, સખત તાપથી તેમના હાડકા ખખડવા લાગ્યા, ચામડી તૂટવા લાગી મુનિ મનમા ભાવના ભાવે છે કે ચોરી કોણે કરી છે, પણ સોનીનો કાઇ દોષ નથી મારા કર્મનો દોષ છે આ દ્વારા દુખ ઉઠાવવાનું મારા માટે નિર્માણ થયુ છે મુનિ આ રીતે સદ્વિચારમા મગ્ન બને છે અને કેવળજ્ઞાન પામે છે" આનુ નામ સદ્ વિચાર-આધ્યાત્મિક વિચાર !

"આવીજ રીતે જુવાન અરણિક મુનિ ભિક્ષા માટે જાય છે તેમની સુદરતા પર એક સ્ત્રી મુગ્ધ થાય છે તેણી તેમને કહે છે કે 'આ તમારૂ રૂપ લાવણ્ય કષ્ટ ઉઠાવવા માટે નથી, પણ સ સારની વાસના તૃપ્ત કરવા માટે છે માટે તમે તમારૂ જીવન બરબાદ ન કરો' જુવાન સાધુ તેણીના ફદામા ફસાઇ જાય છે થોડીવાર પછી એ સાધુની માતા અરણિક, અરણિક કરતી, રોતી પીટતી એ રસ્તેથી નીકળે છે તે વિલાપ કરે છે કે સાધુ અરણિક કયા ફસાઇ ગયો હશે ? ભિક્ષા લઇને હજી સુધી પાછો કેમ ન આવ્યો ? ઉપરથી અરણિક પોતાની માતાને રોતી જુએ છે, તેને પશ્ચાત્તાપ થાય છે જે માતાની કુક્ષીથી મે જન્મ લીધો છે અને સયમનો સ્વીકાર કર્યો છે તેને કલકિત કેમ કરૂ છુ, થુકેલી વસ્તુનો-વમેલી વસ્તુનો ઉપભોગ કરવા હુ તૈયાર થયો છુ ? ધિક્કાર છે મને !!

તે નીચે આવીને માતાના ચરણમા પડે છે અને ચોધારા આંસુએ માતાને કહે છે કે 'મા મે વિચાર ન કર્યો હુ અધમ છુ, પાપી છુ મે અધર્મ કર્યો' આટલુ છતા માતા તેને નથી કહેતી કે તુ ઘેર ચાલ માતા કહે છે કે "

ચારિત્રથી ભ્રષ્ટ થાય તે તને ન શોભે તારામા મનોબળ નથી, તો ચારિત્રનું પાલન કેમ થઈ શકશે ?' તે તેને ગુરૂ પાસે લઇ જાય છે ગુરૂ તેને ઉપદેશ આપે છે કે ક્ષણભર માટે પણ તુ આત્માની રમણતામા મસ્ત થા તે ગુરૂજીને પૂછે છે કે હુ આત્માનો વિચાર શો રીતે કરૂ ? ગુરૂ કહે છે કે જો તુ વર્ષો સુધી ચારિત્ર ન પાળે તો હરકત નહિ આ ધગધગતી શિલા પડી છે તારૂ મનોબળ મજબુત હોય તો તે શિલા પર જઇને બેસ અને અણશન કરી લે, તારો બેડો પાર થશે અરણિક મુનિ પુરૂષાર્થ કરી, ગુરૂને નમન કરી અગ્નિથી ધગધગતી શિલા પર બેસીને બેડો પાર કરે છે ? આનુ નામ આધ્યાત્મિક વિચાર

## આત્મામા મસ્ત બનો

તમે પણ એકાન્તમા રાત્રિના પાછલા પહોરામા બેસી આત્મામા મસ્ત થાઓ શરૂઆત ભલે એક સેકડથી કે એક મીનીટ થાય તેની ફીકર નહી આસ્તે આસ્તે તમે અભ્યાસ વધારો

ઉપરથી આપણે જોઈ શકયા કે આધ્ય ત્મિક ધર્મ એટલે આત્મામા મસ્ત થવુ–આત્મ રમણતામા નિમગ્ન તન્મીન થઇ જવુ સસારી પદાર્થો જુદી વસ્તુ છે બાહ્ય ક્રિયા પણ આધ્યાત્મિકતાનુ સાધન બને છે ક્રિયા તો દરેક કરવી જોઈએ પણ છેવટનો માર્ગ આધ્યાત્મિક છે તે બાબત દરેકે વિચાર કરવો જોઈએ ઘણાઓની ક્રિયાઓ તરફ અભિરૂચિ હોય છે, પણ આધ્યત્મિક ભાવના તરફ ઉદાસીનતા હોય છે સામાયિક, પ્રતિક્રમણ પોસા કે સધ્યા કરાય છે પણ એ શા માટે કરવામા આવે છે એનો વિચાર બહુજ ઓછા

માણસો કરે છે ક્રિયામાથી શુ મેળવવાનુ છે? એ ખાસ શોધવુ જોઇએ સામયિક કરવા ૧૫-૨૦ ભેરા ભેગા થાઓ, અને દુનિયાભરની કુથલી કરો, તે સામાયિક નથી સામાયિક માટે અમુક વખત કાઢીને નિયમિત રીતે એકાતમા કરો એકાતમા બેસીને તમારે આત્મા સબધી વિચાર કરવો જોઇએ જ્યારે તમે આધ્યાત્મિક વિચાર કરતા થશો, ત્યારે તમને આનદઘનજીના આ કથનની સત્યતા સમજાશે કે-

વપુ વિનાશી, તુ અવિનાશી, અબ હૈ ઉસકા વિલાસી,
વપુ સગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી

આ શરીર વિનાશી છે-નાશવત છે અને આત્મા અવિનાશી છે બન્નેના ભિન્ન ભિન્ન ધર્મ છે શરીર નાશવાન છે, છતા તેને મોટુ કરવા, સુદર બનાવવા તમે કોશીશ કરો છો, પણ આત્માને સુદર બનાવવા તમે શુ કરો છો ?

## કમખાઓ અને ગમખાઓ.

આપણા જીવનરૂપી કપનીના બે ભાગીદાર છે-એક શરીર અને બીજો આત્મા આમા શરીરનો હિસ્સો કેટલો અને આત્માનો હીસ્સો કેટલો છે, તે તમે કહી શકશો ? કોઈ ભાગીદારનો રૂપીએ દસ આના હીસ્સો હોય છે તો બીજાનો ૭ આની હોય છે કોઇનો ચાર આની તો બીજાનો બાર આની, અથવા બન્નેના આઠ આઠ આના પણ હોય છે હવે તમારી જીવનની કપનીમા આત્માનો કેટલો ભાગ છે? કઈ કહેશો ? જો તમારા આત્માનો કઇ પણ ભાગ ન હોય તો સોળેસોળ આના શરીરના થયા તમે સમજી શકો છો કે એક માણસ પોતેજ સોળેસોળ આની હીસ્સો ખાઇ જતો હોય, તો બીજો ભાગીદાર કેટલા વખત

સુધી ટકી શકે ? તેમ તમે શરીર માટેજ બધુ કર્યાજ કરો, પણ આત્મા માટે કાઇ ન કરો, તો તેથી તમને કાઈ આત્મિક લાભ થાય ખરો ? ધનની રક્ષા થાટે તમે મકાનની મરામત કરો છો ? તેમ આત્માની રક્ષા માટે કાઇ કરવુ જોઈએ કે નહિ ? આત્માને રહેવાના મકાન રૂપી શરીરનું તમે ભલે મ રક્ષણ કરો પણ સાથે સાથે આત્માને પોતાને સાચવવા કાઇયે ન કરવુ ન જોઇએ ? તમે ભલે શરીરને સુધારો, સુઘડ રાખો તદુરસ્ત રાખો, પણ આત્માને પુષ્ટ બનાવો આને માટે હુ તમને એક ટૂકો અને ટચ્ચ ઉપાય બતાવુ તમે ઘરમા દિવાલ પર અને થાભલા પર લખી રાખો 'કમ ખાના ઔર ગમ ખાના'' અર્થાત્ શરીરને પુષ્ટ કરવુ હોય તો કમ ખાઓ અને આત્માને પુષ્ટ કરવો હોય તો ગમ ખાઓ.

શરીરમાં કાઇ ને કાઈ પદાર્થો આ યા જાય છે, તેથી શરીર રોગી રહે છે, આપણને ભૂખ ન લાગી હોય છતા પેટમા આચરકુચર ભર્યા કરીએ છીએ આપણા શરીર રૂપી બોઇલરમા એટલા બધા કોલસા ભરતા રહીએ છીએ કે જેથી બોઇલર ફાટી જાય માટે જો તમારે તદુરસ્તી રાખવી હોય તો કમ ખાઓ ભૂખ લાગી હોય તેથી ઓછુ ખાઓ અને આત્માને તદુરસ્ત રાખવો હોય તો ગમ ખાઓ

તમને ક્રોધ કરવાનુ, ગુસ્સે થવાનુ ગમે તે નિમિત્ત મળે તો પણ તે વખતે તમે ગમ ખાઓ એક માણસ તમારૂ અપમાન કરે, તમારૂ બુરૂ કરે તો ગમ ખાઇ જાઓ એક માણસ તમને બે ગાળો આપે અને તમે તેને સામી ચાર ગાળો આપો, તો તમે કયાના સજ્જન ! સામો માણસ બેવકૂફ હતો તો તમને ગાળો દીધી પણ તમે તો સજ્જન છો ડાહ્યા છો તો તેની બે ગાળો સહન કરી લ્યો બેના

બદલે ગાર આપવામા આપણે એના કરતા ડાહ્યા ન કહેવાઈએ

આજે ઘરેઘરમા સાસુ વહુ, નણદ ભોજાઇ, દેરાણી જેઠાણી, પતિ પત્ની, અને બાપ બેટા વચ્ચે કલેશો અને કકાસો થઈ રહ્યા છે પરિણામે ગોળાના પાણી પણ સૂકાઇ છે પણ કોઈ ગમ ખાતા શીખ્યા નથી એ સૌ ગમ ખાય તો અશાત અને સ્મશાનતુલ્ય બનેલા ઘરો આજે સાચી શાન્તિ આપવાવાળા સ્વર્ગતુલ્ય દેવભુવનો બની જાય

'એક ઘરમા સાસુ વહુને ખુબ લડાઇ થતી વહુ જરાનાર બહાર જાય તો સાસુ કહે કે "રાડ કયાં ગઇ હતી ?" વહુ પણ પહોચેલી કે તે પણ સાસુને ગાળો દે પછી ખૂબ લડાઈ થાય અને પાડોશી તેમજ રસ્તે જનારા માણસો તમાસો જોવા ભેગા થાય પણ લડાઇ ન મટે

એક વખત ગામમા સાધુ આવ્યા એટલે વહુ તેમની પાસે ગઇ પગે લાગી ને બેઠી અને સાધુને કહેવા લાગી કે 'મહારાજ મારૂ દુખ મટાડો મારી સાસુ ગડ એવી ખરાબ છે કે મને સુખે રહેવા દેતી નથી હુ જરા બ્હાર જાઉં તો વઢે, છોકરૂ રડે અને ઘોડીયુ ન ચલાવુ તો વઢે, જરા જરામા અમને લડાઇ થાય છે, તો આપ મને કાઇ મત્ર આપો કે જેથી મારી સાસુ મને વશ થાય

સાધુ સમજી ગયા કે જે સ્ત્રી મારી હાજરીમાં પોતાની સાસુને "રાડ" કહે છે, તે ત્યા તો શુ શુ શુ ય કહેતી હશે ? તેમણે તેને કહ્યુ કે હુ તને તારી સાસુને વશ કરવાનો મત્ર તો આપુ પણ તારાથી વિધિ નહિ થઇ શકે વિધિનુ પાલન-કરવામા આવે તોજ મત્ર સિદ્ધ થાય.

તે સ્ત્રીએ કહ્યુ કે 'આપ કહો તેમ કરવા હુ તૈયાર છુ-આપ જો રાડને સિધિ કરો તો

સાધુ મહારાજે મત્ર લખી આપ્યો અને કહ્યુ કે તુ મોટુ માદળીયુ લઇ આવ' તેણી તરતજ બજારમાથી એક મોટુ માદળીયુ લઈ આવી સાધુએ તેમા પેલા મત્રનો કાગળ નાખી આપ્યો બાદ કહ્યુ કે 'આ માદળીયુ તુ તારી ડોકમા પહેરી રાખજે એટલે તારી મનોકામના સિધ, થશે પણ એ વાત તને કહેતા ભૂલી ગયો આ માદળીયા પર તારી સાસુની હવા ન લાગવી જોઇએ તે સભાળજે

સ્ત્રીએ કહ્યુ કે એ તો મુશ્કેલ કામ છે, કેમકે હુ ઘેર જઇશ કે તરત તે મારી ગરદન પકડશે મારી છાતી પર મોઢુ લાવી મને ગાળો દેશે, તે વખતે તેની હવા માદળાયાને જરૂર લાગવાની, તો મારે શુ કરવુ, મને તેનો ઉપાય બતાવો'

સાધુએ કહ્યુ કે જો એમજ હોય તો તારી સાસુ તને ગાળો ભાડવી શરૂ કરે તે વખતે આ માદળીયુ તારા મોઢામા મૂકજે અને જ્યાસુધી તારી સાસુ બોલની બધ ન થાય ત્યાંસુધી માદળીયુ તુ મોઢામાથી બહાર ન કાઢજે

તેણીએ તેમ કરવાનુ કબૂલ કર્યુ, અને ઘેર જતા જ સાસુએ ગાળો ભાડવા માડી અને પૂછયુ કે 'રાડ, અત્યાર સુધી તુ કયા ગઈ હતી?' વહુએ તરતજ મોઢામા માદળીયુ મૂકી દીધુ આથી તેણી બોલીજ ન શકી સાસુ એકલીજ બોલ્યા કરે લોકો ભેગા થઈ ગયા વહુ ચૂપચાપ બેઠી હતી તેથી લોકો વહુના પક્ષમા થઇ ગયા અને સાસુ થાકી એટલે બોલતી બધ થઇ ગઇ વહુને પણ બહુ આનદ થયો.

માદળીયાના પ્રભાવથી ચકિત થઇ અને જ્યારે જ્યારે સાસુ કજીયાના આદરણ કરે ત્યારે વહુ મોઢામા માદળીયુ ઘાલી દે, આથી સાસુ પણ સમજી ગઇ અને તેણીએ બોલવાનું બધ કર્યું"

બહેનો, તમારે ત્યા સાસુ વહુની, નણદ ભોજાઇની, દેરાણી જેઠાણીની કે ધણી ધણીયાણીની લડાઇ થાય, ત્યારે તમે પણ માદળીયુ મોઢામા મૂકી દેજો આથી લડાઇ શાત થશે, ઘરનો કજીઓ બધ પડશે, તમને ખાવુ ભાવશે અને કર્મબધન દૂર થશે

હવે આવી પુરૂષોની વાત બાઇઓ માટે કાઇ કહીએ છીએ તો તમે રાજી થાઓ છો, તો તમે પણ એક વાત સાભળી લ્યો

તમે કામ કરીને થાકયા પાકયા જ્યારે ઘેર આવો છો તમારા પેટમા ભૂખને લીધે ગલુડીયા બોલતા હોય છે તે વખતે તમારી પત્ની ભોજનની થાળી રજુ કરે છે

થાળીમા રોટલી, દાળ, શાક, આચાર, ચટણી, રાઇતુ, પાપડ એવી અનેક ચીજો પીરસવામા આવી છે, તમે ખાવા બેસો છો અને દાળનો સબડકો લ્યો છો, તો દાળ ખારી ઉહ જેવી તેમા નીમક વધારે પડી ગયુ છે આ વખતે તમારો પિત્તો ઉછળી આવે છે તમારી પ્રેમાળ પત્નીને તમે કહો છો કે "રાડ, તારૂ ચિત્ત કયા ભમે છે?" એમ કહીને થાળીનો એવો તો ઘા કરો છો કે તે જઇને નીચે ફળીમા પડે છે અને તેણીને મારવા માટે ચપલ કે બુટ શોધો છો

સ્ત્રી પણ સમજે છે કે આજે પતિદેવ વિફર્યા છે, એટલે

તેણી લાકડી શોધવા દોડે છે આ વખતે ખાવાનુ ખાવાના ઠેકાણે રહે છે શોર બકોરથી લોકો જમા થાય છે અને વગર પૈસાનો સીનેમા જુએ છે પણ દાળમા પડેલુ વધુ પડતુ નીમક નીકળતુ નથી તો પછી આવી મારામારી કરવામા ફાયદો શુ ?

તમે ગુસ્સાના આવેશમા ખાધા વિનાના ઓફીસ કે દુકાને પાછા ચા યા ગયા અને ત્યા પણ શેઠ કે ઘરાકો સાથે ધમાધમ કરવી પડી તમારા ઘરનો ફજેતો થયો, બે માણસ વચ્ચે કલેશ થયો, છતા દાળમાથી નીમક તો નજ નીકળ્યુ તે નજ નીકળ્યુ

આવા વખતે તમારે શુ કરવુ જોઇએ ? દાળમા વધારે પડતુ નીમક પડી ગયુ હોય તો ગુસ્સે નહિ થતા ગમ ખાતા શીખવુ જોઇએ અને કાંઈ પણ કકળાટ કર્યા વિના દાળની કટોરી થાળીમાથી દૂર કરી શાકથી ચલાવી લેવુ જોઈએ જરૂર જેવુ જણાય તો સાકર યા ગોળ માગો અને જે ભાવે તે ચૂપચાપ ખાઇને ઓફીસે કે દુકાને જાઓ

રસોઈ કરનાર ખાવા બેસશે અને દાળ ખારી લાગશે ત્યારે તેની અક્કલ ઠેકાણે આવશે તેણી તમારા ગુણની કદર કરતા કહેશે કે, હાય હાય, દાળમા વધારે મીઠુ પડવા છતા મારા પતિદેવ કાંઇ બો યા નહિ પોતાને જે ભાવ્યુ તે ખાઇને ચાલ્યા ગયા ? મારાથી આવી કેટલીયે ભુલો થતી હશે છતા તે કેવા ભલા છે કે મને એક શબ્દ પણ કહેતા નથી ધિક્કાર છે મને કે ઘરમા બેઠા બેઠા પણ મારાથી તેમની સેવા થઇ શકતી નથી આવા વિચારથી તેણી રડી

ઉઠશે અને મનમા સંકલ્પ કરશે કે આવી ભૂલ હુ કદી નહિ કરૂ

તમે સૌ ગમ ખાતા શીખો, તો ઘરમા ક્લેશ ન થાય આ કાઈ મોટી વાત નથી તમે સૌ ધારો તો આચારમા મૂકી શકો છો જ્યારે તમારા આત્મામા દુખ થવાનુ નિમિત્ત મળે ત્યારે તમે ગમ ખાઓ આથી તમે દેવ સમાન બની શકશો અને તમાના ઘરો સુખ, શાતિ અને આનદના ધામો થઇ પડશે અને તમે આધ્યાત્મિક ધર્મનુ પાલન કરી સુખને પ્રાપ્ત કરશો કારણ કે હુ પહેલા જ કહી ચૂક્યો છુ, કે ગમ ખાવાથી આત્મા પુષ્ટ થાય છે આત્માની પુષ્ટતા એજ આધ્યાત્મિક ઉન્નતિ



વ્યાખ્યાન ૫ મુ

(તા. ૧૭-૬-૮૭)

## આધ્યાત્મિક ધર્મ

(૨)

આપણે અત્યાર સુધીમા એ વસ્તુ જોઇ ગયા કે ધર્મ અનાદિ અને અનત છે. તેની ઉત્પત્તિ થઈ નથી ને થઇ શકે પણ નહિ એ ધર્મના ભેદો ન હોઇ શકે, છતા કારણનો કાર્યમા ઉપચાર કરીને ભેદો કરવામા આવ્યા છે સુખની પ્રાપ્તિના જે સાધનો છે તે બધાં ધર્મો છે એમ માનીને તેના પ્રકાર પાડી શકાય છે ગઈ કાલે આધ્યાત્મિક ધર્મ ઉપર કહેવાયુ છે આજે પણ તેજ વિષય ઉપર કઇક કહીશ

દુનિયા ચાહે છે કે તે આત્મરમણુના પ્રાપ્ત કરે તે ઇચ્છાને કારણે તે પૂજા પાઠ ઇત્યાદિ ક્રિયા કરે છે આત્મ રમણતા કયારે પ્રાપ્ત થાય? સસારના પુદ્ગલો ને આત્મિક વસ્તુ શી છે? આત્માને શરીરને અને સસારી પદાર્થોને

ક્યાસુધી ગ ગ ધ છે, તે ગમજવામા આને તો આત્મિક રમણુતા થઇ શકે દુનિયામા ખાના પીવા, પહેરવા ઓઢવા વગેરે દરેક ચીજોમા આસકત રહેનાર માણસો આધ્યાત્મિક રમણુતા ન કરી શકે એક માણસ દેખીતી રીતે અસાધારણ યોગી જેવો દેખાય, પણ તે અધ્યાત્મમા મસ્ત થયો છે કે નહિ તે આપણે ન કહી શકીએ એને માટે તો દુનિયા પરની વસ્તુ પ્રત્યે વિરકતભાવ-ઉદાસીનતા કેળવવી જોઇએ

## સસારના પદાર્થો પ્રત્યે ઉદાસીનતા રાખો.

ઉદાસીનતા એટલે કર્તવ્ય ભૂલી જવુ તે નહિ પાચ ઇંદ્રિયોના રસ વિષયો પર આસક્તિ-તલ્લીનતા નહિ, તેનુ નામ ઉદાસીનતા સસારના પદાર્થોમાથી એક પણ છૂટે નહિ, જે વખતે જે ઇંદ્રિય માગે તે વખતે તે પદાર્થ તમે આપવા તૈયાર થાઓ એ બતાવે છે કે તમે તેમા રચેલા પચેલા છો પણ જો તમે તે તરફ ઉદાસીનતા ધારણ કરશો તોજ આત્મિક રમણુતામા રહી શકશો

કેટલાક માણસો આધ્યાત્મિક હોવાનો દાવો કરે છે, પણ તેમની ક્રિયાઓ જોઇએ તો ઢોગજ જણાશે તેમને જોઇએ તો આપણને એમજ લાગે કે તેમના જીવનમા અધ્યાત્મ જેવી વસ્તુજ નથી જેણે આધ્યાત્મિક ભાવનાળા થવુ હોય, તેણે ઉદાસીનતા ધારણ કરવી જોઇએ તમે ઉદાસીનતા ધારણ કરશો તો સસારમા રહેવા છતા તેમા લપટાઇ નહિ જાઓ-જાળમા નહિ ફસાઓ, તમે વૈરાગ્યપૂર્વક સસારની વસ્તુઓને જોશો તો સસારમા રહેવા છતા આધ્યાત્મ ભાવનામા મસ્ત થઇ શકશો

કહેવાય છે કે કોઇ ગામમા એક ગૃહસ્થ હતાં, અસારા

ગુરૂ મહારાજ કહેતા કે તે ગૃહસ્થ હમેશા ખુશમીજાજમા રહેતા ગામમા સાધુ આવે ત્યારે ઉપાશ્રયમા નિયમિત જાય એક દિવસે તે ગૃહસ્થ ઉપાશ્રયમા મોડા આવ્યા મહારાજે પૂછ્યુ કે કેમ શેઠ આજે મોડા આવ્યા ?' આજે પણ શેઠના ચહેરો આનદી અને ખુશમીજાજ હતો (એરડીયુ પીધુ હોય તેવો નહિ) શેઠે કહ્યુ કે 'મારે ત્યા મેમાન આવ્યો હતો તેને મૂકવા ગયો હતો' તે ગયા થોડીવાર પછી બીજા ગૃહસ્થો આવ્યા તેમણે મહારાજને કહ્યુ કે મજકુર ગૃહસ્થના છોકરાને હાર્ટફેઈલ થયુ ને મરી ગયો ૨૦ વર્ષનો એકનો એક પુત્ર હતો સાધુ કહેવા લાગ્યા કે તે ગૃહસ્થ હમણાજ મારી પાસે આવ્યા હતા મે તેને પૂછ્યુ કે તમે કેમ મોડા આવ્યા ? ત્યારે તેમણે કહ્યુ, કે મારે ત્યા મેમાન આવ્યા હતા તેને મૂકવા ગયો હતો, તેમના ચહેરા પર ઉદાસીનતા ન હતી વિચિત્રભાવ ન્હોતો દુખની લાગણી નહિ હતી હસતા હસતા વાત થઈ ૨૦ વર્ષનો એકનો એક છોકરો જવા છતા એનો એ ભાવ ! ! !

આ કળીયુગમા-અત્યારના જમાનામા પણ આવા માણસો જોવામા આવે છે કે જેમના હૃદય પર છોકરાના મૃત્યુની કશી અસર થતી નથી આનુ નામ ઉદાસીનતા ! વૈરાગ્ય ! જ્યારે સસારમા મોટે ભાગે દેખાય છે કે કોઇ દૂરનો સગો મરી ગયો હોય લાગતુ વળગતુ આઘુ ન હોય છતા, ઘણે ભાગે તો તેના સમાચાર સાભળો કે રોવા કૂટવા મડી પડો અને બાઈઓ છાજીયા લેવા મડે એમાં મોટે ભાગે તો ઢોગજ દેખાય છે લાગણીથી થાય તે વાત જુદી છે કોઈને ત્યા કાણે મોકાણે જાઓ, ત્યારે રસ્તામા હસતા, નાચતા, કૂદતા, મશ્કરી કરતા જાઓ અને ઘર પાસે આવે એટલે માથે ઓઢીને

એ એ કરતા જાઓ જેને તમે ઓળખતા નથી, જેને માટે તમને દુ ખ નથી, તેને માટે તમે ખોટા દેખાવ કરીને આત્માને ઠગતા નથી શુ ? આ ઢોગ ઢકોસલો તમે ક્યાસુધી ચલાવશો ? સ સાર શુ છે ? આત્મા શુ છે ? તે સમજ્યા પછીજ તમે ઉદાસીનતા કેળવી શકશો અને ત્યારબાદ તમે આત્મામા રમ ણુતા કરી શકશો જેમ કેટલાક રોવા કૂટવાનો ઢોગ કરે છે, તેમ કેટલાક લોકો ખાન-પાનાદિમા પણ વૈરાગ્યનો ઢોગ કરે છે દાખલા તરીકે કોઇ બકરાની માફક પાન ખાય છે તેઓ હાથમા પાન લઇને પૂછે કે "ચેતન ! તુ અનાદિ કાળથી પાન ખાય છે હવે તો તુ છોડી દે તુ હજી તેને છોડી શકતો નથી ? તો લે, ખાઈ લે એમ કહીને પટ દેના મોઢામા પાન મૂકી દે છે આ અધ્યાત્મનો ઢોગ નહિ તો બીજુ શુ કહી શકાય ? ખરી રીતે સ સાર અને આત્માની વસ્તુઓ વચ્ચે ભેદ પાડી, સાચી ઉદાસીનતા-આત્મરમણુતા કેળવવામા આવે ત્યારેજ સાચો આધ્યાત્મિક ધર્મ કહી શકાય

## નિર્મમત્વી બનો

આધ્યાત્મિક ધર્મની પ્રાપ્તિને માટે, અથવા એમ કહેવામા આવે કે વાસ્તવિક સુખની પ્રાપ્તિને માટે શાસ્ત્રકારોએ બતાવેલો માર્ગ-ક્રમ પકડવામા આવે, તો જરૂર તે વસ્તુ હાથમા આવી શકે શાસ્ત્રકારોએ કહ્યુ છે

निर्ममत्वे विरागाय वैराग्यात् योगसंततिः ।

योगात् संजायते ज्ञानं ज्ञानान्मुक्तिः प्रजायते ॥

સૌથી પહેલા નિર્મમત્વભાવ ઉત્પન્ન થવો જોઇએ 'મારૂ કઈ નથી' આવી દઢ ભાવના થાય તો વૈરાગ્ય થાય વૈરાગ્યથી મન-વચન-કાયાનો યોગ સધાય, યોગથી જ્ઞાન પ્રાપ્ત થાય અને જ્ઞાનથી મુક્તિ થાય-મોક્ષ મળે

આમા સૌથી પહેલુજ પગથિયુ નિર્મમત્વ' છે દરેક કાર્ય નિર્મમત્વભાવથી કરો 'આ મારૂ નથી પણ ફરજ બજાવવા પૂરતુ કરૂ છુ' તેમ સમજો ધાઇ એક બાળકનુ પાલન પોષણ કરે છે પણ સાથે સાથે એ સમજે છે કે એ મારો નથી દુખનુ અસાધારણ કારણ મમત્વ છે મમત્વ નથી ત્યા દુખ નથી

દુનિયામા હજારો નવજુવાનો મરે છે, અનેક ઘરોને આગ લાગે છે અનેક સ્થળે દુષ્કાળ પડે છે અને માતાપિતા બબ્બે રૂપિયામા પોતાના બાળકોને વેચી મારે છે લોકો જાતજાતના દુખો વેઠે છે છતા તમારી આખમા આસુ નથી દેખાતા હજારો માણસો દરરોજ મરે એ વાતનુ તમને દુખ નથી પણ તમારા ઘરનુ કુતરૂ બિલાડુ મરી જાય છે-જોકી કે ટોમી મરી જાય છે, તો તમે બે કલાક ઉદાસીનતા સેવો છો શુ એ કુતરો તમારી જાતપાતનો હતો કે તેના મરવાથી તમને દુખ થયુ ? નહિ એ કુતરા ઉપરના તમારા મોહ-મમત્વે તમને દુખી કર્યા ખરેખરી રીતે આ સસારમા દુખનુ કારણ મોહ છે જ્યાસુધી તમારામા નિર્મમત્વભાવ ન આવે ત્યાસુધી તમારામા સાચી ઉદાસીનતા ન આવે

પોતાના કર્તવ્ય તરીકે પુત્ર માતાપિતાની સેવા ચાકરી કરે પત્ની, પતિની સેવા ચાકરી કરે તેને દેવ સમાન ગણે પણ તે બધુ નિર્મમત્વભાવ પૂર્વકજ અને તેમ થાય તોજ તમને સાચો વૈરાગ્ય થાય ને આખરે મોક્ષ પ્રાપ્ત થાય

તમે કદાચ એમ ધારશો કે આમ કહીને મહારાજ શુ કરવા ધારે છે ? શુ તેમણે અમને સાધુ બનાવવાનુ તો નથી ધાર્યુ ? તમે સાધુ થાઓ કે ન થાઓ આત્મકલ્યાણ કરો

કે નહિ, તેની મને પરવા નથી મારે તો જે સાચો માર્ગ છે, તે બતાવવોજ રહ્યો દુ ખનું અસાધારણ કારણ મમત્વ જ છે જ્યાં મમત્વ નહિ હોય-જ્યાં 'અમારૂ' એવો ભાવ હશે ત્યાંજ દુ ખી થવાશે માટે તમે તમારી જવાબદારીને સમજો બેશક તમે તમારી ફરજનું પાલન કરો સરકારી નોકર પોતાની ડયુટી બજાવે છે ટાઇમસર નોકરી પર જાય છે, ટાઇમસર ઘેર આવે છે, ત્યાં કામ કરે છે પણ એ તે બધું ડયુટી તરીકે કરે છે કર્તવ્ય તરીકે કરે છે એવીજ રીત જ્યાંસુધી તમે માત્ર ફરજ તરીકે-કર્તવ્ય તરીકે કરો છો, એનું ન સમજો ત્યાંસુધી તમે ન છુટી શકો, આખરે તો સુખની પ્રાપ્તિ માટે તમારે નિર્મમત્વભાવ ધારણ કરવોજ પડશે ઉદાસીન બનવુંજ પડશે

હવે આ નિર્મમત્વ ભાવ ત્યારેજ ઉત્પન્ન થાય કે જ્યારે સંસારની સ્વાર્થવૃત્તિ સમજવામાં આવે

## સ્વાર્થી સંસાર

સંસારમાં રોજ બનતા હજારો કિસ્સાઓથી તમે સમજી શકશો કે પોતાનાજ વીર્યથી ઉત્પન્ન થયેલ છોકરો બાપનું ખૂન કરે છે કુક્ષીથી ઉત્પન્ન થયેલ છોકરી માતાનું ખૂન કરે છે સ્રી પતિનું ખૂન કરે છે, પતિ સ્રીનું ખૂન કરે છે, ભાઇ બ્હેનનું ખૂન કરે છે, બ્હેન ભાઇનું ખૂન કરે છે આ કોનું પરિણામ છે? તમે કહી શકશો? દુનિયા સ્વાર્થમાં લિપ્ત છે સ્વાર્થ સિદ્ધ થતો હોય ત્યાં સુધી સંબંધ રાખવા લોકો તૈયાર છે, પણ સ્વાર્થને જરા માત્ર ધક્કો લાગે, ત્યારે ભયંકરમાં ભયંકર દુશ્મનાવટ કરવા તૈયાર થઈ જાય છે આ બધું સ્વાર્થ કરાવે છે સગી મા પોતાના છોકરાનું બુરૂ ન ચાહે પણ મરવાનો

વખત આવે ત્યારે આ સગી મા પણ જમરાજાને પોતાનો છોકરો બતાવે છે એક દૃષ્ટાંત આપુ

૮૦ વરસના એક ડોશીમા, તેમને ૩૦ વરસનો એકનો એક દીકરો, તે માંદો પડયો તેને ત્રિદોષ થયો હતો–સન્નિપાત થયો હતો દવાદારૂ કરાવવા છતા તેને આરામ ન્હોતો આવતો માતા રોએ કલ્પાંત કરે કે મારી આંધળીની લાકડી ચાલી જશે તો મારી સભાળ કોણ કરશે? એક દિવસ દવાથી થોડો આરામ મળ્યો રાતે છોકરો પાછલા કમરામા સૂતો હતો અને માતા આગલા ઓરડામા સૂતી હતી હવા માટે ઘરના બારણા ઉઘાડા રાખ્યા હતા દીવો ઝાખો ઝાખો બળતો હતો આગણામા ભેંશ બાધી હતી, તે છૂટી ગઈ અને દરવાજો ખુલ્લો જોઈ તે ઘરમા ઘૂસવા લાગી

ડોશીમા એકાએક જાગી ગયાં, ભેંશનો પગરવ ચાર સાભળી વિચારવા લાગ્યા કે બૈરાઓ વાત કરતા હતા કે માણસ જ્યારે મરવા પડે છે ત્યારે તેનો જીવ લેવા જમરાજા આવે છે તો મારા ઘેર અત્યારે જમરાજા તો આવ્યા નહીં હોય? તેને નિશ્ચય થયો કે જરૂર જમરાજા આવ્યા હશે ભેંશ અદર પેઠી અને ડોશીનો ખાટલો હતો ત્યા ઉભી રહી, ડોશીને શકા પડી કે જરૂર જમ બાપજી આવ્યા છે પણ તે ભૂલથી મને તો નહીં લઈ જાય? જો મને ન લઈ જવાના હોય તો મારા ખાટલા આગળ શા માટે ઉભા રહે?

જે ડોશી થોડી વાર પહેલા રોતી હતી કે 'હાય હાય, હુ મારા છોકરા વિના કેમ જીવી શકીશ' તેજ ડોશી જમરાજા પોતાને કદાચ લઈ જશે તો? એમ કલ્પીને હાયપીટ કરવા લાગી ડોશીના સાલ્લાનો છેડો નીચે

લડકનો હતો લેશે પોતાની આદત મુજબ તે છડો મોઢામા લીધો અને એચવા લાગી ડોશીને મનમા નક્કી થઇ ગયુ કે જમરાજ હમણા મારો જીવ લઇ લેશે ફાળજુગના જમ ભૂટયા, તે સૂતી સૂતી જમને પ્રાર્થના કરવા લાગી કે 'જમ બાપજી ! જમ બાપજી ! મારો છોકરો તો અદર સૂતો છે, મને સાજીને ન લઈ જાઓ છો ?

૮૦ વર્ષની ડોશી વર્ષ છ મહીનામા મરવાની તો હતીજ છતા તેને તેનો જીવ કેટલો બધો વ્હાલો છે ! તે હાથે કરીને જમરાજને પોતાનો છોકરો બતાવે છે 'આ ઉપરથી તમે શુ સમજી શકયા ? સસાર કેટલો સ્વાર્થી છે ? જરા ધ્યાન આપો

બુદ્ધના સમયનુ એક ઉદાહરણ છે બે મિત્રો ફરવા નીકળ્યા તેઓ તળાવના કીનારે ગયા, ત્યા ઢોરો પાણી પીતા હતા લોકો ન્હાતા હતા, તે જોઇને શાતિલાલે મોહનલાલને પૂછ્યુ કે લોકોનો અને જાનવરોનો તળાવને માટે કેટલો બધો પ્રેમ છે ? શાતિલાલે કહ્યુ કે-આ બધાને તળાવની સગાઈ નથી પણ પાણીની સગાઈ છે પાણી છે ત્યા સુધીજ તળાવે આવે છે તેઓ આગળ જાય છે, વડના ઝાડ નીચે મુસાફરો અને ઢોરો બેઠા છે મોહનલાલ પૂછે છે કે કોની સગાઇથી આ લોકો અહીં આવ્યા છે ? શાતિલાલ કહે છે કે ઝાડની સગાઈથી નહીં, પણ છાયાની સગાઈથી, શીતળતા છ ત્યા સુધી લોકો અને જાનવરો આવશે, તે ન ન્હેતા કોઈ નહીં આવે

ભાઇઓ અને બહેનો ! તળાવમા પાણી નથી, તો ચકલી પણ નથી આવતી કયા ગઇ તેમની સગાઇ ? કયા ગયો તેમનો પ્રેમ ! તળાવ પર બહુ માણસો આવતા હતા પણ પાણી

ખલાસ થતા સઉ ખમી ગયા વડના ઝાડ નીચે ઘણા માણસો જાનવરો અને પક્ષી આવતા જતા હતા પણ પાન ખરી જતા નથી જાનવર આવતા કે નથી માણસ આવતા આમા સગાઈ કોની ? છાયાની કે વડની ? સઉ સ્વાર્થ માટે આવતા દુનિઆ આવી છે

મોહનલાલે કહ્યુ કે ખોટી વાત છે મારા માત પિતાનો સ્વભાવજ એવો છે કે તેઓ મારા માટે મરી પડે મારા વિના તેમનો પ્રાણ જાય શાતિલાલે કહ્યુ એમ માનતો હો તો ભ્રાતિમા ન રહેજે તુ ઘેર જઇને બેહોશ થઇને પડી જા પછી હુ કહુ એમ કરજે મોહનલાલ તેમ કરવા કબૂલ થયો ને ઘેર જઇને એકદમ બેહોશ થઇને પડી ગયો માતા, પિતા, પત્નિ, કાકી સૌ દોડી આ યા અને પૂછવા લાગ્યા કે મોહનલાલને શુ થયુ ? કોઇ કહે તે બહાર ગયો હતો ત્યાથી ભૂત વળગ્યુ હશે કોઇ કહે ચોટ લાગી હશે, આ પ્રમાણે જેટલા માણસો એટલી વાતો થવા લાગી અને એ તો કાયદો છે કે એક બિમાર માણસની આગળ ગમે તેને લાવો તે પોતાનીજ વાત કરશે એક કવિએ કહ્યુ છે કે–

> वैद्या वदन्ति कफपित्तमरुद्विकारान्,
> ज्योतिर्विदो ग्रहगतिं परिवर्त्तयन्ति ।
> भूताभिभूतमिति भूतविदो वदन्ति
> प्राचीनकर्मबलवन्मुनयो मनन्ति ॥

વૈદ્યોને તે માણસ બતાવવામા આવે તો પિત્ત વાત અને કફમાથી એક રોગ બતાવશે જોશીને બતાવશો તો તે કહેશે કે તેને શની ની દશા બેઠી છે ડોશીઓને બતાવવામા આવે તો કહેશે કે તે તળાવ પર ગયો હતો ને તેને ભૂત, પ્રેત ડાકીણી કે શાકીણી

નો વળગાડ વળગ્યો છે, ભૂવાને બતાવવામા આવે તો તે દાણા જોઇને કહેશે કે ફલાણાએ તેના પર કઇ કરાવ્યુ અને મુનિરાજને બતાવશો તો કહેશે કે કર્મનો ઉદય તે ભોગવી રહ્યો છે, દવાદારૂ કરવી જોઈએ, પણ વેદનીય કર્મનો નાશ ન થાય, ત્યા સુધી તેને દુખ ભોગવવુ પડશે

માતાપિતાએ છોકરા માટે ખૂબ ઉપચાર કરાવ્યા, પણ કશો ફેર ન પડયો માદો સાજો થાય, પણ સાજો સાજો ન ન થાય. એટલામા એક સાધુ નીકળ્યા તેને પેલા માદા માણસ પાસ લઇ ગયા અને સાધુને કહેવામા આવ્યુ કે મોહન અકસ્માત્ માદો પડયો છે તેણે કહ્યુ કે પથારીની આસપાસ પડદો કરો, લોબાન લાવો, દૂધ લાવો, તેમા બદામ પીસ્તા કેશર વગેરે નાખીને કઢો વગેરે સૂચના આપી

આ પ્રમાણે કરવામા આવ્યુ, તેની પાસે કઢેલ દૂધનો કટોરો લાવવામા આવ્યો થોડીવાર જાપ કર્યા પછી એ કટોરો લઇને સાધુ બહાર નીકળ્યો અને કહેવા લાગ્યો કે મોહનને વળગાડ છે, કા તે છોકરાનો જીવ લે, કા તેને બદલે કોઇ બીજુ પોતાનો જીવ આપે ,તોજ મોહન બચી શકે માટે મોહનને બચાવવા માગતા હો તો તેના માથેથી ઉતારેલ આ દૂધનો કટોરો પીવા માટે તૈયાર થાઓ આ સાભળીને સૌ સ્થિર થઇને બેસી ગયા સ્ત્રી કહેવા લાગી કે 'આપ મુવા પછી ડૂબ ગઇ દુનિયા' મારે મરવુ નથી ધણી મરશે તો હુ પુનર્લગ્ન કરી લઇશ બાપને પૂછતાં બાપ કહેવા લાગ્યો કે હુ તે કટોરો પી જાઉ અને મરી જાઉ તો દુકાન તથા ઘરનો વહીવટ કોણ ચલાવે ? આ કુટુબનુ પોષણ કોણ કરે ? માતાને પૂછતા તે કહેવા લાગી કે મારે તો હજી દીકરા દીકરી પરણાવવાનાં છે ડોશીમા ૬૦-૭૦ વર્ષની વયના હતા પેલાં

સાધુએ તેમને આગ્રહ કરીને કહ્યુ કે માજી તમે તો હવે મોતના કાઠે બેઠા છે જીવી જીવીને હવે કેટલુ જીવશો, તમે દૂધ પી જાઓ તમારો ૩૦ વર્ષનો છોકરો બચી જશે પણ માતાએ નાજ ભણી

છોકરો પડયો પડયો આ બધી વાત સાભળે છે કોઇ જ્યારે આ દૂધ પીવા તૈયાર ન થયુ ત્યારે સાધુએ પૂછયુ કે હુ પી જાઉ ?' ત્યારે સૌ ખુશી થાય છે, કારણ કે તેમને સાધુ સાથે કશુ લાગતુ વળગતુ નથી બાવાજી તો કઢીયલ દૂધ પી ગયા અને તરતજ પેલો છોકરો ઉભો થયો એટલે માતા, પિતા સ્ત્રી વગેરે તેની પાસે દોડી ગયા મોહને તો તેમને સભળાવી દીધુ કે તમે મારાથી દૂર રહેજો હુ હવે તમારો મોહન નથી મે તમારો સ્વાર્થ જોઇ લીધો આ રીતે સસારનો મોહ છોડી તે ત્યાગી બની ગયો! પેલો સાધુ તે બીજો કોઇ નહિ પણ મોહનનો મિત્ર શાન્તિલાલજ હતો

આ બધી દુનિયાની લીલા છે તમને તેનો અનુભવ થાય છે, પણ મોહમાયાના કીચડમા ફસાયા છો, તેમાથી તમને નીકળવાનુ મન થતુ નથી માટેજ મે તમને કહ્યુ છે કે મોક્ષસુખ મેળવવાનુ પહેલુ પગથીયુ નિર્મમત્વ છે નિર્મમત્વ થી વૈરાગ્ય થાય છે સસારના પદાર્થો ઉપરથી રાગદ્વેષ હઠી જાય તો વૈરાગ્ય ઉત્પન્ન થાય ભરત ચક્રવર્તીએ સસારમા રહેવા છતા ઋદ્ધિ સિદ્ધિ ભોગવવા છતા કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ તેઓ આ સસારનુ કામ કરતા લડાઈ કરતા છતા સમજતા કે આ દેખાય છે, એમાનું કઈ પણ મારૂ નથી 'अनित्य ससारे भवति सकल यन्नयनगम्' મારી આખોથી જે પદાર્થો દેખાય છે તે અનિત્ય છે તે વૈરાગ્યમા

સાવધાન હતા એમની નેકી પોકારનારા પણ એમ કહેતા કે ચેત ભગત! ચેત, કાળ ઝપાટા દેત'

## એ જીવવું બેકાર છે

કાળ ઝપાટા મારી રહ્યો છે, એટલું જો આપણે સમજીએ તો જગતનું ભલું કરીનેજ મરીએ તમે જગતની સેના કરતા નથી જગતનું ભલું કરવાનો વિચાર નથી થતો સિવાય કે પૈસા પેદા કરવા અને બાળબચ્ચાનું રક્ષણ કરવું તમે દુનિયાના દુખો જોઈ શકતા નથી તમે સંસારના સ્વાર્થમાં મુગ્ન છો કેવળ મારૂ પેટ, મારૂ શરીર, બાળ બચ્ચા તેમાજ રચ્યા પચ્યા છો એનાથી આગળ વધી શકતા નથી એથી દુનિયાનું ભલું કરી શકતા નથી અને દુનિયાનું ભલું ન કરી શકીએ ત્યાંસુધી જીવવું બેકાર છે

मरना भला है उसका जो अपने लिये जीये।
जीता है वह जो मर चूका इन्सान के लिये॥

જેઓ પોતાના માટે જીવે છે તેમનું મરવું ભલું છે ત્યારે દુનિયાની સેવા કરતા-ભલું કરતા જેઓ મૂવા છે, તેઓ મરવા છતા હમેશાને માટે ઇતિહાસના પાના પર તેનું નામ અમર છે પ્રાત કાળમાં લોકો એનું નામ લે છે સૂર્યના ઉદય પહેલા લોકો તેનું નામ યાદ કરે છે કે જેણે જગતની સેવા કરી દુનિયાનું ભલું કર્યું છે અને આ રીતે પોતાનું નામ અમર બનાવ્યું છે

## ચિત્તની એકાગ્રતા

આમ સાચો વૈરાગ્ય ઉત્પન્ન થશે, તો મન વચન અને કાયાની એકાગ્રતા થશે રાજા રંક ઘણા પ્રશ્ન કરે છે કે ચિત્તની એકાગ્રતા નથી થતી, તેનું કારણ શું? તમે જંજાળો અને ઉપાધિઓ વધારો છો અને પૂછો છો કે ચિત્તની વ્યગ્રતા કેમ મટે? એનો ઉપાય તો ખુદ પરમાત્મા પણ

ન બતાવી શકે તમે થાભલાને બાથ ભરી રાખો છો અને બૂમો મારો છો કે મને છોડાવો શુ છોડાવવાનુ છે? હાથ પહોળા કરો, એટલે થાભલો છુટી જશે તમે જ્યા સુધી હાથ પહોળા નહિ કરો, ત્યાસુધી થાભલો કેમ છૂટવાનો? માટે જેટલી ઉપાધિ ઓછી કરશો તેટલુજ ચિત્ત તમારી નજીક આવશે

તમે ધમ સમાધિ મદિર પાઠ પૂજા વગેરેમા ચિત્તની એકાગ્રતા કરવા ઇચ્છા રાખો છો પણ બીજી તરફથી દુનિયાની જ જાળમા ફસતા જાઓ છો કુદરતનો એ નિયમ છે કે જેટલી ઉપાધિ ઓછી તેટલી ચિત્તની શાતિ વધારે તમે દરરોજ વેપાર ધધાની જજાલ વધારતા જાઓ છો તો ચિત્તની એકાગ્રતા કેમ થાય? જેટલી ઉપાધિ વધારશો એટલુ તમારૂ ચિત્ત દોડશે કાપડનો વેપારી પૂજામા કે સામાયિકમા બેસે છે ત્યારે પણ તેને કાપડનોજ વિચાર આવ્યા કરે છે આવીજ હાલત બધા વેપારીની છે જજાળ રહિત બન્યા વિના એકાગ્રચિત્ત નહિ થાય સાચો વૈરાગ્ય હોય તોજ ચિત્તની એકાગ્રતા થાય

અને ચિત્તની એકાગ્રતા થાય મન વચન અને કાયા ઉપર કાબૂ મેળવાય તેનુ નામજ યોગ છે **योगश्चित्तवृत्तिनिरोधः** અને ચિત્તવૃત્તિ એકાગ્ર થાય ત્યારે સાચુ જ્ઞાન પ્રાપ્ત થાય છે અધકાર દૂર થાય છે ત્યારે પ્રકાશ જણાય છે અને મુક્તિ નજર સામે આવે છે મુક્તિ એટલે કષાયો (રાગ દ્વેષ કામ ક્રોધાદિ) થી દૂર થવુ. એ મુક્તિ મેળવવા માટે નિર્મમત્વભાવ, વૈરાગ્ય યોગ અને સાચુ જ્ઞાન એને કેળવો એજ સાચો ઉપાય છે

o

વ્યાખ્યાન ૬ ઠું

(તા. ૧૮-૬-૩૭)

# આચાર ધર્મ

## (૧)

ધર્મના બે ભેદો છે આધ્યાત્મિક ધર્મ અને આચાર ધર્મ આમ બે ભેદો પાડીને બે દિવસ આધ્યાત્મિક ધર્મ ઉપર વિવેચન કર્યું છે હવે આજે આચારધર્મ ઉપર કંઈક કહીશ

આચારધર્મમા વર્તણુક, ખાન પાન, વસ્ત્ર વહેવાર, વ્રત વગેરેનો સમાવેશ થાય છે તેમા સૌથી પહેલા સામાન્ય રીતે ખાનપાન સબધી વિવેચન કરી, તે પછી સાધુધર્મ સાધુના આચાર સબધી જણાવીશ

આચાર એટલે ખાવાનુ અથાણુ ન સમજતા જીવનના વ્હેવારમા પવિત્રતા રાખવી–ચારિત્ર પવિત્ર રાખવુ, એ આચાર ધર્મ વેદનુ અધ્યયન કરવામા આવે કુરાને શરીફ

ઢવામા આવે કે બાઇબલ વાચવામા આવે, પણ જ્યાસુધી જીવન પવિત્ર નથી ત્યાસુધી તે વાચવુ કે ભણવુ ગણવુ નકામુ છે. ચારિત્રને નિર્મળ રાખવુ તેનુ નામજ આચાર વેપાર કરતા વકીલાત કરતા કે નોકરી કરતા-ગમે તે વર્ણને અને ગમે તે સ્થળે જેઓની વર્તણુક, વ્હેવાર અને જીવન પવિત્ર હોય તેજ ઉત્તમ છે અગ્રેજીમા એક કહેવત છે કે પૈસા નાશ પામે તો સમજે કે કઇ ગયુ નથી. શરીર નબળુ રહે તો સમજે કે કઇક ગયુ છે, પણ જો એક માણસ કેરેકટરથી-ચારિત્રથી ભ્રષ્ટ થાય છે તો તેનુ સર્વસ્વ નાશ થયુ કહેવાય છે અને જે માણસ આચારથી ભ્રષ્ટ થાય છે તેને વેદ પણ પવિત્ર કરી શકતા નથી 'आचारहीन न पुनन्ति वेदा'

## કેવો આહાર કરવો?

મનુષ્ય કે કોઇ પણ જીવ આહાર વિના રહી શકતો નથી પરતુ તેણે કેવો આહાર લેવો, તે વિચારવા જેવુ છે કુદરતી રીતે મનુષ્યનો આહાર વનસ્પતિ છે-માસાહાર નહિ તેનુ ઉદાહરણ સાધારણ રીતે આપુ સસારના જે જીવો કુદરતી રીતે માસાહારી છે, તેમની અને આપણી રચનામા ઘણો ફરક છે, કુતરા, બીલાડા વાઘ સિહ વગેરે માસાહારી અને હાથી, ઘોડા ગાય ભેશ, જેવા વનસ્પતિ આહારી જેવા જાનવરોના વચ્ચે પણ ફરક છે માસાહારી જાનવરોના દાત વાકા ટેઢા બનેલા હોય છે કે જેથી તેઓ માસ કાપી શકે અને વનસ્પતિ આહારીઓના દાત સીધા હોય છે મનુષ્યના દાત પણ હમેશા સીધા છે આ દાતો વનસ્પતિ કે ફળાહાર માટેજ નિર્મિત છે બીજી વાત એ છે કે જેટલા માસાહારી જીવો છે તે જીભથી પાણી પીએ છે પાણી પીતી વખતે તેઓ લપલપ જેવો અવાજ કરે છે હાથી, ગાય ભેશ

વગેરે જે માંસાહાર કરનારા નથી તેઓ કુદરતી રીતે હોઠથી પાણી પીએ છે લપલપ કરીને પાણી પીતા નથી તેમ વળી માંસાહાર કરનારા અને નહિ કરનારા પ્રાણીઓની હોજરી વચ્ચે પણ ફરક છે

કુદરતના નિયમો જોઇએ તો માંસાહાર કરવો એ ધર્મ નથી મનુષ્ય શાંતિવૃત્તિનો જીવ છે તે તામસી વૃત્તિનો નહિ પણ સાત્વિક પ્રકૃતિનો છે, તેથી તેમાં ફરક પડે તેવી કોઈ વસ્તુ તેનાથી ખાઇ ન શકાય આહાર ને પાણી સાત્વિક લેશે તોજ તે પોતાનો સાત્વિક સ્વભાવ જાળવી શકશે પોતાની સાત્વિક વૃત્તિને હાનિ થાય તેવો કાંઇ પણ પદાર્થ મનુષ્યોએ લેવો જોઇએ નહિ

## નીતિનું દ્રવ્ય

તમને ખબર નહિ હોય કે પેટમાં જતો ખોરાક એક અજબ વસ્તુ છે તમે ખાનપાનમાં આચારની શુધ્ધતા રાખો પવિત્ર ભોજન અને શુદ્ધ પાણી એ પવિત્ર જીવનના મુખ્ય સાધનો છે તેમાં જેટલી અશુધ્ધતા—અપવિત્રતા તેટલા અંશે આપણું જીવન નાપાક બને છે ધ્યાન રાખજો કે નીતિથી ઉપાર્જન કરેલા ધનની રોટી જો આપણા પેટમાં જશે, તોજ પવિત્રતા કેળવી શકાશે જગતમાં સાધુઓ અને ગૃહસ્થોમાં કેટલેક સ્થળે જે પતિતતા જોવામાં આવે છે, તેનું જો મેં કાંઇ અનુમાન કાઢયું હોય તો તેમના પેટમાં ગયેલ અશુધ્ધ અન્ન છે સાધુ હોય કે ગૃહસ્થ હોય, પણ તેમની પતિતતાનું મોટું કારણ અપવિત્રતા અશુધ્ધ અન્ન તેમના પેટમાં જાય છે તે છે તમને સૌથી પહેલા એ વાત કહેવામાં આવી કે નીતિથી ઉપાર્જન કરેલા દ્રવ્યનેજ ઉપયોગમાં લ્યો

પેટમાં ગઈ હતી તે રોટી ખાધા બાદ ૨૪ કલાકમાં મારી બુધ્ધિ ભ્રષ્ટ થઇ ગઈ અને મને બુરૂ કામ કરવા પ્રેર્યો."

ભાઇઓ ને બહેનો, આ ઉપરથી તમે જોઇ શકયા હશો કે ભ્રષ્ટ અન્ન ખાવાથી એક સાધુ પતિત થયો. અને તેની દુર્દશા થઇ. તમને ખાવા ન મળે તો દાણો દાણો અનાજ ભેગુ કરજો પણ ઘોર અનીતિનું અન્ય તમારા પેટમાં ન નાખજો. પુણ્યનો ખજાનો જ્યાંસુધી મોજૂદ હશે ત્યાંસુધી તમે ઘોર પાપ કરશો તોપણ તમને તેની ખબર નહિ પડે પણ એ પુન્ય ખવાઇ જશે ત્યારે તમે જગતને મોઢું બતાવવાને પણ લાયક નહિ રહો એટલાંજ માટે કહ્યું છે-

जब लग पूरबल पुण्यकी पूंजी नही करार।
तब तक सब कुछ माफ है औगुण करो हजार॥

તમારાથી પરોપકાર થાય કે નહિ તેની હરકત નહિ, તમને ઘી દુધ મળે કે ન મળે તેની હરકત નહિ પણ તમારા પેટમાં અનીતિનું અન્ન ન જાય, તે તો ખાસ જોજો. તમે બે પાંચ દિવસ ભૂખ્યા રહો તેની હરકત નહિ રહેવા ઘરબાર હોય યા ન હોય, પહેરવા કપડા હોય યા ન હોય તેની હરકત નહિ, ઝીણા કપડા ન પહેરાય તો જાડા કપડાં પહેરજો, ખાવા ન હોય તો પેટે પાટા બાંધજો, પણ અનીતિનો પૈસો ન ખાજો આ પાપી પેટની ખાતર તમારે ગમે તે કષ્ટ ઉઠાવવું પડે, તે ઉઠાવજો, પણ ઘોર, અત્યાચાર, અન્યાયનો પૈસો તમે પેટમાં ન નાખજો. પૈસા ન રહે તેની પરવા ન કરશો પણ અનીતિના પંથે તો તમે નહિજ પડજો.

શાસ્ત્રકારો તો સ્પષ્ટ કહે છે કે-"न्यायसम्पन्नविभव"

દ્રવ્ય ન્યાયથી ઉત્પન્ન કરેલુ હોવુ જોઇએ કેટલાંકો એમ માને છે કે આજના જમાનામા અસત્ય વિના ન ચાલે-અનીતિ વિના વેપાર ન થાય તમને એમ થાય છે કે, મનુષ્યમા નીતિ જેવુ કાંઇ રહ્યુજ નથી પણ એ ભૂલ છે આ પ્રવાસમા મે એવા પણ મનુષ્યો જોયા છે કે જેઓ અનીતિ-અસત્ય થી વિમુખ છે, તે જાણતાજ નથી તેઓ પવિત્ર જીવન ગાળે છે આવા મોટા મોટા હોદ્દેદારો છે કે જેઓ અનીતિના દ્રવ્યને-વસ્તુને સ્વીકારતા નથી મારા એક પારસી ગૃહસ્થ મિત્ર છે બી એ એલ એલ બી છે-એક મોટા સ્ટેટમા જજ્જ છે એ એટલા બધા પ્રામાણિક-નીતિવાળા છે કે એમના બંગલે કોઇ શાકનુ પાદડુ પણ ન પહોંચાડી શકે જે સ્ટેટમા તેઓ રહે છે તે સ્ટેટની પ્રજાના ઘરની ચા પણ તે નથી પીતા નથી કોઇની પાર્ટીમા જતા, કે નથી કોઇની સિફારિશ સ્વીકારતા આટલી કડકાઇ પૂર્વક નીતિ-ધર્મનુ પાલન કરે છે એટલે કોઇએ એમ નજ માનવુ, કે અનીતિ કર્યા સિવાય જીવી શકાતુજ નથી

## જીવન કેવુ ઘડવા માગો છો?

"આપણને બાપદાદાના વખતથી ખોટા સસ્કાર પડયા છે બાળપણથી તેમણે અસત્ય બોલતા શીખ્યુ છે તેથી હવે સત્ય બોલવુ મુસ્કેલ લાગે છે તેનાથી આઘુ પાછુ થવુ હવે ભયકર કામ લાગે છે સત્ય બોલવા અને નીતિનુ આચરણ કરવાના તેમનામા સસ્કાર પડેલા નથી તેમને એમ લાગે છે કે તે નામુમકીન છે બાકી તો બચપણથીજ જો સત્ય બોલવાની અને નીતિમય જીવન ગાળવાની આદત પાડવામા આવે તો મુશ્કેલી જેવુ કંઇ નથી નાના છોકરાઓમાંય સસ્કાર પાડો કે સત્ય બોલવુ જોઇએ પ્રેક્ટીસ કર

તમારૂ જીવન એવુ થશે કે તમને અસત્ય પ્રત્યે ધૃણા ઉપજશે

આપણે જીવન કેવુ ઘડવુ જોઇએ ? નીતિમાન કે અનીતિ માન–તેનો આપણે નિર્ણય કરવો જોઇએ જો તમે જીવનને સફળ બનાવવા માગતા હો તો ધર્મ, નીતિ શુદ્ધાચરણ એને પ્રારભથીજ જીવનમા ઉતારો અને તોજ તમે તમારા જીવનને બરાબર બનાવી શકશો તમે આદર્શ જીવન ગુજારી શકશો

## વિચાર, ઉચ્ચાર અને આચારની શુદ્ધિ કરો

તમે વિચાર ઉચ્ચાર અને આચારની શુદ્ધિ કરો તમે શુદ્ધ વિચ્ચાર ન કરી શકતા હો તો શુધ્ધ ઉચ્ચાર કરી શક્તા નથી અને શુદ્ધ ઉચ્ચાર કરી શકતા નથી તો શુધ્ધ આચરણ કરી શકતા નથી વિચાર વિના ઉચ્ચાર નથી અને ઉચ્ચાર વિના આચરણ નથી તમે એકાતમા બેસીને વિચાર કરો ભાવના કરો કે કેવુ જીવન વ્યતીત કરવુ ? તે નકકી કરી તે પ્રમાણે વર્તવા કોશીષ કરો

તમે દુકાન પર બેસીને જુઠુ બોલો છો, અને ગોળા ગબડાવો છો, તેની અમર તમારા છોકરા પર પડે છે આ પછી બાળકો મોટા થાય છે ત્યારે જુઠુ બોલે છે ચોરી કરે છે અને અધ પતનની ખાઇમા ઘસડાઈ જાય છે છોકરા ઓના જીવનને બગાડનાર જો કોઈ હોય તો તેમના માતપિતાજ છે જો માબાપ સત્ય બોલે અને અસત્ય આચરણ ન કરે તો બાળકો કદિ એવુ કામ કરે નહિ છોકરાઓને ચોરી કરતા જુઠુ બોલતા અને તેમના જીવન ભ્રષ્ટ કરતા મે અનેક બાબાપોને જોયા છે

એક ઉદાહરણ

"૮-૯ વર્ષનો એક છોકરો હતો તેને એવી આદત પડેલી કે માતા શીરો બનાવી દે એટલે તે ખાઈને પછી નીશાળે જાય એક દિવસ તેના કુટુમ્બમા ૨૦ વર્ષના એક જુવાન દીકરાનુ અવસાન થયુ છોકરાએ તો આદત મુજબ માતાને કહ્યુ કે શીરો બનાવી આપ માતાએ છોકરાને કહ્યુ કે આપણા કુટુમ્બનો ૨૦ વર્ષનો જુવાન છોકરો કાલે ગુજરી ગયો છે તો આપણાથી આજે શીરો ન કરાય છોકરાએ હઠ લીધી તેને બિચારાને શી ખબર કે શીરો થાય યા નહિ, આખરે છોકરા પરના મોહપ્રેમના કારણે તેણીએ તેને શીરો કરી દીધો અને ગુપચુપ ખવડાવી દીધો

માતાને તે પછી શકા થઈ કે આ છોકરો નિશાળે જશે અને રસ્તામા તેને કોઇ પૂછશે કે આજે તે શુ ખાધુ ? તો છોકરો જરૂર એમજ કહેશે કે મારી માએ મને શીરો કરી આપ્યો હતો અને મે શીરો ખાધો હતો આથી આપણી ખૂબ વાતો થશે અને આપણુ નાક કપાઈ જશે એટલે તેણીએ પોતાના વ્હાલા બેટાને પોતાની પાસે બોલાવ્યો અને શીખામણ આપવા માડી કે જો, કોઇ તને પૂછે કે આજ સવારે તે શુ ખાધુ ? તો તુ એમજ કહેજે કે ગઇ કાલનો ખાખરો ખાધો" આવી રીતે ઘરમાથીજ જુઠુ બોલવાનો પહેલો પાઠ પઢાવવામા આવ્યો છોકરાને નિશાળમા શિક્ષકો ગમે એટલુ શીખવે કે તમારે હમેશા સત્ય બોલવુ પણ માતા તરફથી એ શિક્ષણ તો પહેલાથીજ મળી ચૂક્યુ છે કે કર્યું, હોય કઇ, ને કહેવાય કઇ શીરો

ખાધો હોય છતાં ખાખરો ખાધો એમ કહેવાય' આમ માતાના ખોળામાંથીજ અસત્યના પાઠ પઢાવવામાં આવે છે.

હું તો માનું છું કે બાળકોની સાચામાં સાચી યુનીવર્સીટી જો કોઇ હોય તો તે માતા છે. એ યુનીવર્સીટી દ્વારા બાલ્યાવસ્થાથી બાળકને જે શિક્ષણ મળે છે તેજ કાયમ રહે છે. પેલો છોકરો મોટો થાય છે, કોલેજમાં અભ્યાસ કરવા જાય છે અને બીજા છોકરાઓની સોબતથી તે ઘરમાંથી પૈસા ઉઠાવે છે. માતા વિચાર કરે છે કે ઘરમાંથી પૈસા જાય છે તો છોકરા સિવાય બીજું કોણ લે ? માતા પોતાના બેટાને પૂછે છે કે "બાબુ તેં પૈસા લીધા છે ?" તો બાબુ કહે છે, ના બા. બાબુ તો આની, બે આની ચાર આની ઉઠાવવા લાગ્યો. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ ડાહ્યો (!) થતો ગયો. માતાને વહેમ ગયો. ઘરમાંથી હમેશાં પૈસા ઉપડી જાય તે કેમ સાંખી શકે ? તેણે હાથમાં વેલણ લીધું અને બાબુને ડબડાવીને પૂછ્યું કે 'સાચું કહે, તેં પૈસા લીધા છે કે નહિ ?' ડરનો માર્યો બાબુએ કહી દીધું કે 'હા બા હું રોજ પૈસાની ચોરી કરતો હતો.' માતાએ તેને પૂછ્યું કે 'તને આવી રીતે જુઠું બોલતાં શીખવ્યું કોણે ?' છોકરાએ કહ્યું કે 'બા તેંજ તો મને શીખવેલું છે. આજથી ૧૫ વર્ષ પહેલાં મેં શીરો ખાધો હતો છતાં તેં મને કહ્યું હતું કે ખાખરો ખાધો એમ કહેવાનું તો તેંજ શીખવ્યું હતું ને ?'

આવી રીતે માતાપિતાની બાળકો પર [illegible] છે. માતાપિતાએ સમજવું જોઈએ કે છોકરાઓ પ્રત્યે તેમનું શું

વ્યાખ્યાન ૭ મુ

(તા. ૧૯-[illegible]-૩૭)

# આચાર ધર્મ

ગઇ કાલે આચારધર્મ બતાવતા શુધ્ધ ખાનપાન અને નીતિપૂર્વક દ્રવ્યોપાર્જન કરવા માટે કહેવામા આવ્યુ અને તે ઉપરાંત એ પણ જણાવ્યુ છે કે ન્હાની ઉમરથી બાળકોના જીવનને ખરાબ કરનાર અનીતિના–અધર્મના પથે લઈ જનાર ખરી રીતે માત–પીતા જ છે

હવે મારે તમને એ બતાવવાનુ છે કે આચારની શુધ્ધિ માટે વિચારની શુધ્ધિ જરૂરી છે અને વિચારની શુધ્ધિ થતા આચાર શુધ્ધિ પણ અનાયાસે થશે, અને ઉચ્ચારની શુધ્ધિ થતા આચરણ શુદ્ધિ પણ થશે

તમે પવિત્ર શુદ્ધ આચરણ કરો, સત્ય બોલતા શીખો, એટલે તમારૂ શુદ્ધ ખાનપાન એકદમ શકય થશે કારણ કે અશુધ્ધ ખાન–પાન તરફ તમને સ્વભાવિકજ ધૃણા થશે

## પ્રલોભનો જીવન નષ્ટ કરે છે.

સંસારના પ્રલોભનોએ મનુષ્યોના જીવનને ખરેખર નષ્ટ કરી નાખ્યુ છે અને તેમાય આ જમાનામા તો એક પછી એક એવા પ્રલોભનોનો પ્રચાર થઈ રહ્યો છે, કે તેમાથી માણસને આબાદ બચવુ ઘણુ જ કઠણ છે, છતા બચે જ છૂટકો છે પ્રયત્ન કરવોજ જોઈએ પુરૂષાર્થ કરવો જ જોઇએ

તમે યુરોપ તરફ દૃષ્ટિપાન કરો ત્યા શુ થઇ રહ્યુ છે? તમે ત્યાના પેપર વાચશો અને અધ્યાત્મવાદીઓના લેખો વાચશો તો તમને ખ્યાલ આવશે કે અધ્યાત્મવાદનો ત્યા કેટલા મોટા પ્રમાણમા પ્રચાર થઇ રહ્યો છે પરિણામે યુરોપ અમેરિકાના ક્રીશ્ચિયનો તત્ત્વજ્ઞાનીઓ વેજીટેરીયન (શાકાહારી) બનીને કેવી રીતે જીવદયાનુ પાલન કરી રહ્યા છે, ત્યારે આર્ય સંસ્કૃતિવાળાઓનુ આહાર વિહારમા મોટુ પતન થઇ રહ્યુ છે

ઓ જીવદયાનો ઝંડો લઇને ફરનારાઓ! અહિંસા ધર્મ પાળનારાઓ! ભગવાન્ મહાવીર અને રામ-કૃષ્ણની ઉપવાસના કરનારાઓ! આજે તમારામાના કેટલાકોનુ જીવન કેવુ થઈ રહ્યુ છે? તમે જુઓ છો? જ્યારે યુરોપમા આમ સારી વસ્તુ સમજાઈ રહી છે, ત્યારે આપણે આર્યવર્ત દેશમા-હિંદુસ્તાનમા વસનારા મનુષ્યો-બ્રાહ્મણ અને વાણીયા આચાર થી પતિત થઇને અને આહાર વિહારમા અધમતા સેવતા થઈએ, એ કેટલુ શોકજનક છે!

તમે ઘરમા માતા કે બ્હેનના હાથની ચાય નહિ પીતા ઈરાની હોટલમા ચાય પીવા જાઓ છો, એ ખરેખર દુ ખ અને દિલગીરીની વાત છે એક ગૃહસ્થ ડુંગરી કે લસણ

ખાઇને આવશે તો તમે તેને કહેશો કે મંદિરમાં નહિ
અવાય પણ ઈંડાના રસયુક્ત કેક બીસ્કીટ, આઇસ્ક્રીમ વગેરે
મલીન પદાર્થો પેટમાં નાખીને આવનારાઓને પૂજાનો હક્ક
ખરો કે? એ મહાનુભાવો શા માટે હાથે કરીને ધર્મ ખોવા
તરફ પ્રયાણ કરો છો? જો આમ થાય તો પછી શુદ્ધિ
પવિત્રતા કયાંથી જળવાય રહે? મંત્રોના જાપ જપતા જપતા
માળા તૂટી જાય અને આંગળીના વેઢા ઢીલા થઈ જાય છતા
મંત્રો ન ફળે તો તેમા દોષ કોનો? જ્યાં દિલની નાપાકી
હોય પવિત્રતા ન હોય ત્યાં મંત્રો શું કરવાના હતા?

જ્યારે કોઈ આવીને મને એમ કહે છે કે મહારાજ
આપણા લોકોમા કેટલાક અપેય (પીવા લાયક નહી એવા)
પદાર્થો પીવે છે અને અખાદ્ય (ખાવા લાયક નહી એવા)
પદાર્થો ખાય છે ત્યારે મારૂ હૃદય બળે છે મને ભયંકર
દુઃખ થાય છે આવાઓનો ઉદ્ધાર કઇ રીતે કરી શકાય?
હું તો કહું છું કે ખુદ પરમાત્મા પણ આવા લોકોનો ઉદ્ધાર
ન કરી શકે તમે જો ખાનપાનની પણ શુધ્ધતા જાળવી
શક્યા નથી તો શાને મોટી મોટી વાતો કરો છો? તમે
ઈશ્વર કર્મ ને ધર્મની વાતો કરો છો, પણ હું તમને
પૂછું છું કે આવી વાતો કરવાનો તમને હક્ક શો છે?
કારણ કે જીવનનું પહેલું પગથીયુ જે શુધ્ધતા છે તે તો
પહેલા ઉત્પન્ન કરવી જોઇએ

## ગુરૂ નાનક શું કહે છે?

હું મારા વિહાર દરમ્યાન માંસાહારીઓને કહેતો કે
પવિત્ર થયા વિના તમારાથી ઇશ્વરની ઉપાસના ન થાય,
પૂજા ન થાય ગુરૂ નાનકે કહ્યું છે કે –

जे रक्त लगे कापडे जामा होय पलीत ।
ते रक्त पायी मानसा ते किम निर्मल चित्त ॥

તમારા કપડા પર લોહીનો ડાઘ પડયો હોય તો તમે ઇશ્વરની ઉપાસના નથી કરી શકતા, મદિરમા નથી જઈ શકતા અથ સાહેબનો સ્પર્શ નથી કરી શકતા, પણ હુ તમને પૂછુ છુ કે તમે આખુ ને આખુ બકરૂ કે માછલી પેટમા નાખીને કઈ રીતે ઉપાસના કરી શકો? તે જગ બનાવશો? તેમ તમોને એ પણ પૂછુ છુ કે જેલાની હોટલનો ચાય અગર ઈંડાના રસવાળી બીજી ચીજો જેના પેટમા પડતી હોય તેને મદિરમા જવાનો હક્ક હોઇ શકે ખરો? આ અમારૂ હિંદુત્વ! આ અમારૂ બ્રાહ્મણત્વ છે! આ અમારૂ જૈનત્વ છે! આ અમારૂ વૈષ્ણવત્વ છે?

હુ કહુ છુ કે તમે ભલે દાન ન કરો પરોપકાર ન કરો, પૈસા ન ખર્ચો, પણ શુ તમે તમારા જીવનને પણ શુદ્ધ ન રાખી શકો? જિહ્વેન્દ્રિયની લાલચથી ધર્મ આચાર, ખાનદાની, કુળને તો કલકિત નજ કરાયને! તમે ઈરાની હોટલમા ચોરીથી ઘૂસો છો, તેમ કરીને તમારા આત્માને નથી ઠગતા? તમારા મનમા ડર છે કે રખેને જાતિ બીરાદરીવાળા કોઈ જોઈ જશે તો? આમ કહીને હુ તમને હલકા પાડવા નથી ઈચ્છતો અને ન હુ કોઈને વ્યકિતગત કહુ છુ મારો ઉપદેશ તે મહાનુભાવોને છે કે જેઓ એવુ આચરણ કરે છે મારો તમને ઉપદેશ છે કે તમે જીવન પવિત્ર રાખો, જો તમને તમારૂ જીવન વ્હાલુ હોય, ધર્મ વ્હાલો હોય, કુળની મર્યાદા રાખવા માગતા હો, અને આધ્યાત્મિક ધર્મનુ પાલન કરવા ચાહતા હો તો પાપાચારથી દૂર રહો ભલેને ખાવા સૂકો રોટલોજ મળે, પણ અશુદ્ધ,

અપેય અને અખાદ્ય પદાર્થો તો નજ લેવાય ધીમે ધીમે લપસાય છે ધ્યાન રાખજો કે માણસ નીચે પડે છે ત્યારે તે કદીને પડતો નથી એક પગથીયુ લપસે છે, એટલે તે નીચે આવીને પડે છે

## ભોજરાજાનુ દૃષ્ટાન્ત

એક ઉદાહરણ આપુ ભોજરાજા સસ્કૃતના ભારે વિદ્વાન હતા કાળીદાસ પડિત પણ તેટલાજ પ્રખ્યાત હતા એક વખત ભોજરાજાએ કાળીદાસને પૂછયુ કે પડિતજી, કહો જો વારૂ કયા મનુષ્યમા વિચાર નથી હોતા ? પડિતે કહ્યુ કે કોઈ સમયે હુ તમને તેનો જવાબ આપીશ' પછી એક દિવસે કાળીદાસ પડિતે ચાદર ઓઢી સાધુનો વેશ લીધો કાળીદાસે ઓઢેલી આ ચાદર અતિ જીર્ણ છે છિદ્રોવાળી છે ફાટેલી છે તે ભોજરાજાના નીકળવાના રસ્તા પર જઈનેજ બેઠા રાજા ત્યાથી નીકળ્યા ત્યારે તમની નજર પેલા સાધુ પર પડી ત તેને ઓળખી ન શકયા પણ તેની કફની ફાટેલી જોઈને પૂછયુ

भिक्षो ! कन्था श्लथा ते ? नहि शफरिवधे
जालमश्नासि मत्स्यां-
स्त वै मद्योपदशा पिबसि मधु ? मम
वेश्यया, यासि वेश्याम् ?
दत्वाङ्घ्रिमूर्ध्न्यरीणा, तव किमु रिपवो ?
भित्तिभेत्तास्मि, येषा
चोरोऽसि ? द्यूतहेतोस्त्वयि सकलमिद ?
नास्तिनष्टेविचार ॥

અર્થાત્–હે સાધુ, આ તારી કફની જીર્ણ થઇ ગઇ છે, તો હુ તને બીજી અપાવુ ? ત્યાર પેલો સાધુ કહે છે કે એ કફની–ચાદર નથી, પણ માછલા પકડવાની જાળ છે ! આ સાભળીને રાજાને આશ્ચર્ય થયુ

'શુ તમે માછલા ખાઓ છો ?'

'હા શરાબની સાથે હુ માછલા ખાઉં છુ '

'શુ ત્યારે તમે શરાબ પીઓ છો ?'

'હા, હુ વેશ્યાની પાસે જાઉં છુ ત્યારે તેની સાથે બેસીને શરાબના ખાટલા ઉડાઉં છુ'

'ત્યારે શુ તમે વેશ્યાને ત્યા પણ જાઓ છો ?'

'હા હુ દુશ્મનોના મસ્તક પર પગ મૂકીને જાઉં છુ'

'ત્યારે શુ તમારે દુશ્મનો પણ છે ?'

'હા, કેમકે હું રોજ એક ઘર ફાડુ છુ અને માલ મિલ્કત ઉડાવુ છુ

'શુ તમે ચોરી પણ કરો છો ?'

'હા, કારણ કે જુગાર રમવામા પૈસા તો જોઇએજને !'

ત્યારે શુ તમારામા બધાયે દુર્ગુણ છે ?'

'મહારાજ, ભ્રષ્ટ–પતિત થનાર માણસમા વિચાર રહેતો નથી '

આ ઉપરથી તમે જોઈ શકશો કે મનુષ્ય જ્યારે પતિત થાય છે, ત્યારે તેને કઇપણ જાતનો વિચાર રહેતો નથી

## મર્યાદા સભાળો

માટેજ હુ તમને કહુ છુ કે તમે તમારી મર્યાદાને

સભાળો થાય કે એવા કોઈપણ જાતના અપવિત્ર પદાર્થોનો ઉપયોગ ન કરો એક મામૂલી અભક્ષ પદાર્થ ખાનાર ધીરે ધીરે ન માલૂમ કયા જઈને અટકશે? એનું શું કહી શકાય? માટે તમે ચેતો સાવધાન થાઓ અને તમારા કુળ તથા ધર્મની મર્યાદા સભાળો ભરતને ગાદી મળે છે ને રામચન્દ્રજી વનવાસ જતા ભરતને ઉપદેશ આપતા પણ એજ કહેતા ગયા કે ન मर्यादा भग

તમે મર્યાદાનો ભગ કદિ નહિ કરશો જો તમે રાજધર્મની મર્યાદાનો ભગ કરશો તો રાજા નહિ રહો એમ હું પણ તમને એજ કહુ છુ કે જો તમે તમારૂ મનુષ્યત્વ જાળવી રાખવા માગતા હો જો તમે હિંદુ, જૈન કે બ્રાહ્મણ તરીકે રહેવા માગતા હો તો ખાનપાન, વેશભૂષા અને પવિત્રતાની જે મર્યાદા ચાલી આવે છે એ મર્યાદાનો ભગ ન કરજો ભગ કરશો તો કયા જઈને ઉભશો તે હુ કહી શકતો નથી

અત્યાર સુધીમા આચાર ધર્મમા મે એ વસ્તુ તરફ તમારૂ ધ્યાન ખેચ્યુ છે કે આત્માની શુદ્ધિ રાખવી હોય તો પેટની શુદ્ધિ રાખવી અને તે અભક્ષ્ય ને અપેય આપણા પેટમા ન જાય તોજ રહી શકે

અભક્ષ્ય પદાર્થ સાથે અનીતિનુ દ્રવ્ય પણ અભક્ષ છે, એમ હુ પહેલા કહી ચૂક્યો છુ માટે જો તમે તમારા પેટને સાફ રાખવા માગતા હો, આત્માના દર્શન કરવા ચાહતા હો અને જો તમારૂ જીવન સફળ કરવા માગતા હો તો અનીતિના દ્રવ્યનો પદાર્થ ન ખાશો તેમા મે ખાસ કરીને એજ બાબત રજુ કરી હતી કે તમે ઇરાની હોટલમા જાઓ અને ત્યાના સસર્ગમા આવો અને ત્યાના પદાર્થો ખાઓ,

પીઓ, તો બહુજ નીચે પડી જાઓ ઉત્તમ જાતિ કુળ ગોત્ર મેળવવા છતા જો આહાર વિહારમા આપણે લક્ષ ન આપીએ તો જરૂર નીચે પડીએ

મારૂ ધ્યાન એ તરફ આવ્યુ છે કે ઇંગ્લીશ હોટલની ચાયમા ઈંડાનો રંગ પડતો નથી કારણ કે ઈંડા તો મોંઘા મળે છે, એટલે તેઓ પીનારને વધારે પૈસાની કિંમતની ચીજ ન આપે. પણ કેઓએ મને બગાડ સાંભળ્યો હશે તેઓ મારો પ્રશ્ન નમ ત્યા હશે કે ચાહે તો હિંદુ હોય કે મુસ્લીમ હોટલ હોય, અને ચાહે ઇંગ્લીશ હોય, પણ જ્યા જવાથી અભક્ષ્ય પદાર્થ આપણા પેટમા જાય અને એક બીજાના એઠા-જૂઠાનો વિચાર કરી શકતો ન હોય તમજ ધીરે ધીરે પ્રલોભનો ફસાવી નાખતા હોય એવા સ્થાનથી દૂર રહેવુ એજ શ્રેયસ્કર છે અને એજ મારા કહેવાનો આશય છે

હુ તો કહુ છુ કે તમે ચાય પીઓ છો તે પણ ખુરૂ કરો છો ચાયની ઉત્પત્તિના કેટલો બધો ત્રાસ થાય છે ત્યા કામ કરતા મજૂરોને કેવી મારપીટ કરવામા આવે છે? તેમને મારી મારીને લોહીથી ઉત્પન્ન થતા ચાય પણ પીવા જોગ છે શુ? વળી કેટલાક સ્થળે તો કહેવાય છે કે આમા અફીણ નાખવામા આવે છે, એના લીધે એ વ્યસન લાગુ પડી જાય છે, તો પછી શા માટે એવા વ્યસનને ભોગ થવુ? .

ચાય પીનારને વ્યસનની ચાય વિના કેટલો બધો તનફૂટ છે, તેનો અમને વિહારમા અનુભવ થયો હતો એક માણસ એટલો બધો વ્યસની કે શરીરમા લોહી નહિ પણ માત્ર હાડકાજ આમ કહીને હુ કોઇ ખાસને માટે કહેવા નથી

માગતો પણ વ્યસનીના કેવા હાલ થાય છે, તેજ બતાવવા માગુ છુ અફીણી જેમ પગ ઘસડીને ભમે છે તેમ ચાયના વ્યસનીના પણ હાલ થાય છે મનુષ્ય જીવન એ સ્વતંત્ર છે એમા વ્યસનની ગુલામી શા માટે હોવી જોઇએ ? વ્યસનની ગુલામી આપણા જીવનની પાયમાલી કરે છે

તમે આઝાદ જીવન રાખવા માગતા હો તો વ્યસન ન રાખો દવાઇથી ખાવામા સારી દેહ-ક્રિયા સુધારે છે, પણ વ્યસન તરીકે ભયરૂપ છે આટલુ બધુ પરાધીન જીવન આપણે વ્યતીત ન કરી શકીએ તમે વ્યસની ન થાઓ, વ્યસનની શરૂઆતમા ભાન નથી રહેતુ, પણ એ ચીજ ગળે વળગે છે ત્યારે માણસ પરાધીન અને પાગલ બને છે ઇરાની હોટલ હોય બ્રાહ્મણીયા હોટલ હોય કે હિંદુ હોટલ હોય પણ આપણાથી અપવિત્ર ચીજ તો નજ ગ્રહણ કરી શકાય

કેટલીક વખત વક્તાનો આશય ન સમજવાથી ગેર સમજુતી પણ ઉભી થાય છે તમે મારા કહેવાનો આશય સમજજો હુ તો તમારૂ જીવન સ્વતંત્ર આઝાદ ઇચ્છુ છુ તમે વ્યસની ના બનો આપણા આચાર વિચારમાં ફરક પડયો છે આપણે રૂઢીના ગુલામ બન્યા છીએ નજીવી વસ્તુ એ ત્યાગ કરતા પણ કેમ જાણે આકાશ પાતાળ એક થતુ હોય તેમ આપણને લાગે છે

## રેશમી કપડુ ના પહેરશો ?

ચાય અને એવા બીજા વ્યસનોની સાથે હુ તો એ પણ કહીશ કે તમે રેશમી વસ્ત્રો ન વાપરો. આપની બ્હેનો અને ભાઇઓને રેશમી સાડી અને વસ્ત્રોનો શોખ લાગ્યો છે એ હુ જાણુ છુ, તમે શુધ્ધ ખાદીના વસ્ત્રો પહેરીને મંદિરમા

નથી જતા પણ રેશમી વસ્ત્રો પહેરીને જાઓ છો સુતરના વસ્ત્રો કરતા રેશમને તમે વધારે પવિત્ર માનો છો, તેમા તમે મુલાયમતા-સુકોમળતા જુઓ છો થોડા વખત પહેલા 'જૈન'મા એક લેખ આવ્યો હતો ભાઈ સુશીલ કાશ્મીર ગયા છે તેમણે ત્યા રેશમના સ ળ ઘમા જે કાઇ જોયુ તે 'જૈન મા લખ્યુ છે તેમણે લખ્યુ છે કે જેમણે મનુષ્ય રહેવુ હોય તેમણે રેશમ પહેરવુ ન જોઈએ,

તમને ખબર છે કે રેશમ શી રીતે બને છે ? ઘણા વર્ષોની વાત છે અમે ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજની સાથે બગાળામા હતા ત્યા ભાગલપુરમા રેશમના કારખાના જોના ગયા હતા અમે કારખાનાન ીઅદરના ભાગમા ગયા હતા તે જોયા બાદ અમને બે દિવસ સુધી ખાવાનું નહોતુ ભાવ્યુ ત્યા તીડ જેવડા મોટા મોટા કીડાને કોથળાઓમા ભરી રાખવામા આવે છે, હજારો આવા કોથળા ભરી રાખે છે કારખાનાવાળા તાવડામા પાણી ગરમ કરે છે આ ખદ બદતા પાણીમા તે કીડાને નાખવામા આવે છે પાણીમા નાખતાની સાથે કીડા મોઢામાથી લાળ કાઢે છે, જે કોશીટા પર વીટાળવામા આવે છે રેશમનો વેપાર કરનારા અને રેશમનો મોહ રાખનારા ભાઇઓ રેશમની બનાવટનો ઇતિહાસ જાણવા માગતા હોય તો તે જાણી શકે એમ છે

આ વસ્તુ નજરે જોવા પછી અમને ત્રાસ થયો અને ૧૯૬૪ ના વર્ષથી અમારા સમુદાયમાથી રેશમનો સદતર ત્યાગ કરવામા આવ્યો તમે આ હિસા નજરે જુઓ તો તમને ખબર પડે

આપણે અહિસક હોવા છતા સીધી કે આડકતરી રીતે હિસાને ઉત્તેજન આપી રહ્યા છીએ કીડાની હિસાથી

ઉત્પન્ન થયેલ રેશમ પ્રહેરવુ એ તો મોટામા મોટુ પાપ છે હિંસાની દૃષ્ટિએ એવા રેશમી વસ્ત્રોનો જો આપણાથી સ્પર્શ ન થાય-એ વસ્ત્રો જો આપણાથી શરીર પર ધારણ પણ ન કરી શકાય તો પછી મંદિરમા કે ઉપાશ્રયમા લાવીએ તે કેમ સહન થાય ?

હુ તમારી ભાવનામા ખવેલ પહોચાડવા નથી માગતો તમે જો રેશમમા મહત્વ માનતા હો તો મને કહી શકો છો હુ તમને સમજાવવા તૈયાર છુ પણ તમારો આત્મા કબુલ કરતો હોય કે આ સાચી વાત લાગે છે-અબજો કીડાથી ઉપજેલુ આ રેશમ છે તો તમે તેનો ત્યાગ ન કરી શકો? ઓ મોક્ષ મેળવવાની ભાવના રાખવાવાળાઓ ! મોક્ષ કેવો છે તેનો તમને પત્તો છે ? જો તમે આવી ચીજનો ત્યાગ ન કરો, તો તમે મોક્ષ મેળવવાના અધિકારી છો, તે હુ કેમ માનુ ? જો તમારે જીવન સુધારવુ હોય, તો ધીરે ધીરે પાપનો ત્યાગ કરો, ધીરે ધીરે તમારૂ હૃદય શુધ્ધ પવિત્ર થશે તોજ તમે ઉંચી કોટિમા આવી જશો

તમે ખાત્રીપૂર્વક કહી શકો છો કે રેશમના વખાણ શાસ્ત્રમા ગવાયા છે ? મારા અત્યાર સુધીના અભ્યાસ ઉપરથી કહી શકુ છુ કે મૂળ ગ્રંથોમા કયાંય પણ રેશમની વપરાશનુ કે રેશમની ઉત્તમતાનુ વર્ણન મારા જોવામા નથી આવ્યુ દરેક સ્થળે શાસ્ત્રોમા પવિત્ર અને શુધ્ધ વસ્ત્ર વિના વાતજ નથી પાછલા ગ્રંથોમા રેશમનુ નામ હોય તો આપણે ખરેખર ગોથા ખાઇએ છીએ તે શાસ્ત્રોક્ત છે એમ ન કહેવાય હુ તો કહુ છુ કે શાસ્ત્રોમા હોય કે ન હોય આપણી સગી આખોથી જોઇ શકીએ છીએ કે રેશમ શી રીતે બને છે ?

એક કવિનું કથન તમને માલુમ હશે કે–

" હજારો રેશમી કીડા
ઉકળતા પાણીમા ઝીકી
જૂલમથી મારી લૂટેલુ
તજો ઘા ! રેશમી કપડુ "

માટે મારો તો આગ્રહપૂર્વક અનુરોધ છે કે મંદિરો અને ઉપાશ્રયોમાથી, તમારા ઘરમાથી, ને તમારા જીવનમાંથી રેશમનો સર્વથા ત્યાગ કરવો એજ તમારો ધર્મ છે આપણે આચારશુદ્ધિની બાગો પોકારીએ, પણ જીવનમા ઉતારી ન શકીએ, લાગુ ન પાડી શકીએ, તો શુદ્ધિ શી રીતે થઇ શકે ? આપણે મોઢથી મોટી મોટી વાતો કરીએ, પણ આચારની શુદ્ધિ ન કરીએ, તો શુ કામનુ ?

મહાનુભાવો ! તમે સુકોમલતામા મુગ્ધ છો પણ રેશમમા શુ સુકોમળતા છે ? અને ખાદીમા શુ ખરબચડાપણુ છે ? સુકોમળતા અને ખરબચડાપણુ એ આપણા મનની વાત છે જે ગૃહસ્થો એક વખત મુલાયમ કપડા પહેરતા તે હવે જાડી ખાદી પહેરીને આત્મસતોષ મેળવે છે આમા મનનો-આત્માનો સતોષ જોઇએ છીએ આમા દરિદ્રતા કે માલેતુજારનો સવાલ નથી જેનો આ મા સતોષી છે, પ્રસન્ન છે, સુખમા મશગુલ છે તને જે સુખ છે તે સુખ ધનાઢયને નથી, કરોડાધિપતિને નથી તે સુખના સાગરમા કલ્લોલ કરે છે મનની માન્યતામા સુખદુ ખ છે-વસ્તુમા નથી " **मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्र** ?" મન સતુષ્ટ છે તો ધનવાન કોણ ને દરિદ્ર કોણ ? માત્ર ધ્યાનમા એટલુ જ રાખવાનુ છે કે આપણે પવિત્ર થવુ છે કે કેમ ? અને પવિત્રતા એજ જો સાધન છે તો પહેરવારમા, ભોજનમા અપવિત્ર વસ્તુનો ત્યાગ કરો આથી તમારૂ જીવન ઘણુ શુધ્ધ થશે

## ખાદીને અપનાવો

આવી રીતે તમારે જો ખરેખરજ શુદ્ધિ મેળવવી હોય તો તમે હાથની કાંતેલી અને હાથની વણેલી ખાદી પહેરશો, તો તમારો આત્મા ઘણોજ પ્રસન્ન થશે, અપવિત્ર વેષ પહેરી પહેરીને તમારા મનને મલીન, નાપાક, કુઠિન કર્યું છે પરિણામે તમને સારો માર્ગ સૂઝતો નથી તમે પહેલામાં પહેલી તકે અપવિત્ર કપડા તજી દેજો હું વધુ તો ન કહું, પણ એટલું તો જરૂર ઇચ્છું કે વ્યાખ્યાનમાં આવતા પુરૂષો, અને વ્યાખ્યાનમાં આવતી બહેનો અને બાળકો બધાય ખાદી પહેરીને આવો તો કેટલો આનંદ થાય? તમને બધાઓને હું ખાદી પહેરેલા જોઇશ, ત્યારે મારો આત્મા ખરેખર ઘણોજ પ્રસન્ન થશે

શું તમે મારા આ નજીવા ઉપદેશને પણ આદરી ન શકો? તમે આટલો ભોગ ન આપી શકો? હું તમારી પાસે લાખો કે કરોડો રૂપીઆ નથી માગતો, શિષ્યો બનાવવા છોકરાઓ નથી માગતો, માત્ર તમે અત્રે શુદ્ધ વસ્ત્ર પહેરીને આવો અને તમે હંમેશા શુદ્ધ વસ્ત્ર પહેરતા થઇ જાઓ કમમાં કમ હું કરાચી છોડું, તે પહેલા તમે ખાદી પહેરતા થઇ જશો અત્યારથી તે સંબંધી પ્રયત્નશીલ રહેશો

આટલુંજ નહિ પરન્તુ હું એ પણ ઇચ્છું છું કે-આપણા મંદિરો ઉપાશ્રયો અને હિંદુભાઇઓના દેવળો, પારસીભાઇઓની અગિઆરીઓ-એવા કોઇપણ ધર્મસ્થાનમાં અશુધ્ધ વસ્ત્રોનો પ્રવેશ ન થાય એ ખૂબ સ્મરણમાં રાખશો એ પવિત્ર સ્થાનામાં તો પ્રત્યેક વસ્તુ પવિત્રજ હોય

## અમારી ગ્રંથમાળાનાં ગુજરાતી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૮ | વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | શ્રી વિદ્યાવિજયજી | ૨—૮—૦ |
| ૯ | વિજયધર્મસૂરિના વચનકુસુમો | ,, | ૦—૪—૦ |
| ૧૦ | આબુ (૭૫ ફોટા સાથે) | શ્રી જયન્તવિજયજી | ૨—૮—૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | ધીરજલાલ શાહ | ૦—૨—૦ |
| ૧૨ | શ્રાવકાચાર | શ્રી વિદ્યાવિજયજી | ૦—૩—૦ |
| ૧૩ | શાણીસુલસા | ,, | ૦—૩—૦ |
| ૧૪ | સમયને ઓળખો ભા ૨ જો | ,, | ૦—૧૦—૦ |
| ૧૫ | સમયને ઓળખો ભા ૧ લો | ,, | ૦—૧૨—૦ |
| ૧૭ | સમ્યક્ત્વ પ્રદીપ | શ્રી મંગળવિજયજી | ૦—૪—૦ |
| ૧૮ | વિજયધર્મસૂરિ પૂજા | ,, | ૦—૪—૦ |
| ૨૦ | બ્રહ્મચર્યદિગ્દર્શન | શ્રી વિજયધર્મસૂરિ | ૦—૪—૦ |
| ૨૨ | વક્તા બનો | શ્રી વિદ્યાવિજયજી | ૦—૬—૦ |
| ૨૩ | મહાકવિ શોભન અને તેમની કૃતિ | શ્રી હિમાંશુવિજયજી | ૦—૩—૦ |
| ૨૪ | બ્રાહ્મણવાડા | શ્રી જયન્તવિજયજી | ૦—૪—૦ |
| ૨૫ | જૈનતત્ત્વજ્ઞાન | શ્રી વિજયધર્મસૂરિ | ૦—૪—૦ |
| ૨૬ | દ્રવ્ય પ્રદીપ | શ્રી મંગળવિજયજી | ૦—૪—૦ |
| ૨૮ | ધર્મોપદેશ | શ્રી વિજયધર્મસૂરિ | ૦—૬—૦ |
| ૨૯ | સપ્તભંગી પ્રદીપ | શ્રી મંગળવિજયજી | ૦—૪—૦ |
| ૩૨ | ધર્મ પ્રદીપ | ,, | ૦—૪—૦ |
| ૪૦ | આબૂલેખસંદોહ | શ્રી જયન્તવિજયજી | ૨—૮—૦ |
| ૪૫ | વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો | શ્રી વિદ્યાવિજયજી | ૦—૮—૦ |
| ૪૬ | શ્રી હિમાંશુવિજયજીના લેખો | ,, | ૨—૦—૦ |

મળવાનું ઠેકાણું

**શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા.**

છોટા સરાફા, ઉજ્જૈન (માળવા)

## શ્રીહિમાંશુવિજયજીના લેખો

સ્વર્ગસ્થ મુનિ શ્રી હિમાંશુવિજયજીએ, ન્યાય વ્યાકરણ સાહિત્યની કલકત્તા યુનિવર્સિટીની પરીક્ષાઓ આપી, પોતાની વિદ્વત્તાનો પરિચય જેમ જગતને કરાવ્યો હતો તેમ તેમણે આત્માનંદ પ્રકાશ, જૈન ધર્મપ્રકાશ, જૈન, જૈન જ્યોતિ, વીર, પ્રભાત, જૈનમિત્ર, જૈનસત્ય પ્રકાશ, ગંગા, કૌમુદી, પ્રજાબંધુ, પુસ્તકાલય, સાહિત્ય, બુદ્ધિપ્રકાશ આદિ હિન્દી ગુજરાતી એવા અતિપ્રસિદ્ધ પત્રોમાં સંસ્કૃત પ્રાકૃત હિંદી ગુજરાતી ઐતિહાસિક સાહિત્યિક અને શિલ્પ સંબંધી લેખો લખીને પોતાની સંશોધક બુદ્ધિનો અને સાહિત્ય પ્રેમનો પરિચય કરાવ્યો હતો એ કોઈથી અજાણ્યું નથી. આ બધાને લગભગ ૭૦ જેટલા લેખોનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે. ઐતિહાસિક શોધખોળથી ભરેલા આ મહાન ગ્રંથનું સંપાદન પ્રસિદ્ધ સાહિત્યકાર સ્વર્ગસ્થના ગુરુ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ ઘણીજ યોગ્યતાપૂર્વક કર્યું છે. ૬૫૦ થી ૭૦૦ પાનાનો મહાન ગ્રંથ, ઊંચા ગ્લેઝ કાગળો, પાકું સુંદર બાઈન્ડીંગ—એ બધું હોવા છતાં કિંમત માત્ર ૨-૦-૦ રાખવામાં આવેલ છે—આ ગ્રંથ શ્રી હિમાંશુવિજયજીના સ્મારકમાં કાઢવામાં આવ્યો છે.

### અમારી ગ્રંથમાળાના પુસ્તકો મળવાનાં ઠેકાણાં

**૧ શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા,**
ઠે. સરાફા, ઉજ્જૈન ( માળવા )

**૨ શ્રી જૈનધર્મ પ્રચારક સભા**
ભાવનગર ( કાઠીયાવાડ )

**૩ શ્રી આત્માનંદ જૈન સભા**
ભાવનગર ( કાઠીયાવાડ )

**૪ શ્રી ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય**
ગાંધીરોડ અમદાવાદ

## વ્યાખ્યાન ૮ મુ

(તા ૩૦-૬-૩૭)

# સાધુ ધર્મ

(૧)

જેમ ધર્મના પ્રકાર બે છે, તેમ મનુષ્યના પણ બે ભેદ જોવામા આવે છે એક સાધુ અને બીજો ગૃહસ્થ બન્નેએ પોતપોતાના આચારમા રહેવુ જોઇએ આજે હુ તમારી સમક્ષ સાધુઓના [illegible] ધર્મ બોલીશ

કેટલાક સુધારકપણાનો ડોળ ગણનારાઓ તરફથી એમ કહેવામા આવે છે કે—સાધુઓની સંખ્યા હિંદુસ્તાનને પર બોજા સમાન છે હુ સુધારક વિચારનો હોવા છતા તેનો ઇન્કાર કરુ છુ સાધુ વિનાનો કોઈ પણ દેશ નથી જ્યા ગૃહસ્થો છે, ત્યા સાધુ જરૂર છે જ્યા ગૃહસ્થ શબ્દનો વ્યવહાર છે,

ત્યા સાધુ શબ્દનો વ્યવહાર જરૂર છે સાધુ નહિ તો ગૃહસ્થ નહીં, અને ગૃહસ્થ નહિ તો સાધુ નહિ ગૃહસ્થ શબ્દનો વ્યવહારજ બનાવે છે કે સાધુ સસ્થા જરૂર છે ને તે હોવી જ જોઇએ દુનિયાના બધા દેશોમા સાધુ છે યુરોપમા પણ સાધુ છે બેશક, સાધુ તે સાધુ હોવા જોઈએ તેમનામા સાધુપણુ–સાધુના ગુણો હોવા જોઇએ સાધુના ગુણુની–આચારની જો ટુકી વ્યાખ્યા કરવી હોય તો આમ કહી શકાય – गृहस्थानाँ यद् भूषणम्, तद् साधूना दूषणम् અર્થાત્ ગૃહસ્થોનુ જે ભૂષણ છે, તે સાધુઓનુ દૂષણ છે સાધુઓ માટે નિયમ કરેલા હોય છે સાધુ એટલે ગુરૂ અને ગુરૂ એટલે ભારે– –વજનદાર આ ભારેપણું તે શરીરનું નહિ પણ આત્માના ગુણોનુ ગુરૂ ઉપદેશ દેવાનો અધિકાર રાખે છે, અને તે અધિકાર એટલા માટે છે કે તે ગૃહસ્થો કરતા ઉચા ગુણુ ધારણ કરે છે અને તેથી જ તે ગૃહસ્થોને માટે આદર્શભૂત છે જો સાધુમા ઉંચા ગુણુ ન હોય, તો ગૃહસ્થો માટે કાઇ જરૂર નથી કે તેઓ તેમની સામે જઇને શીર ઝુકાવે

## ગુરૂ કોણ કહેવાય ?

જે સાધુઓ ઉપાધિમા ફસ્યા છે–ત્યાગી નથી તે ગુરૂ કહેવરાવવાને લાયક નથી કાશીમા રસ્તે જતા ભગીને પણુ 'ગુરૂ' ના નામથી સબોધવામા આવે છે, પણ તે કાઇ ગૃહસ્થોનો ગુરૂ નથી જે મોટો છે, જેના આત્માના ગુણો વિકસિત થયા છે તે ગુરૂ છે પોતાનુ અને પરનુ હિત કરે, રાતદિન આત્મામા રમણતા કરે અને પોતાના ધ્યેયને પહોચવા પ્રયત્ન કરે તે સાધુ અથવા બીજા શબ્દોમા કહીએ તો साध्नोति स्वपरहित कार्याणीति साधु પોતાનુ

અને પગનુ હિત-સાધે તે સાધુ આટલી વ્યાખ્યા હુ ધારૂ છુ કે બહુજ બધબેસતી થઇ જશે.

આજે હિંદુસ્તાનમા સાધુઓ તો-લાખો છે, પરન્તુ સાધુના ધર્મો પાલન કરનાર સાધુઓ કેટલા છે ? એ જોવા જઈએ તો કોઇને પણ દુખ થયા વિના ન રહે

આ પ્રસગે હુ તમને ભગવાન્ મહાવીરની યાદ આપીશ

ભગવાન્ મહાવીરને કોઈ પણ પ્રકારની લાલચ ન્હોતી આત્માને સિદ્ધ કરવા, મોક્ષ મેળવવા તે સમર્થ હતા બધી ચાવીઓ પહેલેથી લઇને તે અવતર્યા હતા બધી ચાવી તેમની પાસે હતી, પણ જે સાચો માર્ગ તેઓ જોઈ શકયા હતા, તે સાચો માર્ગ 'જગતને જરૂર બતાવુ ને તે માર્ગ પર લોકોને લાવવા કોશીશ કરૂ' એવી તેમની ભાવના હતી અને તેથીજ તેઓ સાધુ થયા, અને જગતને સાચો માર્ગ બતાવ્યો તેમણે ઘરના ખુણામા બેસીને કે સકુચિતતા સેવીને આ માર્ગ ખુલ્લો નથી કર્યો

ઉપદેશ આપતી વખતે ભગવાન્ મહાવીર એક મેદાનમા ઉંચા આસને બેસતા, અને મનુષ્ય, દેવતા, તિર્યંચ વગેરે તેમની સામે બેસતા હતા જગતના જીવોનુ કલ્યાણ એજ એમની ભાવના હતી ભગવાન્ મહાવીરના પ્રતિનિધિ તરીકે દાવો કરતા જે સાધુઓ આજે મોજૂદ છે, તેઓનો ત્યાગ અને તેમનો આચાર વિચાર જોતા તમને ખાત્રી થશે કે, અઢી હજાર વર્ષ ઉપર, ભારત વર્ષના સાધુઓમા જે ત્યાગ અને આચાર વિચાર હતા, તે આજે પણ જૈન સાધુઓ પાળી રહ્યા છે. આ સાધુઓનો

આચાર-ધર્મો શ્રી હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રમા આ પ્રમાણે બતાવ્યા છે —

> महाव्रतधरा धीरा
> भैक्ष्यमात्रोपजीविन ।
> सामायिकस्था धर्मोप-
> देशका गुरवो मता ॥

અર્થાત પાચ મહાવ્રતને ધારણ કરનાર હોય ધીર હોય, ભિક્ષામાત્રથી નિર્વાહ કરતા હોય, સામાયિક-સમભાવમા રહેતા હોય અને ધર્મનો ઉપદેશ આપતા હોય, આ પ્રમાણે રહેનાર સાધુ છે-ગુરૂ છે

આને જરા આપણે વિસ્તારથી તપાસીએ।

## પાચ મહાવ્રતો

સાધુઓના મુખ્ય ધર્મો પાચ છે જેને પાચ **મહાવ્રત** કહેવામા આવે છે (૧) અહિંસા (૨) સત્ય (૩) અસ્તેય (ચોરી ન કરવી) (૪) બ્રહ્મચર્ય અને (૫) અપરિગ્રહ-સતોષ અર્થાત સાધુઓ મન, વચન અને કાયાથી કોઇને દુ ખ દે નહિ, દેવરાવે નહિ અને દુ ખ દેનારને-હિ સા કરનારને અનુમોદે નહિ તેજ પ્રમાણે હમેશા સત્ય બોલે દુનિયાની ઉથલ પાથલ થતી હોય તો પણ તે જુઠુ ન બોલે તેઓ સમજે કે લોકોને રાજી કરવામા ધર્મ નથી પણ આત્માને રાજી કરવામા ધર્મ છે જો સાધુઓ દુનિયાને રાજી કરવાના કામમા પડી જાય, તો ધર્મ નષ્ટ થાય એક સાધુ કોઇની ખુશામત કરે, અસત્યનુ આચરણ કરે તો તે સાધુ નથી તે તેમને સાફ સાફ શબ્દોમા

કહી શકે કે 'મને માફ કરજો, પણ મારાથી એક શબ્દ પણ અસત્ય નહીં બોલી શકાય ' કદાચ કહેવાથી કઈ અનર્થ થતો હોય તો મૌન રહે

વળી સાધુ કોઈની ચીજ વગર પૂછેલે નહિ તેમ બ્રહ્મચર્યનુ પાલન કરે ब्रह्मणि चरणं ब्रह्मचर्यं આત્મામા રમણ કરવુ, એનુ નામ બ્રહ્મચર્ય અને આત્મામા રમણતા તે માણસ કરી શકે કે જે વીર્યની રક્ષા કરે છે વીર્યની રક્ષા વિના આત્મરમણતા નથી કરી શકાતી જેથી વીર્યની ક્ષતિ ન થાય તે પ્રકારે તે સાવધાન રહે તે સસારની સ્ત્રીઓને માતા બ્હેન કે પુત્રી સમજે સાધુ કોઈ પણ જાતનો પરિગ્રહ ન રાખે તે માતા, પિતા, ઘરબાર, પૈસા ટકાનો ત્યાગ કરે તે પણ દુનિયાને દેખાડવા નહિ, પણ આત્મકલ્યાણને માટે તે પેટી પટારા, સ્ત્રી પુત્રાદિકનો ત્યાગ કરીને મકાન પુસ્તકો કે ચેલાનો મોહ પણ ન કરે

પરિગ્રહ શી વસ્તુ છે ? શાસ્ત્રોમા પરિગ્રહની વ્યાખ્યા કરી છે કે मूर्च्छा परिग्रह કોઈ પણ ચીજ ઉપર મૂર્ચ્છા–મોહ–મમત્વ ધારણ કરવો, એનુ નામ પરિગ્રહ છે–કોઈ ન્હાનામા ન્હાની કે મ્હોટામા મ્હોટી કોઈ પણ વસ્તુ પર મોહ મમતા હોય, તો તે સાધુ પરિગ્રહધારી કહેવાય કપડા, શિષ્યો વગેરેથી તે અલગ રહે તે એમ ન કહે કે આ મારો ઉપાશ્રય છે આ મારૂ સ્થાન છે તેમા બીજા કોઈ ન ઉતરી શકે વગેરે નાની મોટી કોઈ પણ ચીજ પર તેમને મમત્વ થાય તો પાચમા મહાવ્રતનુ ખડન થાય છે જે માણસ મૂર્ચ્છા–મોહ–મમત્વ રહિત છે, તેનુ નામ સાધુ છે પાચ મહાવ્રત પાલન કરવાવાળા સાધુ છે

સાધુ ન કહેવાય

## ધીરતા

બીજો ધર્મ ધીરતાનો છે આપણે જોઈ ગયા કે સાધુઓએ ઉપલા પાંચ મહાવ્રતોનું પાલન કરવુ જોઈએ પરન્તુ આ પાંચ મહાવ્રતોનુ પાલન તેજ કરી શકે કે જે શક્તિશાળી હોય સાધુ એટલે વીર, જે વીર હોય ધીર હોય, તેજ મહાવ્રતનુ પાલન કરી શકે, અને તેટલા જ માટે સાધુનુ વિશેષણ 'ધીર' આપવામા આવ્યુ છે ધીર પુરુષમા એટલી શક્તિ હોય છે કે ગમે તેવી પરિસ્થિતિમા પણ તે વીરતાને-બહાદુરીને ન છોડી શકે કહ્યુ છે –

> धीरस्यापि शिरच्छेदे
> धीरत्व नैव मुञ्चति ॥

'વીર' શબ્દને લખવામા 'ધ ના ઉપરનુ પાખડુ તોડી નાખવામા આવે–અર્થાત શિરચ્છેદ કરવામાઆવે તો પણ 'વીર' તો જરૂર રહે અર્થાત મરતા મરતા પણ ધીર પુરુષ વીરતા ન છોડે ત્યારે જો સાધુ વાત વાતમા ભય પામે, શોક પામે, ડર પામે તો તે સાધુધર્મ કેમ પાળી શકે ? સાધુ ભયભીત અવસ્થામા બુઝદીલ અવસ્થામા ન રહી શકે સાધુનો વેશ નિર્ભય વેશ છે આ વેશમા કોઇનો પણ ભય નજ હોય, કારણ કે સાધુની પાસે ભય રાખવાનુ કઇ કારણ જ નથી હોતુ તેટલા જ માટે એ સ્થળે કહ્યુ છે કે –

> न च राजभय न च चोरभय
> इह लोक सुख परलोकहितम्

नरदेवनत चरकीर्त्तिकर
श्रमणत्वमिद रमणीयतरम् ।

અર્થાત સાધુને સૌથી પહેલાં તો રાજાનો ભય જ ન હોય કારણ કે તેને ગામ નથી, ગરાસ નથી, ખેતી નથી, વાડી નથી, બાગ નથી, બગીચા નથી, ઘર નથી, બાર નથી શા માટે રાજાનો ભય રાખે ? તે તો ક્રૂરમા ક્રૂર રાજાને પણ કાન પકડીને સાચાંમા સાચી વાત કહી શકે છે

હિન્દુસ્તાનમા સાધુ અને રાજા એવી બે જ વ્યક્તિઓ છે કે જે હિંદુસ્તાનના ઉદ્ધારમા મોટો ફાળો આપી શકે છે પણ આજે, તો અમારા રાજાઓની અને હિંદુસ્તાનના ૭૨ લાખ સાધુઓની શી દશા થઇ રહી છે, તે કોઇથી અજાણી છે ખરી ?

આજે રાજાઓને સાચી હકીકત કહેનાર કેટલા સાધુઓ છે ? આચાર-વિચારથી, પોતાના ધર્મથી પતિત થનારા સાધુઓ શુ કહી શકે ? હુ તો કહીશ કે ખુદ રાજાઓ પોતે સાધુને બગાડે છે રાજાઓ મોટરમા બેસીને મ દિરમા જાય સાધુને કહે કે ભાગ તૈયાર કરો ભાગ તૈયાર થાય બાદ બન્ને પીએ પછી મોટરમા બેસી મહેલમા જાય નાટક સીનેમા જોવા જાય રાંડોના નાચ જોવા જાય પરિણામે બાવાજીનુ પતન થાય પછી આ બાવાજીનો હક્ક નથી કે તે આવા રાજાને કાંઇ કહી શકે ? સાધુઓનો રાજા પર જે અ કુશ હતો તે દૂર થયો છે હવે રાજાઓને કે શ્રીમ તોને ખરેખરૂ સ ભળાવનાર કોણ રહ્યુ ? આમ આચારથી પતિત થએલ સાધુને ખરેખર જ બહુ જ ભય રહે છે તે સમજે છે કે મારા પર અનેક પ્રકારનો

આપત્તિ આવશે

કહેવાની મતલબ કે જો સાધુ નિસ્પૃહી રહે, તો તે ગમે તને પણ સત્ય સમજાવી શકે છે આમ રાજાથી તો શુ, પણ હુ તો કહુ છુ કે જેનાથી આખુ જગત્ ભયભીત બની રહ્યુ છે, તે મૃત્યુનો ભય પણ સાધુને ન હોય કારણ કે મૃત્યુનો ભય એટલા માટે થાય છે કે આપણી પાસ મૃત્યુ માટેની તૈયારી નથી જો સાધુ પોતાનુ જીવન પવિત્ર રાખે, તો એને મૃત્યુનો પણ ભય શા માટે હોય ? ઉમરખયામ નામના જાણીતા મુસ્લીમ કવિએ પોતાની એક રૂબાયતમા જણાવ્યુ છે કે—

> प्राण जावे देह तजके
> आज ही या भले ही कल
> न मुझको दोष दो कोई
> कि, था डरपोक मरनेका

અર્થાત મારા પર એવો ઇલઝામ કોઇ ન લગાવશો કે ઉમ્મર ખયામ મૃત્યુથી ડરતો હતો, ભલેને આજ પ્રાણ જાય, તેની અને પરવા નથી

કોઇએ તેમને પૂછ્યુ કે તમે આટલુ બધુ અભિમાન શાને કરો છો ? મોતથી તો આખુ જગત્ ડરે છે, ત્યારે તમણે કહ્યુ કે—

> बिताया है सदा मैने
> सुजीवन नाम पानमे
> वही मरने से डरता है
> जो पापी या अधर्मी है

અર્થાત્ જેનુ જીવન નાપાક છે, અપવિત્ર છે, પાપી છે, તેજ મોતથી ડરે. મે હમેશા મારૂ જીવન પવિત્ર રાતે ગાળ્યુ છે, મને મરણનો ડર શો ?

ભાઈઓ અને બહેનો, મૃત્યુનો ભય મનુષ્યને કેટલો બધો છે ? અત્યારે શહેરમા અફવા ઉડે કે ફલાણામા પ્લેગના ઉદર પડવા લાગ્યા છે, તો તમે તરતજ શહેર છોડીને બહાર જવા ઉપડી જશો, પણ યાદ રાખજો કે તમે ગમે ત્યા જાઓ, પણ મૃત્યુના મુખની બહાર તો નથી જ રહી શકવાના આકાશ અને પાતાળ એક થાય પણ મૃત્યુ કયારે પણ છોડનાર નથી તો પછી નાશ ભાગ શાને માટે ? એટલા માટે કે આત્મવિશ્વાસ નથી પોતાના જીવનને સફળ કર્યાની ખાતરી નથી માતાની કુક્ષિમા આવ્યા, ત્યારથી જ મૃત્યુની નોટીસ મળવા છતા, મૃત્યુ માટેની તૈયારી નથી. પરદેશ જવુ હોય, અને છેક ગાડીનો સમય થઇ જાય, ત્યાસુધી તૈયારી ન કરી હોય તો કેટલો ગભરાટ થાય છે ? આ તો એક ગાડી ચુકી જઈએ તો બીજી ગાડીમાયે જઇ શકાય પણ વગર તૈયારીએ પણ મૃત્યુના મુખમા પેઠા વિના છૂટકો છે ખરો ? સાધુઓ–સાચા સાધુઓ તૈયારી કરીને જ બેઠા હોય છે, તેઓ મૃત્યુનો ભય રાખતા નથી

સાધુને ચોરનો પણ ભય નથી તેની પાસે હોય શુ કે તે હવે ભય રાખે. કામળ હોય તે બીછાવીને સુઈ જાય અને ચોર હાથ ફેરવીને ચાલ્યો જાય. અમારા સાધુઓ પાસે એક પાત્ર રહે છે આ પાત્રને અમે તરપણી કહીએ છીએ તેમા દૂધ વગેરે રહી શકે છે તેની કીમત રૂા. ૨ બેમતી હશે, તેના પર રગરોગાન કરીને કાચ જેવી બનાવીએ છીએ. તે વખતે

તેની કીમત કદાચ પાચ રૂપિયા જેટલી થતી હશે, પણ ચોર ત નહીં ઉપાડી જાય જ્યારે તમારી પાસે પડેલો પીત્તળનો લાટો ભલેને બે આનાની કિંમતનો હશે પણ ત લઇ જશે, કારણ કે અમારા પાત્રને દેખીને ત ખાનાઝનુ તુબડુ જ કહે અને અમારા તુ બડાને જો હાથ લગાડે તો તે પકડાઇ પણ જલદી જાય

હવે સાધુઓ આ લોકમા સુખી છે તમને સાધુઓ માટે કદાચ દયા આવતી હશે કે બિચારા સાધુઓ દુખી છે, પણ સાધુને શુ દુ ખ છે? તમે રોજ એક શાક ખાતા હશો જ્યારે સાધુઓને દસ પ્રકારના શાક મળે છે તમને ઘરમા ખાવા એક પ્રકારની વસ્તુ મળતી હશે તો સાધુઓને વિધવિધ પ્રકારની વાનીઓ મળે છે સાધુઓને દુ ખ કઇ જાતનું? ભિક્ષા વખતે ધર્મ લાભ' કહીને સાધુ ઉભા રહે, એક ઘેર ન મળે તો બીજા ઘેર જાય પેટ પૂરતુ મળી જાય, એટલે ખલાસ ન રાખવાની ઇચ્છા, ન ફેકી દેવાનો ધર્મ ૩-૪ ટુકડા રોટલીના લઇને ખાઇ લીધુ કે આજ સુધીની નીરાત જ્યારે તમને? થાકયા પાકયા ઓફીસથી કે દુકાનેથી કામ કરીને ભૂખ્યા ત્યા ઘેર આવો કે તરતજ ઘમસ્માથી સ્ત્રીનો પડકાર થાય કેમ તમે નાડી લાવ્યા કે ભૂલી ગયા? તમે કહેશો કે 'કુરસદ ન મળી તો તે કહેશે કે 'ઠીક જાઓ હમણા તો સમય છે, જઇ પધારો પૈસા સાડી લઇ આવો પછી જમવા બેસજો આ બધો અનુભવ તમને છે કે નહીં? આની રીતે સાધુને પડકાર કરવાવાળી કોઇ છે? ના જ્યારે તમારે તો, તમારા પેટમા ભૂખે ગલુડીયા બાલતા હોય, છતા સાડી લેવા જવુ જ પડે અને સાધુ તો એક બે રોટી ખાઇ મસ્ત થઇને પોતાનુ કામ કર્યા કરે!

સાધુએ ધર્મનું પાલન કરે, તો મર્યા પછી પણ સારી ગતિ મળી શકે જીવન શુદ્ધ અને પવિત્ર રહી શકતું હોય, તો ઝુંપડીમા રહેવાથી શું થયું કે મહેલમા રહેવાથી શું થયું ? પણ જો સાધુ, સાધુ ધર્મથી ચૂકે, અને ધીરે ધીરે પરિગ્રહધારી-ઉપાધિવાળો થઈ જાય, તો પેલા બાવાજી ની લંગોટી જેવું થાય તમને યાદ છે ?

એક બાવાજી પાસે બે લંગોટ હતી, તે વારા ફરતી પહેરતા દિવસે ભિક્ષા માગી આવતા અને રાત્રે કુવાની શીલા પર સુઈ રહેતા એક ઉંદર બાવાજીની લંગોટી રોજ કાપી નાખે ને બાવાજીને રોજ નવી નવી લાવવી પડે તેથી મહારાજે ઉંદરને કાઢવા બીલાડી રાખી બીલાડીને દુધ પાવા બકરી રાખી. પછી ગાય રાખી તેને બે વાછરડાં થયાં, એટલે બાવાજીએ પડતર જમીન ખેડવા માડી ત્રણ વર્ષ બાદ તહેસીલદારને ખબર પડી, એટલે તેણે ત્રણ વર્ષના મહેસુલ માટે બાવા પર નોટીસ કાઢી, પણ, બાવો શેનો આપે ? પોલીસે તેને પકડીને માજીસ્ટ્રેટ સામે ખડો કર્યો, ત્યારે બાવાજીને ખરો ખ્યાલ આવ્યો તેણે બન્ને લંગોટી કાઢી નાખીને મેજીસ્ટ્રેટ સમક્ષ કહેતા કહ્યુ કે જો કિયા સો ઇસ લંગોટી ને કિયા' સાધુ હો કે ગૃહસ્થ હો, પણ જેઓ ધર્મથી ભ્રષ્ટ થાય છે તેમની આ બાવાજી જેવી દશા થાય છે

માટે જ કહેવામા આવ્યુ છે કે સાધુઓ જો સાધુ ધર્મમા રહે તો જ તેઓ આ લોકમા સુખી થાય છે અને પરલોકમા પણ સુખી થાય છે

આવી જ રીતે સાધુઓને રાજાઓ પણ નમસ્કાર કરે છે, સાધુઓને જે નમસ્કાર કરવામા આવે છે તે તેમના શરીરને,

वस्त्रने के चामडीने नहीं, पण तेमना त्यागने नमस्कार करवामा आवे छे अमारा सिंधना विहार दरम्यान एक गृहस्थे अमने कह्यु 'के चालो महाराज साहेब, मोटरमा बेसी जाओ' मे तेमने कह्यु के 'हु मोटरमा नथी बेसतो माटे ज तमे मने बेसवा कहो छो, बाकी जे बेसवावाळा छे, तेमनो तो कोई भाव पण पूछतु नथी 'तमे जोता हशो के संसारमा जे साधुओ त्यागी छे विद्वान् छे, सदाचारी छे, निर्मळ चारित्रवाळा छे, साधुधर्ममा रहीने काम करे छे तेमनी ज कीर्ति गवाय छे अने जेओ साधु धर्मथी भ्रष्ट थएला छे, तेमनु कोई भाव पण पूछतु नथी.

## रेल विगेरेमा मुसाफरी का न करे?

३० वर्षना मारा विहार दरम्यान अमने ए प्रश्न वारवार पूछवामा आवे छे के 'महाराज, तमे रेल्वेमा मुसाफरी केम करता नथी ? जो तमे रेल्वेमा मुसाफरी करो तो खर्च कमती लागे अने काम जल्दी थाय आप जेवा काम करी शके, एवा साधुओए तो रेल्वेमा ज मुसाफरी करवी जोईए.'

हु एम दृढ पणे मानु छु के जे साधुओ रेल्वेमा मुसाफरी करे छे तेओ साधुपणु राखी शकता नथी जेम सीडीनु एक पगथीयु चुकवावाळो माणस गबडीने नीचे पडी जाय छे, तेम रेल्वेमा मुसाफरी करनार साधुनु पण पतन थाय छे भोजराज अने कालीदासनु दृष्टात मे तमने पहेला कही, समजाव्यु हतुं कवि काळीदासे साधुना वेशमा भोजराजना प्रश्नोना उत्तरमा कह्यु हतुं के–आ मारी कफनी नथी पण मा छला पकडवानी जाळ छे आ एक दृष्टां-

સુમાથી તેણે દારૂ, વેશ્યાગમન, ચોરી અને જુગાર આદિ કેટલાયે દુર્ગુણો બતાવ્યા ટૂંકમા, હદછોડી, મર્યાદાનુ ઉલ્લઘન કરતા, એક પ્રકારના પતનમાથી અનેક પ્રકારનુ પતન થવા પામે છે–માણસ નષ્ટ થાય છે ભ્રષ્ટ થાય છે પતિત થાય છે તેનામા સારાસારનો વિચાર કરવાની શકિત રહેતી નથી આ કારણે જ સાધુઓએ રેલ ગાડી વિગેરેમા બેસવુ ન જોઇએ

રેલ્વેની મુસાફરી કરવામા સૌથી પહેલા પૈસા રાખવા પડે. કદાચ કોઇ કહે કે પૈસા ન રાખો. ટીકટો કઢાવી આપનારા મળે, તો પછી શુ વાધો ? પણ ખરી વાત એ છે કે રોજ રોજ કઇ ટીકટ કઢાવી આપનારા નથી મળતા અને કદાચ મળે તો વાટ ખર્ચી માટે કમમા કમ બે પાચ રૂપિયા રાખવાજ જોઇએ પાચ રૂપિયા રાખનારો ૨૫ રૂા રાખતાં વાર નહિ કરે અને પચીસના પચાસ ને પચાસના સો–એમ આગળ વધવાનુ જ અને જ્યાં પૈસાની ચમક આવે છે, ત્યા સાધુ, સાધુધર્મ પાલન કરી શકતો નથી

બીજી બાબત એ છે કે સાધુજીવન એ એક આઝાદ જીવન છે—સ્વતત્ર જીવન છે તેઓ ચાહે ત્યારે સુવે છે, ચાહે ત્યારે બેસે છે, ચાહે ત્યારે ધર્મક્રિયા કરે છે જ્યારે રેલમા મુસાફરી કરવાવાળા પરાધીન છે તેમણે સામાયિક, પ્રતિક્રમણ, સધ્યાવદન આદિના ભોગે અર્થાત્ રેલ્વેનો ટાઇમ સાચવવા માટે આવશ્યક ધાર્મિક ક્રિયાઓ બધ કરીને ગાડીને પકડવી પડશે વળી એક બીજી વાત પણ વિચારવા જેવી છે. હુ પહેલા કહી ચૂક્યો છુ કે પોતાનુ ને પરનુ હિત કરે તે સાધુ સાધુઓ કાઇ રાજાઓ કે શેઠીયાઓ માટે જ નથી

તેઓ કઇ મુબઇ અમદાવાદ, રગૂન, કલકત્તા કે કરાચી માટે નથી તેઓ સૌના સાધુ છે સૌ ક્ષેત્રોનુ—ગામોના મનુષ્યોનુ કલ્યાણ કરવાની તેમની ભાવના હોય તમણે ઘર છોડયા બાર છોડયા માત પિતા છોડયા, પછી તે કોઇ એક મન ક પથના કિંવા' કોઈ એક ગામ કે શહેરના સાધુ રહી શકતા નથી તે સારા જગતના સાધુ છે તેમની ફરજ છે કે મોટા મોટા શહેરો અને ગામોમાજ નહિ પણ ન્હાના ગામડાઓમા જઇને પણ સૌને ધર્મનો ઉપદેશ સભળાવ રેલ્વે વિહાર ચાલુ થતા સાધુઓના પગમા ચાલવાની તાકાત નહિ રહે અને પરિણામે સાધુઓમા એટલી શિથિલતા આવી જાય છે, કે હાથ પગ હલાવવા પણ ભાર થઇ પડે વળી પગે ચાલીને ગામ ગામ વિચારનાર સાધુ દેશની સાચી સ્થિતિનો જ્ઞાતા બને છે, દેશની ખરી હાલત કેવી છે તે, જેવુ સાધુ જાણી શકે છે, તેવુ કોઇ પણ જાણી શકે નહિ

એક વખત મે એક મોટા રાજ્યના મહારાણીને કહ્યુ હતુ કે 'તમારી પ્રજાની ખરી હાલતથી જેટલા તમે અને તમારા રાજ્યના અમલદારો વાકેફ નહિ હોય, તેથી વિશેષ કદાચ હુ વાકેફગાર છુ આપને તો ધનાઢયોના ઘરનો પત્તો છે પણ અમે તો રાજાના મહેલથી માડીને ગરીબોના ઝુપડામા પણ જઇએ છીએ, એટલે દુનિયાના સુખી દુખી, ગરીબ તવગર વગેરે સૌની અમને ખબર હોય છે કે સાચી શી સ્થિતિ છે?

સાધુઓ ગરીબમા ગરીબ માણસને ત્યા પણ ભિક્ષા માટે જાય છે ગૃહસ્થોની સાધુઓ પર અજબ શ્રદ્ધા છે એક માતા ઘરમા ખાવાની સારી ચીજ આવી હશે તો તે, પોતાના પ્યારા બચ્ચાને નહિ દેતા સાધુને વહોરાવી દેશે એક

આસુ જમાઇને જે ચીજ નહિં આપે, તે , સાધુના પાતરામા પ્રેમથી—ભકિતથી વ્હોરાવશે સાધુઓ પ્રત્યે લોકોની આટલી બધી શ્રદ્ધા છે સાધુઓ એક ગરીબ ઘરમા જાય છે, 'ધર્મ લાભ ' કહીને ઉભા રહે છે એક વિધવા બાઇ એમને રોટલી વ્હોરાવે છે રોટલી લુખી છે બાઇ દુર જઇને ઉભી રહે છે સાધુ સમજે છે કે બાઇ ઘી લેવા ગઈ હશે 'પાચ મીનીટ ઉભા રહે છે બાઇ વિમાસણમા પડે છે ઘરમા ખાવા માટે છાંટા જેટલુ ઘી નથી તો તે સાધુને કેવી રીતે વ્હોરાવી શકે? સાધુને બાઇની ગરીબાઇનો ખ્યાલ આવે છે અને ચાલ્યા જાય છે મારે કહેવાની મતલબ એ છે કે દેશની ખરી સ્થિતિનો ખ્યાલ સાધુઓને અને તેમા યે ખાસ કરીને જૈન સાધુઓને સ્હુજે આવે છે

આજે હિંદુસ્તાનમા કેટલી બધી ગરીબાઇ છે, તે ગામડામા ફરવાથી જાણી શકાય છે તમને આજે ગરીબોનો દુ ખો માટે હમદર્દી થતી નથી, કારણ કે તેમની ખરી સ્થિતિથી તમો વાકેફ નથી સાધુઓએ હિંદની ગરીબાઇનો અભ્યાસ કરવા ગામે ગામ અને ઘરે ઘર ફરવુ જોઇએ તેઓ ત્યાંના લોકોના ટચમા—સમાગમમા આવે તેમ ની પરિસ્થિતિ જુએ ત્યારે તેમને ખરી સ્થિતિની ખબર પડે

આમ રેલ, એકકા, ગાડી, મોટરમા નહિં બેસવામા અને પગે ચાલીને ગ્રામાનુગ્રામ ભ્રમણ કરવામા અનેક ફાયદા રહેલા છે, રેલમા બેસનાર સાધુના દર્શન ગામડાના લોકોને થાય નહિ ગામડાના એ ગરીબ અને શ્રદ્ધાળુ લોકોને ઉપદેશ આપવામા જે અસર થાય છે તે શહેરના લોકોને નથી થતી, એટલે ગામડાના લોકોના કલ્યાણને માટે પણ સાધુઓએ રેલ વિગેરે વાહનમા ન બેસવુ જોઇએ રેલમાં કે બીજા

કોઇ પણ વાહનમા સ્વારી કરનાર સાધુ વસ્ત્રો અને બીજી અનેક પ્રકારની વસ્તુઓ ભેગી કરશે કારણ કે તેને પોતાના ખભા ઉપર ઉપાડવી તો પડે નહિ. પછી ભેગુ કરવામા શુ કામ સતોષ રાખે? આમ અનેક પ્રકારના ફાયદા રેલ વિગેરે સવારી નહિ કરવામા રહેલા છે માટે મારી તો ગૃહસ્થોને એજ સલાહ છે કે

સજ્જનો રાજાનો કે ચોરનો ભય જેનાથી ન થાય, આ લોકમા સુખકારી ને પરલોકમા હિતકારી રાજાઓ પણ નમસ્કાર કરે ઊચી કીર્તિ મળે, એવુ સાચુ સાધુ પણુ જેઓ પાળતા હોય એમને ભૂલે ચૂકે પણ રેલ કે બીજી કોઇ પણ સવારી કરવાની સલાહ કદિ પણ ન આપશો, એમાજ એમનુ, ગૃહસ્થોનુ અને જગતનુ મહત્ત્વ છે કલ્યાણ છે

## ભિક્ષાવૃત્તિ

હવે સાધુઓનો ધર્મ ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવાનો છે તે પણ બહુ વિચારવા જેવો છે અત્યારે કેટલાકો એમ કહે છે કે એથી તો ગૃહસ્થો પર બોજો પડે છે પણ ના હુ કહીશ કે સાધુઓની ભિક્ષાવૃત્તિથી જરા પણ દેશને બોજો નથી માત્ર જરૂર પૂરતા બે કપડા અને પેટ પૂરતુ ખાવાનુ અને તે પણ એક ઘરેથી નહિ, અનેક ઘરામાથી જરા જરા લઇને પોતાનો નિર્વાહ કરનાર સાધુ દેશનો ઉપકાર કેટલો કરી શકે છે એનો કોઇ વિચાર કરે છે?

સાધુઓ માટે હિંદુ શાસ્ત્રમા માધુકરી અને જૈન શાસ્ત્રમા ગૌચરી લખી છે અર્થાત્-ભમરો જેમ પુષ્પનો રસ ચુસે છે-ગ્રહણ કરે છે અને ફુલને જરા પણ તકલીફ થવા નથી દેતો

જેમ ગાય જ ગલમા ઘાસ ચરી આવે છે, ત ઉપર ઉપરથી જરા જરા ઘાસ ખાઈને આગળ વધે છે તે ઘાસની જડ નથી ઉખાડતી, તેમ સાધુ લોકો પણ ગૌચરી-માધુકરી કરીને નિર્વાહ કરે ગૃહસ્થના ઘરમા સાધુ જાય, ત્યારે સાધુના નિમિત્તે તમને જરા પણ તકલીફ ન પડવી જોઇએ સાધુઓ એક ઘરથી પોતાની ભિક્ષા પુરી ન જ કરે અને એટલા જ માટે હિંદુધર્મશાસ્ત્રોમા કહ્યુ છે કે –

चरेत् माधुकरीं वृत्तिमपि म्लेच्छकुलादपि ।
एकान्नं नैव भुञ्जीत बृहस्पतिसमादपि ॥

કોઈ પ્રસગે મ્લેચ્છને ત્યાથી ભિક્ષા લેવી પડે તો બહેતર છે, પણ બૃહસ્પતિ જેવા ગૃહસ્થના એક ઘરેથી તો ભોજન નજ કરવુ જોઇએ

હિંદુ સાધુઓ ઉપર લોકોને અભાવ થયો, એમા એક આ પણ કારણ છે કે સાધુઓની જમાતની જમાત એક એક ઘરે ધામા નાખે બિચારા ગૃહસ્થ ગભરાઈ જાય ને થાકી જાય, તો એમા આશ્ચર્ય શુ છે? સાધુનો તો ધર્મ છે કે ખાન, પાન, વસ્ત્ર આદિ કોઈ પણ વસ્તુને માટે ગૃહસ્થોને તકલીફ ન થાય, એના દિલમા ગ્લાનિ ઉત્પન્ન ન થાય, એની શ્રદ્ધા ભાગી ન જાય, એમ વર્તીને કરે થોડુ થોડુ અનેક ઘરેથી લે, તે પણ જરૂરથી વધારે તો નહિજ લાવેલુ સગ્રહી રાખે નહિ સારૂ નરસુ ગમે તેવુ આવ્યુ હોય તેને સમભાવ પૂર્વક ઉપયોગમા લાવે જો આ નિયમ પ્રમાણે પોતાનો નિર્વાહ કરે તો તે ગૃહસ્થોને જરા પણ બોજા રૂપ થાય નહિ જૈન સાધુઓ અને હિંદુ સાધુઓમા આજ મોટો ફરક છે જૈન સાધુઓને

સેકડો લોકો "આવજો પધારો ! આ લો, તે લો" વિગેરે કહે છે અને સાધુઓ મીઠા શબ્દોથી કહે છે કે- ભાઈ અમારે ખપ પૂરતુ આવી ગયુ છે, હવે અમને જરૂર નથી જ્યારે હિંદુ સાધુઓ સ્વય પોતાના નિર્વાહ માટે-પેટ પૂર્ત્તિ માટે ગૃહસ્થને આગ્રહ કરે છે ખરી રીતે નિસ્પૃહતામા-સતોષવૃત્તિમા જે સુખ છે જે આનદ છે, તે બીજામા નથી જ

આમ કરવાથી કોઈ ગૃહસ્થ પર બોજો નહીં પડે એટલુ જ નહિ પરન્તુ ગૃહસ્થો સ્પષ્ટ રીતે જાણી શકે કે આ સાધુઓ કેટલો બધો ઉપકાર કરે છે ગૃહસ્થો તે જાણશે કે આપણે એક નોકર રાખીએ છીએ તેને પગાર આપવો પડે છે અને અમુક કલાક સસારનુ કામ કરે છે ત્યારે સાધુ મહારાજ તો આત્માની સેવા કરે છે દેશની સેવા કરે છે રાષ્ટ્રની સેવા કરે છે તેના બદલામા રોટીનો થોડો ટુકડો અને દાળનુ પાણી એ કઈ બીસાતમા છે ? તેમના માટે તો જાન દેવામા આવે તો પણ લાજીમ છે

સાધુઓએ જેમ એક ઘરેથી પોતાનો નિર્વાહ ન કરવો તેવી જ રીતે સાધુઓએ રસોઇ પકાવવાની ક્રિયા પણ ન કરવી જોઇએ જો સાધુઓ પોતે રસોઇ કરવા બેસશે તો પરિગ્રહ ધારી થઈ જશે તે થોડાથોડા પૈસા બચાવશે અને એના હાથમા એક વખત પૈસા આવ્યા એટલે પછી તે સાધુ નહી રહી શકે કોઈપણ સાધુ પોતાની પાસે પૈસો કે સ્ત્રી ન રાખી શકે જો તેઓ પૈસો કે સ્ત્રી રાખે તો નમસ્કાર કરવાને માટે તે યોગ્ય નથી તમે પૈસા રાખો તેમ તે પૈસા રાખે તમે સ્ત્રી રાખો તેમ તેઓ સ્ત્રી રાખે

તમે મહેલ ને મકાનોમા રહો, તેમ તેઓ મહેલ કે બંગલામા રહે, તમે મોટરો ચલાવો, તેમ તેઓ ફરવા માડે, તો પછી તેઓનામા ને તમારામા ફર્ક શો રહ્યો? સ્મૃતિઓમા સાધુને અનગ્નિનુ વિશેષણ આપ્યુ છે? શા માટે? એટલા જ માટે કે તે પચન-પાચનાદિની ક્રિયા ન કરે પચન-પાચનાદિ ક્રિયા કરનારો સાધુ જરૂર ધીરે ધીરે પોતાના આચારથી-ધર્મથી પતિત થાય છે અને આચારભ્રષ્ટ થયા પછી ન તો તે ગૃહસ્થોને માટે શિર ઝુકાવવાને યોગ્ય રહે છે અને ન તે ઉપદેશ આપવાનો અધિકારી રહે છે

સાધુના ત્યાગમા જ શીર ઝુકાવવાનુ છે જો સાધુ ત્યાગ વૃત્તિમા ન હોય, પૈસા રાખે સ્ત્રી રાખે, હાથી રાખે, ઘોડા રાખે મોટરો રાખે, ગાડાઓ રાખે, તો તેમનુ સાધુત્વ કેવા પ્રકારનુ કહેવાય? તેમની ત્યાગવૃત્તિ ક્યા રહી? આવા સાધુની સેવા કરવી, ભક્તિ કરવી નકામી છે સાધુઓ અને ગૃહસ્થોએ પોતપોતાના કર્તવ્ય-અકર્તવ્યનો ખ્યાલ રાખવો જ જોઈએ પોતાનો ધર્મ, અને પોતાની જવાબદારી સમજવી જોઇએ ગૃહસ્થ, ગૃહસ્થ ધર્મમા સ્થિર રહીને ઉપકાર કરે અને સાધુઓ પોતાની જવાબદારીનુ બરાબર પાલન કરે તો ભારતદેશ દીવ્ય બની જાય. ૭૨ લાખ સાધુઓ એવી પ્રતિજ્ઞા કરે કે એક મહીનામા મારે એક માણસનુ જીવન સુધારવુ અ એમ જ્યા સુધી ન બની શકે, ત્યા સુધી મારે રોટી ખાવી હરામ છે તો ૭૨ લાખ સાધુઓ એક મહીનામા ૭૨ લાખ મનુષ્યોને સુધારી શકે તો ત્રિરાશી કરીને હિસાબ કાઢી જુઓ કે ૩૫ કરોડને સુધારવામા કેટલો સમય લાગે? સાધુઓ એક એક મનુષ્યનું નૈતિક જીવન, સદાચાર અને

ગૃહસ્થ ધર્મ સમજાવે, તો તેઓ કેટલું બધું કલ્યાણ કરી શકે? રોજનો એકેક ગૃહસ્થ નહીં, પણ મહીનાના એકેક ગૃહસ્થને સુધારવા કોશીશ કરે, તો પણ કેટલો બધો ફાયદો થાય?

પણ સાધુઓ બીજાને શું સુધારી શકે? સાધુઓની પોતાની શી દશા થઈ રહી છે? એ કયાં કોઈથી અજાણી છે? છપ્પન લાખ સાધુ અને બાવા હોવા છતાં, આપણા દેશની દુર્દશા થઈ રહી છે અત્યાર સાધુ છતાં આપણા દેશમાં કુસંપ, અનીતિ વ્યભિચાર વગેરે જે ચાલી રહ્યા છે, તે ચાલવા નહી જોઈએ ખરેખર આ જોઈને લજ્જા અને શરમ આવે છે સાધુ એટલે ગુરૂ તે જવાબદાર વ્યક્તિ છે

ગૃહસ્થો સાધુઓના પતનમાં દોષ કોનો? તે સંબંધી કંઈક ઇસારો હું પહેલાં કરી ચૂકયો છું હું તો એમાં કેટલેક અંશે ગૃહસ્થોનો દોષ જોઉં છું તમે તેમને ધર્મમાં એવા સ્થિર રાખો કે જેથી તેઓ ભ્રષ્ટ ન થાય, ગૃહસ્થોનું એ પહેલું કર્તવ્ય છે તમે તેમની એવી ભક્તિ ન કરો કે જેથી તેઓ સાધુના ધર્મમાં શિથિલ બને મેં પહેલાં એક ઉદાહરણ આપ્યું કે તેમ રાજા સાધુને ભાગ પીવડાવે, મોટરોની સહેલાણી કરાવે, નાટક સીનેમામાં ફેરવે અને પછી તેમનું પતન કેમ ન થાય?

## સમભાવવૃત્તિ

પાંચ મહાવ્રતનું પાલન, ધીરતા, ભિક્ષાવૃત્તિથી નિર્વાહ,

એ ત્રણ સાધુના ધર્મો કહ્યા હવે ચોથો ધર્મ સમભાવ વૃત્તિનો છે જૈન શાસ્ત્રોમા સાધુને સામાયિકસ્થા કહેલ છે સામાયિક મા રહેનાર એટલે સમભાવમા રહેનાર ગરીબ હોય કે તવગર હોય રાજા હોય કે મહારાજા હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય ન્હાનો જીવ હોય કે મોટો જીવ હોય, તમામના ઉપર એક સરખી દૃષ્ટિ, એક સરખો પ્રેમ, એક સરખી કલ્યાણ ભાવના, એનુ નામ સમભાવ છે એનુ નામ સાધુતા છે સારી રીતે ધ્યાનમા રાખવુ કે, આ વૃત્તિ કેળવવી ઘણી જ કઠિણ છે અને એ પણ બે ને બે ચાર જેવુ જ સાચુ છે કે જ્યાં સુધી આ વૃત્તિ ન કેળવાય ત્યા સુધી સાચી સાધુતાની પગદંડીએ પણ ન પહોચાય

समयाए समणो होइ

સમતા-સમભાવ હોય તો શ્રમણ કહેવાય

ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે —

> लाभालाभे सुहे दुक्खे
> जीविए मरणे तहा।
> समो निंदा पसंसासु
> समो माणावमाणओ ॥

લાભ કે અલાભમાં સુખ કે દુખમા, જીવન કે મરણમા નિંદા કે સ્તુતિમા અને માન કે અપમાનમા જે સમભાવ રાખે તેજ મોટો છે તેજ મહાત્મા છે તેજ સાધુ છે

**ધર્મોપદેશક**

હવે સાધુનો પાચમો ગુણ ધર્મનો ઉપદેશ કરવાનો છે

આજના કેટલાક સુધારકો કહે છે કે ભારતવર્ષમા ધર્મની જરૂર નથી પણ તમણે યાદ રાખવુ જોઇએ કે અમારો ભારતવર્ષ ધર્મની રક્ષાથી જ જીવી શક્યો છે, ને જીવી શકશે ભારતવર્ષ ધર્મને ખોઇને, કર્તવ્યથી દુર થઈને પોતાના દેશની રક્ષા નહિં કરી શકે હિંદુસ્તાનની પ્રજા ધર્મ પર-કર્તવ્ય પર સ્થિર થાય, તો તેની ઉન્નતિ શીઘ્ર થાય! આપણે ધર્મ કર્મ કરવા નથી માગતા, દેવગુરૂને માનવા નથી માગતા માત્ર દેશની ઉન્નતિ કરવા માગીએ છીએ. પણ એ યાદ રાખવુ જોઇએ કે ધર્મના રક્ષણમા જ દેશનુ રક્ષણ છે

चिर जीयात् चिर जीयात्
देशोऽय धर्मरक्षणात्।

આ દેશ ધર્મના રક્ષણથી જ હજારો વર્ષ જીવતો રહે એ આપણા પ્રાચીન દેશપ્રેમી-દેશરક્ષક મહા પુરૂષોનુ પ્રાર્થના વચન છે ધર્મના પાલનથી જ દેશ, સમાજ, જાતિ અને રાષ્ટ્રની ઉન્નતિ થઇ શકે છે ધર્મ એ દરેક પ્રકારના સુખોનુ કારણ છે, આપણે સુખી થવા જરૂર ચાહીએ છીએ, પણ તેનુ કારણ-તેનુ સાધન ધર્મ કરવા નથી ચાહતા-

धर्मस्य फलमिच्छन्ति
धर्म नेच्छन्ति मानवा:।
फल पापस्य नेच्छन्ति,
पाप कुर्वन्ति सादरा ॥

મનુષ્યો ધર્મના ફલને ચાહે છે, પણ ધર્મને નથી ચાહતા. પાપના ફલને નથી ચાહતા, પણ પાપ કરવા તરફ પ્રવૃત્ત

કરે છે પરન્તુ ખરી રીતે જ્યા સુધી ધમનુ આચરણ કરીએ, ત્યા સુધી નથી દેશની ઉન્નતિ થવાની, નથી આત્માની ઉન્નતિ થવાની આ ધર્મનુ રક્ષણ ખરેખરી રીતે કહીએ તો સાચા સાધુઓ દ્વારા જ થયુ છે થઇ રહ્યુ છે ને થશે અને એટલા જ માટે એમને ધર્મના ઉપદેશક કહેવામા આવ્યા છે

ત્યાગી સાધુઓ ધર્મનુ ખરૂ રહસ્ય સમજાવી શકે અને તમને ધર્મ પર આરૂઢ કરાવી શકે છે તમે તો સસારના કાર્યોમા-આધિ વ્યાધિ અને ઉપાધિમા મસ્ત થયા હો છો જ્યારે સાધુઓ પહેરેગીર તરીકે કામ છે, ચોકીદા તમને જાગ્રત કરે છે અને લક્ષ્મીનુ રક્ષણ કરવા સચેત કરે છે પરન્તુ તમે પલગમા સુઇ રહો અને તમારી લક્ષ્મી લુટાઇ જાય તો તે માટે ચોકીદાર જવાબદાર નથી તેમ સાધુઓ તમને વારવાર સમજાવે છે ઉપદેશે છે તમે સચેત, સાવધાન ન થાઓ, આત્મ કલ્યાણ તથા દેશની રક્ષા માટે તૈયાર રહો તો તેમા સાધુનો દોષ શો છે?



( ૨ )

ગઇ કાલે મે વ્યાખ્યાનમા, સાધુધર્મ ઉપર વિવેચન કર્યું છે તેમા ખાસ કરીને પાચ મહાવ્રત, ધીરતા ભિક્ષાવૃત્તિ, સમભાવવૃત્તિ અને ધર્મોપદેશકતા-સાધુઓના આ ધર્મો બતાવ્યા છે આજે પણ સાધુ ધર્મ ઉપર જ કઇક કહેવાશે કારણ કે સાધુ સસ્થા એક એવી જવાબદાર સસ્થા છે, કે તેના ઉપર સમસ્ત જનતાનો આધાર છે

અત્યારે સાધુઓની સ્થિતિ બારીકાઇથી તપાસતા બહુ જ દુ ખદાયક દેખાય છે સાધુઓનુ મહત્ત્વ ઓસરી રહ્યુ છે આજે કોઇ રાજાને કે કોઇ મોટા માણસને મળવાની ઇચ્છા કોઇ ગૃહસ્થની થાય તો તે કોટ, પાટલુન, નેકટાઇ કોલર લગાવી ચમચમ કરતો સીધો રાજાના મહેલમા પહોચી જશે જ્યારે કોઇ સાધુની ઇચ્છા રાજાને મળવાની થાય, તો મુખ્ય ફાટક-દરવાજે જતાજ સીપાઇ રોકશે કે બાબાજી, ઠહર जाना महाराजाकी रजा लेनी पडेगी। આ શુ બનાવે છે? એજ કે પોઝીશન કમ થયુ છે અને એ પોઝીશન કમ થવાનુ કારણ આચારમા શિથિલતા છે રાજાઓ અને ગૃહસ્થો સૌને એમજ ભય પેઠો ગયો છે કે સાધુ આવશે તો કઇ જરૂર માગશે જો કે આ સ્થિતિ ઉત્પન્ન કરવામા એ ગૃહસ્થોજ મોટે ભાગે નિમિત્ત છે એ વાતનો હુ ગઇ કાલના વ્યાખ્યાનમા જ કહી ચુક્યો કુ અસ્તુ ગમે તેમ પણ પરિસ્થિતિ આ છે

સામાજિક મનુષ્યોના ધાર્મિક જીવનનો આધાર, તેમને દોરનાર સાધુઓ ઉપર છે સાધુઓ જેવી રીતે તેમને દોરના ચાહે તેમ દોરી શકે છે આજે સસારમા ધર્મના નામે ગૃહસ્થોમા જે કલેશો થઇ રહ્યા છે, એ સાધુઓના સામ્પ્રદાયિક દુરાગ્રહનુ પરિણામ છે સાધુઓ ગૃહસ્થોને વાડા બધીમા ફસાવી રાખે છે, એટલે ગૃહસ્થો તેનેજ માનીને ધર્મની ઉદાર દૃષ્ટિને ખોઇ બેસે છે અને તેનુ જ કારણ છે કે પોતે-પોતાના વાડામા રહીને તેઓ ગમે તેવા ઢકોસલા ને ઢોંગને માનવા લાગે છે ખરી રીતે સાધુઓ તો જનતાના તારણહાર છે એ તો એક નાવ સમાન છે પોતે તરે ને બીજાને ય તારે

પણ સાધુ પોતે પત્થર ની નાવ સમાન હોય, તો ન પોતે તરે, ન બીજાને તારી શકે અતએવ ગૃહસ્થોએ સાધુઓને માનુ ધર્મની દૃષ્ટિથી જોવા જોઇએ સાધુઓ જો ગઇ કાલે બનાવેલા નિયમોનુ પાલન કરે તો તેઓ દેશ તથા જાતનો ઉદ્ધાર આમા કારણભૂત બની શકે છે પણ આજ તો ઉલટુ બની રહ્યુ છે

## કચન અને કામિનીના ભોગી સાધુઓ (!)

આજે હિંદુસ્તાનના સાધુઓનો મોટો ભાગ રાગી બની રહ્યો છે હુ સાધુઓ પર કટાક્ષ નથી કરતો અયોધ્યા કાશી, ગયાજી હરદ્વાર વગેરે સ્થળે આજે હજારો સાધુઓ મૌજૂદ છે આમાના કેટલાક પાસે હાથી ઘોડા, છડીદારો પોલીસ અને એવો બીજો લવાજમો હોય છે, બ કે કેટલાક સાધુઓ તો સ્ત્રીઓ સુધી પણ રાખે છે આવા સાધુઓને ગુરૂ તરીકે માની શકાય ખરા? બ કે નેવાય તો એમ છે કે તમે હાથે કરીને તેમને પતિત કરો છો લાખો રૂપિયાની ભેટો તમે તેમને ધરો અને ઉપરથી ગુરૂ કહો એ કયા સુધી ઉચિત છે, એનો વિચાર કરો લાખો રૂપિયાની ભેટ સોગાદો ધરો છો આમ કરીને તમે ધર્મનુ પાલન કરાવો છો કે નીચે પાડો છો? સાધુમા ત્યાગવૃત્તિ ચાહતા હો તો તમે એવી ભક્તિ ન કરો કે જેથી સાધુઓ સાધુ ધર્મને છોડી દે

यतिने काञ्चन दत्वा
स दाता नरक व्रजेत्

એ તો હિંદુધર્મની શ્રુતિ કહે છે સાધુને દ્રવ્ય આપવુ એ નરકની ટીકટ કઢાવવા બરાબર છે સાધુઓ સાધુ ધર્મમા

રહે, ક્રિયામા-આચારમા રહે, તોજ તેઓ પોતાના આત્માનુ અને જગતનું કલ્યાણ કરી શકે આમ કહીને હુ સાધુ ઓની નિંદા નથી કરતો, તે તમે બરાબર યાદ રાખશો જેઓ કુસાધુ છે સાધુપણાથી પતિત થતા છે તેમના માટે આ કથન છે હુ ઇચ્છુ છુ કે સાધુઓ સાધુવૃત્તિમા રહે

એકવાર અકબર બાદશાહે બીરબલને રૂા ૨૦૦૦ની થેલી આપીને કહ્યુ કે જાઓ, સાધુઓને આ રકમ વહેચી આપો બીરબલ આખો દિવસ થેલી લઈને શહેરમા ફર્યો અને સાંજે થેલી પાછી લઈને અકબર પાસે આવ્યો, એટલે અકબરે તેને પૂછ્યુ કે 'તે કજુસાઈ કેમ કરી? શા માટે પૈસા પાછા લાવ્યો? એ પૈસા મારા હતા તે સાધુઓને કેમ ન આપ્યા?' બીરબલે કહ્યુ કે 'ખુદાવદ, આપ આપના હુકમને યાદ કરો આપે મને કહ્યુ હતુ કે આ પૈસા સાધુને આપજે પણ જે બધા સાધુ હતા તે તો પૈસા લેતા નહોતા અને જે લેતા હતા તે સાધુ નહોતા, તો હુ આપુ કોને? એટલા માટે હુ આ પૈસા પાછા લાવ્યો છુ'

કહેવાની મતલબ કે જે સાચા સાધુ છે તે કદિ પૈસા લેજ નહિ, પૈસાનો સબધજ એવો છે કે એના ચક્કરમા જે પડયો, એ પોતાનો ધર્મ સાચવી શકેજ નહિ

આવીજ રીતે સ્ત્રી પરિચયનુ પણ છે. સાધુથી સ્ત્રીનો પરિચય થાયજ નહિ સસારની સમસ્ત સ્ત્રીઓ સાધુની માતા, બ્હેન અને પુત્રી છે પરન્તુ કેટલાક સાધુઓ આ ધર્મમા પણ છેક છેલ્લા પાટલે બેઠેલા જોવાય છે

એક વખત અમે એક શહેરમા ગયેલા બજારમા નિકળ્યા, ત્યાં પોલીસ સ્ટેશન પર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ બેઠા હતા તેઓ

મના I મિત્ર ના થોડીવાર ત્યા મેલ એરવામા એક નાધુએ આવીને રીપોર્ટ કર્યો કે મારી ડીને ફરાનો સાધુ ઉઠાવી ગયો હુ વિચાર મા પડ્યા કે આ શુ ? સાધુ થઈને ડીની શી વાત કરે છે? અમે આ બાબત પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને પુછી તો તેમણે કહ્યુ કે-થોડીવાર જો તો તમને ખબર પડશે કે આવા આવા કિસ્સા રોજ અમારી પાસે કરતા આવે છે? જ્યા સાધુની આવી દશા હોય, ત્યા તમને કોઈ સાધુ કહે ખરા? છતા હિન્દુસ્તાનના ભદ્રિક અને અધ શ્રધ્ધાળુ લોકો આવા સાધુઓની સેવા પૂજા કરવા પણ તૈયાર થાય છે

આવીજ રીતે કેટલાક સાધુઓ પોતાને યોગી સિદ્ધ મહાત્મા મત્રવાદી આદિ અનેક રીતે ઓળખાવી, આવા ડોળથી દુનિયાની આખોમા ધૂળ નાખી શેતાનીયતના કામો કરી રહ્યાનુ પણ અનુભવીએ છીએ સમાજ દુખી છે નસાર અનેક ઈચ્છાઓને તૃપ્ત કરવા બાવરા બની રહ્યો છ અને આવા લોભીયાઓની જમાનમા ધૃતાની ભૂખે ન મરે અરે ભૂખે ન મરવુ તો દૂર રહ્યુ વિષયોની તૃપ્તિઓ કર હજારો રુપિયા ભેગા કરે તો તેમા આશ્ચર્ય જેવુ શુ છ ?

ભોળી સ્ત્રી જાતિ, કોઈ છોકરાની ઈચ્છા રાખતી હોય કોઇ ધણીને વશ કરવા ચાહતી હોય કોઈ સાસુ ઉપર પોતાનો રુઆબ જમાવવા ચાહતી હોય આવી અનેક લાલસાઓ રાખનારી બિચારી ભોળી સ્ત્રિયોને એ સાધુના વેશમા શેતાનીયતને છુપાવી રાખનારાઓ ફસાવે છે, અને એમના જીવનને નષ્ટ કરે છે આવા સાધુ(!)ઓનુ વર્ણન મશ્કેરામા ચિતરતા એક કવિએ કહ્યુ છે —

જટા વધાને જોગી કહાવે
ભભૂત અઢ વ ભા
પકડી માટે કરે કડાકા
જો જો ટીખળ આ

ડડી વઈ નડી લે માથે
તીર્થે નાવા જા,
ભગના સાથે મગવી ફરતી,
જો જો ટીખળ આ

ગામ તજ્યુ ને ધામ તજ્યુ પણ,
કામ તજ્યાની ના',
ઓકેલુ આમ રડે ગેઠા
જો જો ટીખળ આ

મમારી ને એક મલૂણી
સતોષી નહ, હા
મઠધારીનું મ ડળ મ્હોટુ
જો જો ટીખળ આ

સિદ્ધ બનીને કથા સુણાવે
પ થ વધારે આ
ગામ ગામે રડા ને મઠ
જો જો ટીખળ આ

બીજાની ચેય ગ છડાવે,
મદિર બાંધે યા,
આચારીને આઠ સલુણી
જો જો ટીખળ આ

આવીજ ગીત એક સસ્કૃત કવિએ કહ્યુ છે—

ये तु धर्मचित्ता विषयादिभोगे
बहिर्विरागा हृदि बद्धरागा ।
ते दाम्भिका वेषभृतश्च धूर्ता
मनांसि लोकस्य तु रञ्जयन्ति ॥

જેઓ વિષયાદિ ભોગોમા લુબ્ધ ચિત્તવાળા છે બહાર થી વૈરાગી દેખાય છે પણ હૃદયમા તો સ્ત્રીને રાગ મોહ ભરેલો છે, તેઓ દાંભિક છે ખાલી વેષને ધારણ કરનારા છે ધૂર્ત છે તથા કેવળ બહારના આડંબરથી લોકોના દિલને ખુશ કરી શકે છે પણ પોતાના આત્માને કદાપિ ખુશી કરી શકતા નથી

ધ્યાનમા રાખવુ જોઈએ કે સાધુને કોઇ પણ જાતનુ અભિમાન ન હોવુ જોઈએ તેનો આત્મા સરળ હોય નમ્ર હોય અને તે ખરેખર બ્રહ્મચારી હોય બ્રહ્મચર્ય એજ એનુ જીવન હોય, તેમ બીજાની ગુલામી કરતો ન ફરે બીજાની ખુશામદ—ચાપલુસી તો તકરે કે જેને કોઇપણ જાતની આશા હોય-લાલચ હોય લોભ હોય

આજે સાધુ સમ્થા ઉપર એક રીતે કુહાડી ચાલી રહી છે તે તમે જૂઓ સાધુ તારક છે ઉદ્ધારક છે, દેશ ને ધર્મનો ઉદ્ધાર કરનારા છે, સાધુવ્રતમા રહેવાવાળા છે અને તમારૂ કલ્યાણ કરનારા છે સાધુઓ પોતાના ધર્મનુ પાલન કરે અને તમે તેમના ધર્મનુ પાલન કરાવો સાવધાન રાખો એ બહુ જરૂરનું છે સિંધની પ્રજા એટલી બધી સરળ સાદી ભોળી ભકિતવાળી વિનયી ને નમ્ર છે કે ધૂર્ત સાધુ પોતાનુ કામ કાઢી જાય તો એમા કંઈ આશ્ચર્ય જેવુ કઇ નથી વેશ દેખીનેજ તેઓ સમજશે કે આ મહાત્મા છે પણ એ ખબર

નહીં હોય કે આ સાધુ માયા ત્યાગી છે કે તે પાચે ઇન્દ્રિયોના વિષયોમા લુબ્ધ છે બહારથી ત્યાગી બનવાના ઢોંગ ધપેડા કર નારને ભદ્રિક લોકો સમજે છે કે આ યોગીરાજ હમણાજ કોઇ ગિરિ ગહ્વરમાથી આવ્યા છે પણ તેમને ખબર નથી કે આ દુનિયાને ધૂતનાર એ મહાધૂર્ત છે

કેટલાક ધૂર્તો સાધુનો વેશ લઇ બ્હેનો, માતાઓને ફોસલાવી તેમની પાસેથી પૈસા ઘરેણા લઇ જાય છે અખબારોમા રોજને રોજ આવા ખબરો આવે છે અજ્ઞાનતાના કારણથી કે ભોળપણથી, દાભિકતા અને દુષ્ટતાની તેઓ પરીક્ષા કરી શકતા નથી પરન્તુ સારા ખોટાની, સાચા જૂઠાની પરીક્ષા કરવા જેટલુ જ્ઞાન દરેકને જરૂર હોવુ જોઇએ જે સાધુ પૈસાની ચાહના કરે, બ્હેન, બેટી સાથે એકાન્તમા વાત કરે, ખરાબ ચેષ્ટા કરે તો સમજવુ જોઇએ કે તે સાધુ નથી કપડા ખાવા પીવા અને પૈસાનો લોભ રાખે તે સાધુ કેમ કહેવાય ? સાધુ તેને માનો કે જે સાધુ પરનુ અને પોતાનુ કલ્યાણ કરે અને દ્રવ્ય અને સ્ત્રીના ત્યાગી હોય

સજ્જનો, કાલના ને આજના વિવેચન ઉપરથી તમે જાણી શક્યા હશો કે સાધુ કોણ કહેવાય? તેમ જ સાધુનો ધર્મ શો હોય ? તેનો કેવો આચાર વિચાર હોય ? તે પણ તમે જાણી લીધુ છે છતા સાધુઓના સબધમા તમને કઇક વિશેષ સમજાવીશ

શાસ્ત્રકારોએ તો કહ્યુ છે કે જે સાચો સાધુ છે, એનો મોક્ષ અહિંજ થાય છે અર્થાત્ તે ખરેખરજ જીવનમુક્ત છે

निर्जितमदमदनाना
मनोवाक्कायविकाररहितानाम् ।
विनिवृतपराशाना-
मिहैव मोक्ष स्यात् सुविहितानाम्

અર્થાત્—જેણે મદ-અહંકાર અને કામદેવને જીત્યો છે જેઓ મન-વચન-કાયાના વિકારોથી રહિત છે, અર્થાત્ ઇન્દ્રિયોનું દમન કરે છે બ્રહ્મચર્યનું પાલન કરે છે તેમજ જે બીજાની આશા ઉપર જીવતા નથી તેજ ખરા સાધુઓ છે અને આવા સાધુઓનો અહિંજ મોક્ષ થાય છે

ખરેખરી રીતે 'આશા' એ જ મનુષ્યને ગુલામ બનાવે છે એક નીતિકારે ઠીકજ કહ્યું છે —

आशाया ये दासा
ते दासा सर्वलोकस्य ।
आशा दासी येषा
तेषा दासायते लोक ॥

અર્થાત્ જે આશાના દાસ છે તે આખા જગતના દાસ છે-ગુલામ છે અને જેમણે આશાને પોતાની દાસી બનાવી લીધી છે તેમનું આખું જગત્ દાસ છે

મતલબ, નિઃસ્પૃહ માણસની સેવા કરવા એમનો હુકમ ઉઠાવવા સૌ કોઇ તૈયાર થાય છે જ્યારે લોભી-લાલચુ જ્યાં ત્યાં દીનમુખથી યાચનાઓ કરતો જ ફરે છે

સાધુ તો નિર્લોભી હોય નિઃસ્પૃહી હોય એને જગતના પ્રલોભનો નજ સુઝવી શકે લાડો આપવા આવે તોયે સાફ ઇન્કાર કરી દે

જ્યારે ગૃહસ્થોને માટે આમ રહેવુ જરૂરનું છે તો પછી સાધુઓને માટે તો કહેવુ જ શુ ?

આશા અને લોભ વૃત્તિમા પડેલ સાધુ કલ્યાણ કેમ કરી શકે ? જેઓ ખાવા પીવાની ઓઢવા બીછાવવાની, કે ગાડી વાડી લાડીની પરવા નથી કરતા, તે ત્યાગી અને મહાત્મા આ જન્મમા મોક્ષ મેળવે

ભાઈઓ અને બહેનો, આવા ત્યાગી, નિસ્પૃહી સાધુઓને ગુરૂ તરીકે સ્વીકારી, તમની યથાયોગ્ય ભકિત સેવા કરી અને એમના જ્ઞાનનો લાભ ઉઠાવવો એ તમારૂ-ગૃહસ્થોનુ કર્તવ્ય છે

સાધુ વિના સસાર્નુ-મનુષ્યનુ કામ નહિ ચાલે દુનિયા આજે ભલે હજારો કે લાખો કામ કરે પણ આત્મજ્ઞાન માટે-મોક્ષના માર્ગ માટે ગુરૂની જરૂર છે, એટલાજ માટે કહેવામા આ યુ છે કે —

विना गुरूभ्यो गुणनीरधिभ्यो
जानाति धर्म न विचक्षणोपि ।
आकर्णदीर्घोज्ज्वललोचनोपि
दीप विना पश्यति नान्धकारे ॥

અર્થાત-ગુણના સમુદ્ર એવા ગુરૂ વિના ગમે તેવો વિચક્ષણ -બુદ્ધિશાળી માણસ પણ ધર્મને જાણી શકતો નથી , અહિ ઉદાહરણ આપીને સમજાવે છે કે કોઈ માણસના નેત્ર ભલે કાનસુધી લાબા હોય ને આખમા તેજ હોય, પરન્તુ અ ધકારમા-અધારામા તો તેને દીવાની જરૂર પડશેજ

બુદ્ધિશાળી માણસને પણ ગુરૂની ચાવીની જરૂર છે ગુરૂના

ચાવી વિના સાચુ શુ અને ખોટુ શુ, તે નથી સમજી શકતુ મનુષ્ય ગુણનો સાગર હોય, ગુણની ખાણ હોય અને ચાહે તેવો બુદ્ધિશાળી હોય પણ ગુરુ વિના ધર્મ પ્રાપ્ત કરી શકતો નથી

પ્રાચીન વખતમા લોકો ગુરૂને શોધતા હતા યુરોપના કેટલાક વિદ્વાન્ પુરૂષો આધ્યાત્મ ભાવના તરફ વળતા છે હિન્દુસ્તાનમા મહાત્માઓ યોગીઓ, ઋષિ, મુનિઓ છે તેમને ઢુંઢવા અને સાચુ જ્ઞાન પ્રાપ્ત કરવા યુરોપના લોકો હિંદમા આવે છે તઓ સમજે છે કે કોઇ સાચા ગુરૂ મળી જાય તા સાચો માર્ગ બતાવે ગુરૂ મળે તો આત્મા કલ્યાણ થઇ થઇ જાય અને તેટલાજ માટે ગૃહસ્થોએ સતસમાગમ કરવો જરૂરી છે સાધુના સમાગમ વિના કલ્યાણ ન થાય

સાધુ ભલે ઉપદેશ ન દે શાસ્ત્રની વાતો ન સમજાવે, પણ જો તે સાચો ત્યાગી છે, યોગી છે તો તેની પાસે જાઓ ઘડી બેસો, સત સમાગમ કરો, તો પણ તમારૂ કલ્યાણ થઈ જાય

तीर्थं फलति कालेन
सद्य साधुसमागम ॥

તીર્થ તો કાળાન્તરે ફળે છે પણ સતસમાગમ તો તત્કાળ ફળ આપે છે

## સત સમાગમનુ ફળ

મહાનુભાવો તમે સાભળ્યુ હશે કે એક વખત શ્રી નારદજીએ, શ્રી કૃષ્ણભગવાનને સત સમાગમનુ ફળ પુછયુ ત્યારે ભગવાને તેમને કહ્યુ કે રૌરવ નારકીમા એક કીડો છે તેની પાસે જાઓ એટલે તે તમને સત સમાગમનુ ફળ

બનાવશે નારદ તો યોગી મહાત્મા હતા ત નારકીમા ગયા અને કીડા પાસે જેવા પહોચ્યા કે કીડા મરી ગયો નારદજીને આ દેખાવ જોઇને ભારે અફ્સોસ થયો ફરીથી તે કૃષ્ણજી પાસે ગયા ત્યારે કૃષ્ણ ભગવાને તેમને પૂછ્યુ કે તમે સત સમાગમનુ ફળ જાણ્યુ ? ત્યારે નારદજીએ પેલો કીડો મરી જવાની વાત કરી તેથી ભગવાને તેમને આગ ના ઝાડ પર માળામા બેઠેલા પોપટના બચ્ચા પાસે મોકલ્યા નારદજી ત્યા ગયા અને તેમણે તે બચ્ચાને સ ત સમાગમનુ ફળ પૂછ્યુ કે તે બચ્ચુ પણ મરી ગયુ આવી રીત બીજી હત્યા લાગ વાથી નારદજીને બહુ દુ ખ લાગ્યુ અને કહેવા લાગ્યા કે મને સ ત સમાગમનુ ફળ ન જોઇએ

તે પછી કૃષ્ણ ભગવાને નારદજીને એક ભરવાડને ત્યા મોકલ્યા અને કહ્યુ કે ગાયનુ બચ્ચુ તમને સ ત સમાગમનુ ફળ સ ભળાવશે નારદજી ત્યા ગયા તો તેમને જોતા વેત પેલુ બચ્ચુ મરી ગયુ નારદજીને ત્રીજી હત્યા-ગૌ હત્યા લાગી તે હિમ્મત હારી ગયા અને ઘરમા ભરાઈ બેઠા શ્રી કૃષ્ણજીએ તેમને કહ્યુ કે તમે ઘરમા કા બેઠા ? તમારે સ ત સમાગમનુ ફળ જાણવુ હોય તો અમુક રાજાને ત્યા જાઓ, તેમને એક હમણાજ દીકરો થયો છે, તે તમને સમજાવશે નારદજીએ વિચાર્યુ કે કીડો મરી ગયો ત્યા કોઈ પૂછનાર નહોતુ પોપટનુ બચ્ચુ મરી ગયુ ત્યા કોઇ પૂછનાર નહોતું, ગાયનુ વાછરડુ મરી ગયુ ત્યાથીએ કુશળખેમ આવી ગયો તેવીજ રીતે માગ જતાગી જો એ રાજાનો છોકરો પણ મરી જાય, તો મને રાજા ઘાણીમા પીલવાનીજ સજા કરેને ! માટે મારે હવે ત્યા નથી જવુ

પણ દુનિયા આશાવાદી છે નારદજીને શ્રી કૃષ્ણ

વિશ્વાસ હતા તેથી તે રાજાને ત્યા ગયા નારદજી પૂર્ણ બ્રહ્મચારી હતા તમામને તેમના બ્રહ્મચર્ય માટે માન હતુ. રાજાએ સમ્માન કર્યું પછી નારદજીના કહેવાથી તમને અંતઃપુરમા મોકલ્યા રાજાના બાળકની નારદજી પર દૃષ્ટિ પડતા તે બોલવા લાગ્યુ કે ના દજી, તમને સતસમાગમનુ ફળ હજી માલૂમ ન પડયુ ? જુઓ મહારાજ હુ પહેલા નર્કનો કીડો હતો તમારા દર્શનથી હુ મરીને પોપટનુ બચ્ચુ થયો તે પછી ગાયનુ બચ્ચુ થયો આખરે તમારા જેવા મહાત્મા પુરૂષના દર્શન માત્રથી રાજાના પુત્ર તરીકે અવતાર પામ્યો છુ શુ આથી વધુ સતસમાગમનુ ફળ હોઇ શકે ?

કહેવાનુ તાત્પર્ય એવુ જ છે કે સાચા સાધુના દર્શન માત્રથી કલ્યાણ થાય છે માત્ર શ્રદ્ધા અને વિશ્વાસ હોવાની જરૂર છે કુસાધુ કુસતા બદમાસો અને સેતાનો પાસે જવાથી કલ્યાણ નથી થતુ સાચા ત્યાગી સાધુના દર્શનથી જ કલ્યાણ થાય છે તેમનો ઉપદેશ કાન દ્વારા સાંભળી હૃદયમા ઉતારી વિચાર કરવાથી, બેડો પાર થઇ જાય છે સાચા સાધુની ભક્તિ કરવી જરૂરી છે

## સાધુના વેષની જરૂર

લોકો કહે છે કે ધર્મનો આત્મા સાથે સબંધ છે વેષ સાથે સબંધ નથી પણ હુ તો કહુ છુ કે વેશ પણ જરૂરી છે કોઇ એમ કહેશે કે અમે સાધુનો વેશ ન પહેરીએ, પણ ગૃહસ્થના વેશમા સાધુ તરીકે રહીએ તો શી હરકત છે ? હુ પૂછુ છુ કે જે માણસ ઘર રાખે બાર રાખે સ્ત્રી રાખે,

પુત્ર પુત્રાદિ પેદા કરે અને પછી કહે કે અમે સાધુ છીએ તો તે સાધુ કેવી જાતના? જેઓ ત્યાગી છે વિષય વાસનાને જીતે છે બ્રહ્મચર્યનું પાલન કરે છે અને પોતાનું તથા પરનુ કલ્યાણ સાધે છે તેજ ખરા સાધુ છે જેઓ વિષયવાસનામા ચચ્ચુર છે અને સંસારની ઉપાધિમાથી મુક્ત નથી, તેમનામા સાધુપણુ કેમ સભવે? એમને સાધુ કેમ કહેવાય? બેશક, સાધુનો અર્થ 'સજ્જન એવો જો કરવામા આવે, તો તેમ કહેવામા કઈ વાંધો ન હોય તેઓ સજ્જન હોઇ શકે, પણ જેને ત્યાગી 'સાધુ તરીકે માનીએ છીએ, તે તો નજ કહેવાય

જ્યારે આમ છે તો પછી આતર ત્યાગની સાથે બાહ્ય લિંગની-વેષની પણ જરૂર છે એક રાજાને તમે રાજા તરીકે માનો છો સિંહાસન પર બેને, રાજાના વેશમા બેસે મુગટ ધારણ કરે રાજચિન્હ ધારણ કરે તે વખતે તમને કેવી ભાવના આવે છે? ને કેવો દીપે છે? સીપાઈ પોતાના સાધારણ વેષમા હોય, અને તેજ સીપાઈ યુનિફોર્મમાં હોય તેમા કઇ ફર્ક જૂઓ છો? એવી રીતે સાધુનો વેશ પણ જરૂરી છે કેવળ શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટેજ નહી પણ આત્માને બચાવવા માટે પણ

એક ગૃહસ્થ ગૃહસ્થના વેશમા રહે ને દાવો કરે કે હુ સાધુ છુ હવે એ ગૃહસ્થસાધુને ચિત્તની ચચળતાને કારણે રાત્રીમા ઇચ્છા થાય કે મારે સીનેમા જોવો છે વેશ્યાનો નાચ જોવો છે, તો તે તેમ કરી શકે છે, કારણ કે તે સમજે છે કે હું સાધુ છુ એમ કોઇ જાણતું નથી મને રોક ટોક કરનાર કોઇ નથી કારણ કે તે ગૃહસ્થના વેશમા અને ગૃહસ્થ તો ગમે ત્ય જઈ શકે છે જ્યારે સાધુના વેશમા રહેનારો

સાધુના આચાર પાળનારો, તેની ચિત્તવૃત્તિ ચચળ થાય અને વશ્યાના નાચ જોવાની ને સીનેમા જોવાની તેની ઈચ્છા થાય છતા તે ત્યા જઇ શકશે ખરો? નહિજ તેના મનમા એમજ થશે કે કદાચ હુ ત્યા જઈશ અને કોઇ જોઇ જશે તો દુનિયા મારી નિન્દા કરશે કે સાધુ થઈ ને નાટક સીનેમા કે વેશ્યાના નાચ જોવા આ યો હતા તે સમજશે કે મારા જવાથી સાધુધર્મ અને સાધુસસ્થા પર કલક લાગશે આમ સમજીને એ પોતાનો વેશ પૂરો કરશે

તમે નાટક સીનેમા જુઓ છો તેમા કામ કરનારા નોકરોને ૨૫-૫૦-૧૦૦-૨૦૦-૩૦૦ નો પગાર મળે છે એ કપનીઓમા કામ કરનારો એકટર કોઇ વાર નોકરના વેશમા આવે છે, કોઇ વાર રાજાના વેષમા તો કોઇ વાર રાજકુમારના વેષમાં કોઈ વાર સીપાઇના વેષમા તો કોઇ વાર હામીના વેષમાં એમ જુદા જુદા વેષ એક વ્યક્તિ ધારણ કરે છે તે એવી છટાથી વષને અદા કરશે કે જોના વાળાને ખબર નહિ પડે કે તે વાણીયાનો અગર બ્રાહ્મણનો બેટો છે, અથવા તો ત અમુકજ છે, તે પોતાના વેશને બરાબર ભજવે છે હવે વિચારો કે એક ગૃહસ્થ પેટને માટ લેવાતા જુદા જુદા વેષને સપૂણ ભજવી બતાવે છે તો પછી શુ સાધુ પોતાનું કલ્યાણ કરવામા વેષને બરાબર અદા ન કરી શકે? જો સાધુ પોતાના ધર્મનુ પાલન ન કરે તો ત ૧૫ રૂપૈડીના નોકર કરતા પણ ના લાયકજ છે એમ કહી શકાય

## બહુરૂપી યોગીના વેષમા

એકવાર કાશીમા એક ગૃહસ્થ દુકાન પર બેઠા હતા, ત્યારે એક સાધુ એની દુકાનમા આવી ચઢયા. તના વાગ ચ્હેરો,

ચાલ, એની જુઓ તો જાણે કોઈ યોગીરાજ હમણાંજ ગિરનારશિખરમાંથી કેમ ચાલી આવ્યા ન હોય આવા સારા ત્યાગી સાધુને જોઈને ગૃહસ્થ વિચારવા લાગ્યો કે આવા યાગી મે કદિ જોયા નથી, આજે અકસ્માત તે મારી દુકાન આવી ચડયા છે શેઠ એકદમ ઉભો થયો અને યોગીરાજના પગના દર્શન પ્રણામ કરવા લાગ્યો અને તેમના પગની ધૂળ લઈને પોતાના શિરપર ચડાવી તથા જીભ પર લગાવી અને થાળી ભરીને ગીની તે મહાત્મા સામે ધરીને વિનતિ કરી કે મુજ ગરીબની આ ભેટ સ્વીકારો પણ એ સાધુ તો એના તરફ નજર પણ કર્યા વિના ત્યાથી ચાલ્યા ગયા શેઠને અફસોસ થયો કે થાળી ભરીને ગીનિયો આપતો હતો, છતા પણ ન લીધી તેમણે તે લીધી હોત તે મારી લક્ષ્મી પવિત્ર થાત અગર તેમને એક થાળી ઓછી પડી હોતી તો હુ તેમને બે થાળી ભરીને ગિની આપત પણ તે કાંઈ પણ બોલ્યા નહી અને ચાલ્યા ગયા આ રીતે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો

૨-૩ દિવસ બાદ એક સામાન્ય માણસ ફાટી તુટી ધોતી પહેરી શેઠની દુકાનના એક ખુણા પર આવીને ઉભો શેઠે ઉંચી નજર કરી પેલાને ત્યાં ઉભેલો જોઈને પૂછ્યુ કે તુ કોણ છે ? કયાથી આવ્યો છે ? શા માટે ઉભો છે ? પેલાએ કહ્યુ કે શેઠ આજથી ૨-૩ દિવસ પહેલા તમે જે સાધુ સન્મુખ ગીનીની થાળી ભરીને રાખી હતી, તેજ માણસ હુ છુ હુ બહુરૂપી છુ રોજ જુદા જુદા વેષ કરીને હુ ફરૂ છુ આજે હુ તમારા પાસે આ વેષમા ઈનામ લેવાને આવ્યો છુ શેઠ તો આ સાભળીને આશ્ચર્યચકિત બની ગયા

અરે જેને હુ થાળી ભરીને ગીનિયો આપતા હતો, એ બહુરૂપી!! આ માણસને શેઠ આજે કેટલુ ઇનામ આપશે? તમે શુ ધારો છો? ભાગ્યેજ ૧-૨ રૂપિઆ શેઠ તેને આપશે જે મનુષ્યને થાળી ભરીને ઇનામ મળતુ તે આજે ૧-૨ પીયાનુ ઈનામ લેવા આ યો છે! તેને થાળી ભરેલી ગીની મળવી હતી, તે થાળી તણે લીધી હોત તો? આટલી ગીની તે આખી જીદગીમા પણ કમાઇ શકે તેમ નહોતો એમ જાણવા છતા પણ આ પાપી પેટની પરવા કર્યા વિના તેણે તે થાળીને ઠોકરે શા માટે મારી? તે તમે જાણો છો? કારણ કે તેણે તેટલા વખત માટે યોગીનો–સાધુનો–સન્યાસીનો વેશ ધારણ કર્યો હતો તે બોલીચાલીથી સાધુ હતો વાણીથી ને ચહેરાથી પણ સાધુ હતો અને સાથે સાથે તે સમજતો હતો કે મારે આચારથી પણ સાધુ પણુ પાળી બતાવવુ જોઇએ, એ ખ્યાલથી તેણે ગીનીની થાળીને લાત મારી હતી અને તે ચાલ્યો ગયો હતો. માટે ભાઈઓ, સાધુ હો કે ગૃહસ્થ હો, સૌએ ધારણ કરેલ વેષને બરાબર અદા કરવો જોઈએ લીધેલા વેષને બરાબર નહિ ભજવનાર પેલા બહુરૂપી કરતા વધારે સારો ગણાશે ખરો?

## સાધુપણામા સુખ

મહાનુભાવો, ધમ જેમ બે પ્રકારના છે તેમ આચાર પણ બે પ્રકારના છે, એક સાધુનો આચાર અને બીજો ગૃહસ્થનો આચાર એક બીજાના આચારને સેળભેળ કરવામા આવે તો સસારનો વ્યવહાર ન ચાલે સાધુએ સાધુનો આચાર પાળવો જોઇએ અને ગૃહસ્થોએ ગૃહસ્થોનો આચાર પાળવા જોઈએ સાધુની જરૂર તો છે જ સાધુ અવસ્થા

સુખી અને આનદી અવસ્થા છે, કેટલાક એમ માને છે કે સાધુ અવસ્થામા ગડુ દુખ છે સુખ દુખની માન્યના માનસિક ભાવનાનુ પરિણામ છે એક માણસ માને કે હુ પૈસાદાર થાઉં તો મને સુખ મળે, પણ પૈસાદાર થવા છતા તે સુખી થતો નથી વસ્તુત સુખ દુખ મનની માન્યના છે બે મિત્રો વિનોદ કરતા કરતા આપસમા એક બીજાને જોડા મારે છે, છતા તેઓ ખુશી મનાવે છે હવે જો 'માર' એ દુખ હોય તો બન્નેને દુખ થવુ જોઈએ, પણ આપણે જોઈએ છીએ કે તેમને દુખ થતુ નથી પણ એક છોકરો નિશાળે જરા મોડો જાય તેને હેડમાસ્તર પાસે લઇ જવામા આવે છે, તો હેડમાસ્તરને જોતાજ તેની આખમા આંસુ આવી જાય છે હેડમાસ્તરે તેને માર્યો નથી, ધમકાવ્યો નથી, છતા તેની આખમા આસુ આવી જાય છે એ છે હૃદયનો આઘાત એટલે દુખનો અર્થ એ કે જેનાથી હૃદયમા આઘાત પહોચે સુખનો અર્થ એ કે જેનાથી હૃદયની પ્રસન્નતા ઉપજે

સાધુઓને પગે ચાલવુ પડે, ઘેર ઘેર ભિક્ષા માગવી પડે, ટાઢ, તડકામા સુઇ રહેવુ પડે, ગરમ પાણી પીવુ પડે, આ બધામા ગૃહસ્થોને દુખ લાગે, પણ સાધુને જરાય દુખ નહિ લાગે કારણ કે તેનુ મન સતુષ્ટ છે ભર્તૃહરિ રાજાએ રાજપાટ છોડયુ, ઋદ્ધી સિદ્ધિ છોડી, સુખ સાહેબી છોડી, પલગો છોડયા અને જમીન પર સુવા લાગ્યા, ત્યારે લોકો માનવા લાગ્યા કે તેઓ બહુ દુખી છે પણ ભર્તૃહરિ તો પોતાને વધુ સુખી માનતા તે કહેતા કે હુ માગ રાજ મહેલમા જે સુખ ભોગવતો તેના કરતા અત્યારે હુ વધારે સુખ ભોગવુ છુ આજે મારી પાસે ઢોલીઆ કે પલગ નથી,

પણ હુ ત વિના વધારે સુખી નિદ્રા લઈ શકુ છુ

તેઓ કહે છે

महीं रम्या शय्या विपुलमुपधानं भुजलता

वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।

स्फुरद्दीपश्चन्द्रो विरतिवनितासंगमुदितः

सुखं शान्तः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥

સાધુ ઘણી જ ઋદ્ધિ સમૃદ્ધિ અને સાહેબીવાળા એક રાજાના જેવા સુખપૂર્વક શાન્તિથી સૂએ છે જરા જૂઓ તેઓ પૃથ્વીને પોતાની શય્યા સમાન માને છે, તમારા પલગોમા તો માકડ પડે અને ચટકા ભરે, પણ સાધુનો પલગ તો કુદરતી છે ન કદિ તડકે મૂકવો પડે, કે ન કદિ તૂટી ફૂટી જાય, ગમે ત્યા સુવે આળોટે કે ગબડતા ગબડતા ગમે ત્યા જાય તમને તકીઆ અને ગાલ મશરીઆ હોય છે સાધુઓને એમના હાથ જ ઓશીકુ હોય ધોવા કે બગડવાનુ જ નહિ ઇચ્છા થાય તેમ ફેરવી શકાય તમારા મકાનમા ચદરવા હોય છે જ્યારે સાધુનો આકાશ એ જ મોટો ચદરવો છે તમારે ત્યા વીજળીના પખા છે સાધુને માટે કુદરતી પવન છે તમારા વીજળીના પખાનું કરેટ બધ પડી જાય, તો અધારૂ ઘોર થાય મુઝાઈ જ જાઓ જ્યારે સાધુને એ અકળામણ નહિ જ થવાની તમારે ત્યા ચકમકતી વીજળી છે જ્યારે સાધુને જગમગતી જ્યોતિ પ્રકાશતો ચદ્રનો મનોહર દીવો મૌજુદ છે કદાચ પદર દિવસ તે ન હોય તો તારાગણની ચમક કેટલી મનોહર હોય છે? તમને સ્ત્રીઓનો સયોગ મળે સાધુ વિરતિ રૂપી સ્ત્રીને હમેશા સાથે જ રાખે છે તમારી સ્ત્રી તમારી પાસે સાડી માગે, પોલકા માગે અને કોઈ વાર તે રીસાઈ બેસે છે, ત્યારે

તમારે તેને મનાવવાની જરૂર પડે છે તેના પગમા પણ કદાચ પડવુ પડે સાધુની વિરતિ સ્ત્રી ન કદિ રીસાય કે ન કદિ કઇ માગે ? આ સ્ત્રી હમેશા સાથે રહે ને જરાયે તકલીફ ન આપે

## કેદી અને સાધુ

એટલા માટે જગતને અતુલ સમૃદ્ધિ ઋદ્ધિ સિદ્ધિ છતા તે સુખી નથી જ્યારે સાધુઓ આચાર, ચારિત્ર અને સાધુત્વ વડે કુદરતી સુખ અને આનદ ભોગવે છે આ બધુ સુખ એક સાધુ ત્યારે જ ભોગવી શકે કે જ્યારે તે પોતાને સ્વતત્ર આઝાદ સમજે, પરાધીનતા સમજે, તો તેમા ને કેદીમા કશો ફરક નથી કેદી પરાધીન છે તે વોર્ડ છોડીને બીજે કયાય જઇ શકતો નથી સાધુ મર્યાદાને કારણે ગમે ત્યા જઇ શકતો નથી કેદીને સરકાર તરફથી મળેલા પરિમિત જ કપડા પહેરવા પડે છે સાધુને પણ થોડાક જ કપડા રાખવા પડે છે કેદી બ્રહ્મચર્યનું પાલન કરે છે, સાધુ પણ બ્રહ્મચર્યનું પાલન કરે છે, કેદી ઈચ્છા મુજબનુ ભોજન કરી શકતો નથી તેમ સાધુ પણ ઈચ્છા મુજબ ભોજન કરી ન શકે તો કેદી ને સાધુમાં ફરક શો ? કાઇ કહી શકશો ? ફરક માત્ર એક જ છે સાધુ ભાવનાપૂર્વક-ઈચ્છાપૂર્વક આ બધાનો ત્યાગ કરે છે, ત્યારે કેદીને પરાધીનતાને કારણે બધુ છોડવુ પડે છે સાધુને કેદીમા માત્ર આત્મિક ભાવના-વિચાર એજ ફરક છે સાધુ જે ત્યાગ કરે છે, તેમા કલ્યાણ સમજી સુખને માટે કરે છે, જ્યારે કેદીને એ બધુ ઇચ્છા વિરૂદ્ધ કરવુ પડે છે

આવા પ્રકારનો ઉત્તમ સાધુ ધર્મ એ ખરેખર પ્રશસનીય છે, તે આદરણીય છે આ પ્રમાણે સાધુ ધર્મ ઉપર કહ્યા. પછી હવે કાલથી ગૃહસ્થ ધર્મ સબધી કહીશ

વ્યાખ્યાન ૧૦ મુ

(તા. ૨૨-૬-૩૭)

# ગૃહસ્થ ધર્મ

આજે મારે તમારી સમક્ષ ગૃહસ્થ ધર્મ ઉપર કહેવાનુ છે હુ ગૃહસ્થના આચાર વિચાર પર બોલુ તે પહેલા ગૃહસ્થ શુ છે? કોણ છે? તે જોઈએ. ગૃહસ્થ શબ્દ મશહુર છે પ્રચલિત છે જેઓ ત્યાગી સાધુઓથી ભિન્ન છે તે બધા માટે આપણે ગૃહસ્થ શબ્દનો વ્યવહાર કરીએ છીએ પછી ભલે નાનો હોય કે મોટો હોય બીજો ગૃહસ્થ શબ્દનો વ્યવહાર એમા થાય છે કે જેની પાસે નગદનારણુ વધારે છે અર્થાત્ જેની પાસે પૈસો વધારે છે–જે લક્ષ્મીપતિ છે અને ત્રીજો જેની શાદી થઇ હોય લગ્ન થયા હોય, વિવાહ થયો હોય એને ગૃહસ્થ કહેવામા આવે છે આમ ગૃહસ્થ શબ્દનો વ્યવહાર ત્રણ સ્થળે કરવામા આવે છે

વર એટલે સ્ત્રી.

હવે આપણે ગૃહસ્થ શબ્દની વ્યાખ્યા જોઇએ

गृहे तिष्ठतीति गृहस्थ

અથાત્ ઘરની અદર રહેતો હોય તે ગૃહસ્થ હવે તમે કહેશો કે સાધુ પણ તો ઘરમા રહે છે, તે ગૃહસ્થ કેમ નહિ ? પણ અહિ 'ઘર'નો અર્થ 'સ્ત્રી' સમજવાનો છે શાસ્ત્રકારોએ સ્ત્રીને ઘર તરીકે ઓળખાવેલ છે **गृहिणी गृहमुच्यते।** સ્ત્રી એજ ઘર છે તેથી તે ગૃહિણી તરીકે ઓળખાય છે જેની શાદી થઇ હોય-લગ્ન થયુ હોય, તે ગૃહસ્થ કહેવાય છે અને ગૃહસ્થનુ ઘર તે તેની પત્ની અત્યારે તો સફેદ પાઘડી અને સફેદ ટોપીનો ખુબ પ્રચાર થયો છે. પણ આપણા દેશમા પહેલા રીવાજ હતો કે જો કોઇ માથે ધોળુ ફાળીયુ અથવા ધોળી પાઘડી મૂકીને બજાર નિકળે તો લોકો તેમને પૂછશે કે કેમ શેઠ? તમે ધોળુ કેમ બાધ્યુ ? ત્યારે તે કહેશે કે મારૂ ઘરભગ થયુ છે ઘરભગ થયુ, એટલે મકાન પડી ગયુ કે કરો પડી ગયો અને નહીં, પણ સ્ત્રીનો દેહાત થયો છે મકાન પડી ગયુ એ ઘરભગનો અર્થ નહિ આમ વહેવારમા પણ સ્ત્રીને ઘર તરીકે ઓળખાવવામા આવી છે આ ઘર (સ્ત્રી)નુ ઘણુ ઉંચુ સ્થાન છે તેને સભાળી રાખવુ જોઇએ

## ચાર આશ્રમોની વ્યવસ્થા

જ્યારે એ નકકી થયુ કે વિવાહ કરનાર માણસ ગૃહસ્થ કહેવાય, ત્યારે હવે એ વિચારવુ જરૂર છે કે એક ગૃહસ્થ શાદી કયારે કરે-વિવાહ કયારે કરે? પૂર્વે હિન્દુસ્તાનમા આ સબધી શો રિવાજ હતો? લોકો લગ્ન કયારે કરતા ? તે

તેમના માટે જરા ભૂતકાળના કૂવામાં ઉતરવુ પડશે આગળના જમાનામાં બ્રહ્મચર્યાશ્રમ ગૃહસ્થાશ્રમ વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ એમ ચાર આશ્રમો મૌજૂદ હતા આ આશ્રમોની જ્યારે વ્યવસ્થા હતી ત્યારે આપણો ભારતવર્ષ સ્વર્ગ સમાન હતો બધુ સુખમય રીતે ચાલતુ કોઈપણ જાતની અથડામણ કે કલેશો ન થતા દરેક જણ યોગ્યતા પ્રાપ્ત કરીને આગળ વધતા પાયમે માળે ચઢવુ હોય તો ક્રમે ક્રમે ઉપર ચડવામા આવતુ આ આશ્રમ પદ્ધતિ જ્યારથી તૂટવા લાગી, ત્યારથી સામાજિક અવ્યવસ્થાઓ થવા લાગી છે અને ખરાબીઓ થઈ છે

## બ્રહ્મચર્યાશ્રમ

છાન્દોગ્ય ઉપનિષદ્‌મા લખ્યુ છે કે એક બાળક પોતાના માતાપિતા પાસે ૮ વર્ષ સુધી રહે તે દરમ્યાન, ધર્મની ભાવનાવાળા સત્ય બોલવાવાળા, શુદ્ધ આચરણ કરનાર માબાપો પોતાના બાળકોની અંદર જેવા સંસ્કાર નાખવા માગતા હોય, તેવા નાખી શકે તેમનુ જેવુ જીવન ઘડવા માગતા હોય તેવુ જીવન ઘડી શકે એ અવસ્થામા બાળકોને ઘરમા જે જ્ઞાન મળે છે, તે મોટી મોટી યુનિવરસીટીઓ કરતા પણ વધુ હોય છે બલ્કે એમ કહેવુ જોઈએ કે આઠ વર્ષની ઉમરમા બાળકો સાચુ કે ખોટુ, જે કંઈ મેળવે છે તેની જ અસર હમેશા તેના જીવનમા રહે છે હવે આઠ વર્ષની ઉમરનુ બાળક થાય એટલે તેને ગુરૂની પાસે મોકલી દેવામા આવતુ જેને આપણે ગુરૂકુળ તરીકે ઓળખીએ

ગુરૂકુળનો અર્થ એ નથી કે સાધુ સંન્યાસી જ ચલાવે પૂર્વ કાળમા હિંદુસ્તાનમા આશ્રમ પદ્ધતિ અને વિદ્યાપીઠ

પધ્ધતિ એમ બે પ્રકારની પધ્ધતિ શિક્ષણ સબધી હતી વાનપ્રસ્થાશ્રમ ભોગવતા ગુરૂઓ આશ્રમો ચલાવતા ગૃહસ્થાશ્રમ ભોગવ્યા બાદ ગૃહસ્થો વાનપ્રસ્થાશ્રમમા જતા તેમની સાથે તેમની પત્ની હોય સમાજની ઉપાધિથી મુક્ત થવુ તેનુ નામ વાનપ્રસ્થાશ્રમ વદ્ધાન્ અને જ્ઞાનીઓ આવા આશ્રમો ચલાવતા તેઓ ૫-૨૫-૫૦-૬૦ વિદ્યાર્થીઓને આશ્રમમા રાખતા તેમને તેઓ ભોજન કરાવે, બીજાઓની સહાયતાથી કે પછી માગીને પણ આ વિદ્યાર્થીઓનુ પોષણ કરે અને વિદ્યાર્થીઓ ત્યા રહે ઘેર જવા આવવાની વાત નહિ વિદ્યાર્થીઓ ગુરૂ અને ગુરૂ પત્ની પાસે રહી અભ્યાસ કરે શરીરનુ સગઠન કરે અને આત્માનો વિકાસ કરે

આ વિદ્યાર્થીઓ ગુરૂકુળમા કયા સુધી રહેતા ? એ જાણીને તમને આશ્ચર્ય થશે છાન્દોગ્યોપનિષદમા લખ્યું છે કે ૮ વર્ષથી રહેનારો વિદ્યાર્થી વધારેમા વધારે ૪૮ વર્ષ સુધી ગુરૂ પાસે રહીને, સસાર વાસનાથી દૂર રહી ગુરૂ તથા ગુરૂ પત્નીની સેવા કરી, તેમનુ કામકાજ કરી, પોતાનુ જીવન ઘડતો હતો જેની આટલા બધા વર્ષ રહેવાની શક્તિ ન હોય તે ૪૦ વર્ષ રહે ૩૬ વર્ષ રહે, ૩૦ વર્ષ સુધી રહે અને એટલુ પણ ન બની શકે તો ૨૫ વર્ષ સુધી તો અવશ્ય રહે જ. ૨૫ વર્ષથી ઓછુ તો રહી શકતા જ નહિ

આશ્રમમા રહેવાવાળા વિદ્યાર્થિઓ સસાર વાસનાથી દૂર રહેતા, તેમના માટે અખાડા બનેલા હતા ત્યા તેઓ કુસ્તી કરે, જગલમા જાય, ગુરૂ માટે લાકડા કાપી લાવે, ઘર કામ કરે અને ગુરૂના સસ્કાર ઝીલે ત્યા સસારના પ્રલો-

બનોની તો ગધ સરખી પણ ન હોય તેઓ સુદર સસ્કાર વાળા વાતાવરણમા રહે બ્રહ્મચર્યનુ પાલન કરે અને વિદ્યા વ્યાસ કરીને પુષ્ટ ઉમરે ઘરે જાય શુ આજે એવી સ્થિતિ છે?

## આજનો જુવાન કેવો છે?

આજે તો ૨૫ વર્ષનો જુવાન ૫-૬ છોકરાનો બાપ હોય છે તેના શરીરમા જુઓ તો લોહી ન હોય હાડકા અને પાસળીઓ દૂરથી ગણી શકાય તેની આખો શરીર અને મોઢાના દેદાર જુઓ તો ગ્લાનિ થાય, પ્રાચીન કાળનો ૨૫ વરસનો યુવક સસાર શી વસ્તુ છે ત સમજી નહિ શકતો. તે બ્રહ્મચર્યનુ પાલન કરતો વીર્યનુ રક્ષણ કરતો, મગજ સતેજ રાખતો પોતાના અત કરણમા સુદર ભાવના ઉતારતો અમારા દેશના આ બ્રહ્મચર્યાશ્રમથી ૨૫ વરનો યુવક કેટલો બધો પ્રતાપી થઇ શકતો? તે પોતાની ધાતુઓને મજબૂત કરતો, હાડકાને મજબૂત કરતો તે વખતે તે કેટલો તાકાતવાન્ પ્રતાપી પુરૂષ હશે? તે દીવાલને લાત મારે તો ઈટ બહાર કાઢી નાખે એટની તાકાત ધરાવતો.

તે વખતના યુવકમા અને આજના યુવકમા તમે કેટલો બધો ફરક જુઓ છો! આજના જુવાનને ભણવાના પુસ્તકો ઉપાડવા માટે નોકરની જરૂર પડે છે આજના યુવકો આટના બધા બુઝદિલ અને કમતાકાત બન્યા છે અમારા હિદની આજે આ દશા થઇ છે ત વખતે ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા બાદ તેની ઇચ્છા હોય તો ગૃહસ્થ થાય સાધુ થાય, નેતા થાય, અગર આખા જીવન પર્યન્ત બ્રહ્મચર્યનુ પાલન કરી દશની સેવા કરે

અત્યારે આઠ વર્ષનુ બાળક થાય તે પહેલા તે ઘરમા જ જુઠુ બોલવાનુ, ચોરી કરવાનું, અનીતિ કરવાનુ, અસભ્ય શબ્દો બોલવાનુ જાણી ચુકે છે તેને તે પછી સ્કુલમા બેસા રવામા આવે છે પતાસા વ્હેચાય છે, બેન્ડ વાજા વગડાવાય છે પણ ત્યા તેના મગજ પર કેવા સસ્કાર પડે છે? માબાપની સેવા કરવી વગેરે પુસ્તકો તો આજે અદૃશ્ય થઇ ગયા છે પણ તેને બદલે ' બા ચા પા" એવા પાઠ્ય પુસ્તકો પ્રારભથીજ શીખવાય છે અને અગ્રેજી શાળાઓમા શરૂઆતમાજ કુતરા અને બીલાડાના નામ શીખવાય છે જ્યા આવા પાઠો પઢાવવામા આવતા હોય, ત્યા બાળકો પર કેવા સસ્કાર પડી શકે? જન્મ આપ નાર માતાનુ જ્યા સ્મરણ કરવુ જોઇએ, ત્યા તેનુ નામ જ નહીં અને કુતરા, બીલાડા યાદ આવે

## માબાપની બેદરકારી

સ્કુલમા ગયા પછી બાળક બ્રહ્મચારી રહે છે કે વ્યભિચારી બને છે, તે જોવાની પણ માબાપો કાળજી કરતા નથી સ્કૂલમા મૂકયા પછી છોકરા માટે બધી જવાબદારી માસ્તરોની સમ જવામા આવે છે માસ્તર પાસે તો વિદ્યાર્થી ૫ કે ૬ કલાક રહે છે પણ તે પછીના ૧૮ કલાક છોકરો કયા રહે છે તેનો પતો નથી તો માબાપોને પડતો કે નથી માસ્તરોને પડતો છોકરો સ્વચ્છદી બને છે? કયા જાય છે, કોની સોબતમા ફરે છે? શુ કરે છે? તે જાણવાની માબાપોને દરકારજ નથી સ્કૂલમા પણ ૬ કલાકમા છોકરો કેટલા ગુરુ કરે છે, તે પણ તમે જાણો છો કે? પ્રાચીન આશ્રમમા એક જ ગુરુના હાથ નીચે તાલીમ લેવાતી એકજ ગુરુનો આદર્શ વિદ્યાર્થીને સ્વીકારવાનો હતો અને એજ કારણથી એનુ જીવન પવિત્ર

રહેતુ જ્યારે અત્યારની સ્કુલોમા ૪૦-૪૫ મીનીટના એક એક પીરીયડે માસ્તર બદલાય એટલે ૬ કલાકમા ૯ માસ્તરો બદલાય આમા વિદ્યાર્થી ગુરૂ કોને માને ? ઇતિહાસ શીખવનાર જુદો માસ્તર ભૂગોળ શીખવનાર બીજો એમ ૭-૮ વિષય ભણાવતા ૭-૮ માસ્તરો આમા કયા ગુરૂના સસ્કારો એ છોકરા પર પડે ? આજનો યુવક પોતાનુ જીવન ઘડવા માટે આદર્શ કોનો સ્વીકારે ? આપણા બાળકોની સ્થિતિ કફોડી છે ત્રિશકુની માફક લટકતા યુવાનો દેશનો કઇ રીતે ઉધાર કરે ?

પહેલાના વિદ્યાર્થીઓને શીખવવામા આવતુ અને આશ્રમમાથી નિકળતા શીખામણો અપાતી કે 'ધર્મ चर ।' सत्य वद मातृदेवो भव, 'आचार्यदेवो भव' વિગેરે જ્યારે આજ તો માબાપોએજ દુનિયાના મુખ્ય મુખ્ય દુર્ગુણો નાની ઉમરથી શીખવેલા હોય છે અને પછી સ્કૂલોમા જઇને જીવનને સ્વચ્છદી બનાવીને એ દુર્ગુણોને ખૂબ દૃઢ કરવામા આવે છે, બ કે વધારો કરવામા આવે છે

એતો સૌ કોઇ સમજી શકે છે કે જીવન ઘડવાનો ૨૫ વર્ષ સુધીનો વખત છે તે વખતે ધાતુ, હાડકા, ખુન વીર્ય સગઠિત થાય છે જે વખતે આ વસ્તુનો સગ્રહ કરવાની જરૂર છે, તે વખતે તેનો નાશ કરવામા આવે, તો આપણે શુ મેળવી શકીએ ? ચાલવા માટે પગ જરૂરી છે, પણ તમે તે પગો તોડી નાખો છો તો શી રીતે ચાલી શકવાના હતા ? પાણી ભરી રાખવાના સમયેજ એને નીકળી જવાના દરવાજા ખોલી દેવામા આવે તો તળાવ કેમ ભરી શકાય ?

ધ્યાનમા રાખવા જેવુ છે કે વીર્ય એ આ શરીર અને જીવ

નનુ મુખ્ય સાધન છે પણ ૨૫વરસના સમય પહેલાજ વીર્યનો નાશ કરવામા આવે, તો બાકી શુ રહે? રસથી ભરેલ શેરડીનો સાઠો કોઇને પીઠ પર માર્યો હોય તો બે ગડથોલા ખાઇ જાય પણ તે સાઠાને મશીનમા પીલી રસ કાઢી લેવામા આવે, તો કુચા સિવાય બીજુ શુ રહે? અને એ રસ વિનાના કુચાની શકિત કેટલી રહે? રસયુકત સાઠાની માફક આપણા શરીરમા ખુન, વીર્ય જેટલુ વધારે હોય છે, એટલુ તે વધારે મજબૂત અને ટકાઉ રહે છે, પણ શેરડીના સાઠામાથી રસ કાઢી નાખીએ તો જેમ કુચા સિવાય કાંઈ નથી રહેતુ, તેમ આટલી નાની અવસ્થામા વીર્યનો નાશ કોઈ કરે, તો પછી કેવી સ્થિતિ થાય, એ સમજી શકાય તેમ છે

મહાનુભાવો, તમારા છોકરાઓને નીરોગી અને તેજસ્વી રાખવા માગતા હો તો તે કયા જાય છે? કોની સાથે બેસે ઉઠે છે? શુ કરે છે? તેની બરાબર ખબર રાખો જે માબાપો પોતાના બાળકોની પૂરતી સભાળ લેતા નથી, તે માબાપો નહિ પણ દુશ્મન છે, એમ હુ તો કહી શકુ?

૨૦-૨૫ વરસનો જુવાન હોય, મેત્રીકનો અભ્યાસ કરતો હોય તેની શાદી થઇ ન હોય, આવી અવસ્થામા તે આવીને તમને કહે છે કે મને આજે કમરમા દર્દ થાય છે, માથામા ચક્કર આવે છે, શરીર થરથર કપે છે ત્યારે તમે તેને પૂછો છો કે શાથી આમ થાય છે? ના, તમે તો કાંઈ તપાસ કરતા નથી, પણ તેને ડાકટરના ઘરનો રસ્તો બતાવો છો અને ડાકટર તેને કાતો કોડલીવર ઓઇલ, અથવા કોઇ આયુર્વેદિક વૈદ્ય હશે તો ચદ્રોદય કે વસત માલતી આપશે અને તમે બદામ, પીસ્તા, ને કેશર નાખીને ઉકાળેલુ દૂધ પાશો પણ કોઇ તપાસ નહી કરે કે ૨૦ વર્ષના જુવાનને કમરમા

દર્દ થાય છે કેમ? માથામા ચક્કર આવે છે કેમ? તેઓ શા માટે ફરીયાદ કરે છે? ખરખર તેમના જેવા જુવાનોએ તો તેવી ફરીયાદ કરવા માટે શરમાવુ જોઇએ નવજુવાનોના શરીરમા કાઇ રોગ નહી આવવો જોઇએ તેમાએ જો વીર્યનુ સરક્ષણ કર્યુ હોય અને પોતાના શરીરને માચવ્યુ હોય તો તઓ એવી ફરીયાદ કદી ન કરે

ખરી રીતે તમે તપાસ કરશો તો જણાશે કે આવા રોગનુ કારણ ખરાબ છોકરાઓની સોબત કે એવુ જ બીજુ જણાશે કે જેથી પોતાના હાથે જ, પોતાનો નાશ કરી રહ્યો હોય છે જાતજાતના વ્યસન જે આવે તે ખાઇ લેવુ પરિણામે હાથે કરીને તેઓ પોતાના શરીરનો નાશ કરે છે આ વસ્તુ સુધારવાની જરૂર છે તમે જો તમારા બાળકોને પ્રતાપ શીવાજી, મહાવીર કે બુદ્ધ જેવા બનાવવા માગતા હો તો તમે તેમની સભાળ રાખો તમારી જવાબદારીનો ખ્યાલ રાખો, અને તે પહેલા પે તમે તમારૂ જીવન પવિત્ર રાખો તમે આદર્શ જીવન ગાળો

## યુવકોને

હુ નવયુવકોને ચાહુ છુ અને એમ થાય છે કે હુ તેમની સેવા કરૂ તેમને સાચા માર્ગ પર લાવુ હુ તેમને કહુ છુ કે જો તમે મનુષ્ય તરીકે જીવવા માગતા હો તો કદી વ્યસનના ભોગ ન થાઓ ખરાબ સોબત ન કરો એવી વસ્તુના પનારે ન પડો કે જે ક્ષણભરના આનદની ખાતર તમારૂ જીવન નષ્ટ કરી નાખે શુ તમે આટલી પ્રતિજ્ઞા ન કરી શકો? તમે પ્રતાપ અને શીવાજીના પાઠો પઢો છો, પણ એમના જેવા બનવાની ભાવના કેમ કરતા નથી? તમને

તમારૂ જીવન પ્રિય હોય તો તમારા પેટમા એવી ચીજો ન નાખો કે જેથી તમારૂ જીવન નષ્ટ થાય

તમે અગ્રેજોનુ અનુકરણ કરીને આજે પાટલુન પહેરવા લાગ્યા છો, પણ તેની અદરના તમારા દોરડી જેવા પગ જોઇને મને પાગવાર દુખ થાય છે તમે કોટ, પાટલુન ટોપી, નેકટાઇ અને કોલરમા જ અગ્રેજોનુ અનુકરણ શા માટે કરો છો? તેમનામા અનેક ગુણો છે તેનુ તમે શા માટે અનુકરણ કરતા નથી? હિન્દુસ્તાનમા રહેવા છતા કોઇ પણ યુરોપીઅન આપણી સસ્કૃતિ સ્વીકારે છે? આ લોકો એવા છીએ કે આપણને આપણા દેશ વેશ કે સસ્કૃતિ માટે અભિમાન નથી અગ્રેજો પોતાની વસ્તુ વાતો, વેશ આચાર, રૂઢી અને રહેણી કરણીના સિદ્ધાતમા મક્કમ છે જ્યારે આપણે જ એક ક્ષણભરના સહવાસમા આપણુ સર્વસ્વ નાશ કરવા તૈયાર થઈ જઇએ છીએ

યુવાનો, તમારા પર બહુ જવાબદારી છે આખા દેશનો આધાર તમારા પર છે, દેશને ગુલામીમાથી છોડાવનાર અને સ્વતત્રતા અપાવનાર જો કોઈ હોય તો તે યુવકો જ છે તે યુવકો જો પોતાનુ બ્રહ્મચર્ય, વીર્ય ચારિત્ર અને ખાનદાની નહીં સભાળે તો આશાઓ કેમ સફળ થશે? તેઓ જો વીર્યની રક્ષા ન કરે, બ્રહ્મચર્યનુ પાલન ન કરે અને શરીર સારૂ ન રાખે, તો જીવન કેમ ઘડી શકવાના હતા?

## આશ્રમની મર્યાદાનો લોપ

ગૃહસ્થાશ્રમની શરૂઆત બ્રહ્મચર્યાશ્રમથી થાય છે હિંદુસ્તાનમા ચાર આશ્રમોની મર્યાદા બાધવામા આવી હતી પહેલુ આશ્રમ દઢ થતુ, ત્યારપછી ગૃહસ્થાશ્રમમા જવાતુ

ઓગમા આવુ એક માણસ ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ
પછી ઇચ્છા હોય તો ગૃહસ્થાશ્રમમા જાય આ મર્યાદા હ
પણ આજે તેનો ભગ થયો છે ચારે આશ્રમો છિન્નભિ
થયા છે ગૃહસ્થાશ્રમ નામ માત્રનો રહ્યો છે લગ્ન કરવુ–
કરવી તે વિધિ માત્ર રહી છે સાચુ ગૃહસ્થાશ્રમ પાલન
છે કે નહી તે કોઈ જોતુ નથી આનુ પરિણામ એ આ
ક મનુષ્યનુ જીવન કઈ પણ સાથકતા સિવાય પૂરૂ થાય

મનુષ્યો ચાહે છે કે અમે લાબુ આયુષ્ય જીવીએ
જે મકાનનો પાયો કાચો મોળ અથવા ખાટડો નડેલો
મકાન કેમ ટકી શકે? તેવીજ રીતે જડમાથી જીવનની ખર
કરો તુચ્છ જીવન ઘડો તો પછી તે લાબા સમય સુધી કેમ
શકે? આજે બ્રહ્મચર્ય જેવી વસ્તુ ક્યા દેખાય છે? કમમા કમ
વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવુ જોઈએ અને વિદ્યાધ્યયન કરવુ જોઈ

અત્યારે તો બાળક આઠ વર્ષનુ થાય એટલે મા
તને સ્કુલે મોકલે છે અને સાથે સાથે કન્યાની શોધ
છે આઠ વર્ષની અદર આ બાળકે ઘણુ શીખી લીધુ
છે માતપિતાના સસ્કાર જાણી લે છે જો કે હવે તે સ્કુ
ભણવા જાય છે, પણ ધ્યાન રાખે છે કે મારા માટે કન્યાની
થાય છે એટલે તેનુ ચિત્ત વિદ્યાધ્યયનમા રહેતુ નથી
અક્ષર જ્ઞાન ભણે કે ચોપડી ભણે પણ તેની ચિત્તવૃત્તિ
તરફ જાય છે એક બે ચોપડી ભણ્યો ન ભણ્યો ત્યા
ઉમર ૧૧-૧૨ વરસની થતા તેના લગ્ન કરવામાં આવે
અને ૧૩-૧૪ વરસમા તે છોકરો એક બાળકનો બાપ
જાય છે આવી રીતે બ્રહ્મચર્યાશ્રમનો નાશ થાય છે
૨૫ વરસ સુધી બ્રહ્મચર્ય પાળી સારી શકિત મેળવ
જવાનુવાન અને ક્યા ૧૧–૧૨ વર્ષમા લગ્ન કરી એક બાળ

ગાર બની બેઠેલ આજનો બાળક? પછી તમે ચાહો કે બાળકનું આયુષ્ય લાબુ થાય તે કેમ બની શકે

આપણા પૂર્વજો લાબુ આયુષ્ય ભોગવતા ૮૦ વર્ષ સુધી તા એક દાત ન્હોતો પડતો, જ્યારે આજના જુવાનોના મોઢા સામે જોશો તો બનાવટી દાત જોવામા આવશે તે વખતે ચશ્માનુ નામ નહોતુ જ્યારે આજે તો નાનપણથી છોકરા છોકરીઓને ચશ્મા પહેરતા આપો જોઇએ છીએ તમે તમારા બાપદાદાને યાદ કરીને ઇચ્છો છો કે અમારા સતાન તેમના જેવા મજબૂત અને તાકાતવાળા થવા જોઇએ પણ તે કેમ બને? તમે તેને બે ત્રણ ચોપડી માડ ભણાવો છો, ને પોતાના પેટ ભરવા જેટલુ કમાવા પણ સમર્થ નથી ત્યા તો તમે તેને લફરૂ વળગાડી ઘો છો પાપ માતાપિતા કરે છે અને દુ ખ છોકરો ભોગવે છે, માતાપિતાના પાપનુ પ્રાયશ્ચિત્ત છોકરાને ભોગવવુ પડે છે

છોકરાને ઘોડે ચડાવવાનો-તેના લગ્ન કરાવવાનો અને તેને એકાદ છોકરો થાય તો જોતા જવાનો માબાપને મોહ હોય છે છોકરો તમને નથી કહેતો કે મને ૧૦-૧૧ વર્ષે પરણાવો, તે પૈસા પેદા કરતો નથી ત્યા તો ઘરમા બાળક પેદા થાય છે ખૂબ ધામધુમથી પરણાવ્યા બાદ માબાપ છોકરાને કહે છે કે તુ કમાતો નથી, તો તારી રાડ (વહુ) ને લઇને ઘરમાંથી બ્હાર નીકળ તારી મેળે કમાઇ ખાજે માબાપો પોતાની લાલસાને કારણે પોતાના છોકરાના જીવનનુ ખુન કરી નાખે છે, તેના આખા જીવનને નષ્ટ કરે છે, મુબઇમા પ્લેગ કે કોલેરા ચાલતો હોય છતા તેને જાકારો કહેનારા માબાપો તે છોકરાના કેટલા હિતસ્વી છે, તે સૌ કોઇ સમજી શકે છે

## ગૃહસ્થોની પહેલી ભૂલ

આજના યુવકોને ગોધાઈને મરવુ પડે છે તમે માતપિતા તરીકેની તમારી જવાબદારી સમજો છો? તમને મોહ હતો કે છોકરાની સ્ત્રીનુ-વહુનુ મોઢુ જોવુ, કાલે મરી જઈશુ તો છોકરાની વહુને જોયા વિના નહી જઈશુ તમારા પ્રલોભનને કારણે તમે છોકરાનુ જીવન નષ્ટ કરી નાખો છો, પછી તે પોતાનુ જીવન શુ બનાવે? અભ્યાસ કરીને કરે શુ? તેને ઘરની ચિંતા માતપિતાની ચિંતા તે પોતાનુ જીવન શી રીતે સુધારે? આમા માતપિતાની ભૂલ છે તેમણે એના હિતનો વિચાર કર્યોજ નથી તે તેજસ્વી કેમ બને, પ્રતાપ કેમ બને? શીવાજી કેમ બને?

વહુ નાની છોકરી રહી કોઈ કામમા કચાશ કે મોળાશ બતાવે, એટલે સાસુ વહુના ઝગડા થાય આમ હાથે કરીને તમે ઘરક્લેશ વહોરી લ્યો છો આજે તમારો સસાર સુખી નથી, નેકડો ઘરામા જાઓ તો ભાગ્યેજ એવુ કોઈ કુટુમ્બ હશે કે જે ઝગડાથી મુક્ત હશે અને સુખ શાતિ ભોગવતુ હશે પિતા પુત્ર, સાસુ વહુ નણદ, ભાભીના ઝગડા ચાલતા જ હોય છે સસાર સ્વાર્થમય છે તમે હાથે કરીને તમારા ગૃહસ્થાશ્રમને પતિત અને દુખમય બનાવી મુકો છો તમે સાવધાન થાઓ તો તમારા છોકરાનુ જીવન ઘડાય અને તમે કૌટુબિક સુખ પણ ભોગવી શકો

## ભ્રષ્ટાચારને છોડી દો

હવે જીવનને ઘડવાનો બીજો ઉપાય છે વ્યસનોનો ત્યાગ તમને વ્યસનોએ કેવા ગુલામ બનાવી દીધા છે? તમને પાન

બીડી, ચાય, સોપારી વિના ન ચાલે, નાટક સીનેમા વિના ન ચાલે તેમને અસભ્ય અને અપેય-નહિ પીવા લાયક પદાર્થો વિના ન ચાલી શકે એક તરફથી તમે જીવતર ઘડવા કોશીશ કરો છો તો બીજી તરફથી તમે વ્યસનોના ગુલામ બનો છો તમારે તંદુરસ્ત જીવન રાખવુ હોય તો વ્યસન ન રાખો દાળ રોટી સિવાય બીજુ વ્યસન પાલવેજ નહી સંસારમા પ્રલોભનની વસ્તુ વધી ગઈ છે, માણસો દેખાદેખીથી તેના તરફ ઘસડાય છે

તમે હોટલોમા જઈને તમારા જીવનને ભ્રષ્ટ કરો છો ફેમીલી સાથે હોટલમા જાઓ છો, એનો અર્થજ એ છે કે સ્ત્રીઓના જીવનને પણ નષ્ટ કરો છો ફેમીલી સાથે જવામા તમે તમારી પોઝીશન સમજો છો એક સાથે બેસીને તમે કેક બીસ્કુટ ખાઓ છો એ ખરેખર શરમ અને અફસોસની વાત છે આથી ન કેવળ વ્યસનીજ બનાય છે, બલ્કે ધર્મભ્રષ્ટ પણ થવાય છે કેટલાકો એમ માને છે કે ઇરાની હોટલમા જઈને અમે અશુદ્ધ વસ્તુ નથી ખાતા, પણ શુદ્ધ વસ્તુ ખાઈએ છીએ હુ તમારી વાત માનવાને તૈયાર છુ કે તમે એટલા બધા શ્રદ્ધાળુ અને પુન્ય પાપને માનવાવાળા છો, તેથી બહુ પવિત્ર ચીજો ઇરાની હોટલમા જઈને ખાતા હશો, પણ બીજી રીતે કેટલુ નુકસાન થાય છે, અના વિચાર તમે કરો છો કે તમને ઇરાની હોટલમા જતા જોઈને તમારા દીકરો તવીજ બીજી ઇરાની હોટલમા જાય ને ત્યા તે શુ ખાતા હશે, તેની જવાબદારી કોણ લે છે? પતાએ પોતાના બાળકોના જીવનનો ખ્યાલ પહેલા રાખવો જોઇએ આચરણનુ અનુકરણ મિત્રો, પુત્રો ને ભાઈઓ કર્યા વિના ન રહે મહાનુભાવો, તમારે તમારી જવાબદારી

સમજવી જોઇએ એક માણસ જો પોતાની સતતિને સુધારના માગનો હોય તો તેણે ધર્મને કલક ન લાગે એવુ આચરણ કરવુ જોઇએ

તમે હોટલોમા જાઓ છો તો ત્યા સ્વચ્છતા હશે સુદર ટેબલ ખુરશી હશે પણ તમારા જીવનમા સ્પર્શાસ્પર્શનો દોષ આવે છે કે નહીં? એનો તમે વિચાર કરો જે કપમા એક ગંદી ગંધાતી વ્યસની દુષ્ટ માણસ ચાય પીએ છે તેજ કપ વગર ધોયે પાણીમા બોળીને તમને આ વામા આવે છે અને તમે ચાય પીઓ છો તો સ્પર્શાસ્પર્શનો દોષ આવી શકે કે નહિં? સાયન્ટીફિક રીતે તમે વિચારો તો પણ એકનુ પીધેલુ વાસણ જ્યાસુધી કે તને બિલકુલ સાફ કરવામા ન આવે ત્યાસુધી બીજાએ નજ વાપરવુ જોઇએ વળી એક માણસ તમારી પાસે બેસીને અભક્ષ્ય પદાર્થ-માછલી વિગેરે ખાતો હોય અને તમે તેની પાસે બેસીને ભલે શુદ્ધ ચાય પીઓ, પરન્તુ એ અપવિત્રતાનું વાતાવરણ અસર કર્યા વિના રહે ખરૂ કે? હુ તમારા ઉપર ફોર્સ કરવા નથી માગતો પણ તમારી ભાવી સતતિના સુધારા માટે પણ, દેશના સાચા નાગરિકો થવા માટે પણ રાષ્ટ્ર ના હીરાઓના રક્ષણ માટે પણ તમને વિનવુ છુ કે તમે એવા આચરણથી દુર જ રહો કે જેની ખરાબ અસર પડતી હોય

મહાશયો, વ્યવહાર પણ એક વસ્તુ છે વ્યવહાર વિરૂદ્ધ કરવામાં ઘણી વખતે અનર્થ થાય છે, એ વાતને ન ભૂલવી જોઇએ દાખલા તરીકે કોઈ માણસ ભલે પવિત્ર છે, પણ જો તે વશ્યાવાડે ફરતા હોય તો તેની સ્ત્રી શું ધારે? તે તેના નામના છાજીયા ન લે કે હાય હાય! મારો પતિ વેશ્યાવાડે રખડે છે? તેજ મુજબ કોઇ ઇરાની હોટલમા જાય અને

ધારો કે તે ત્યા જઈને કઇ શુદ્રવસ્તુ ખાતો હોય, પણ બીજા પર તેની ખરાબ અસર પડયા વિના નથી રહેતી તમે બીજાને સુધારવા માગતા હો તો તમારે આદર્શ રહેવુ જોઇએ અમારા ગુરૂ મહારાજ કહેતા કે નો માણસ ધર્મ ન પામે, તેની હરકત નથી, પણ એક પણ માણસ અધર્મ ન પામવા જોઇએ તમે ભલે સોન ન સુધારો, પણ એક માણસ દુરાચારી ન બને, તે જરૂર જોશો ન્યાય તોળવાવાળા ન્યાયીધીશો જુએ છે કે નો ગુન્હેગારો ભલે છુટી જાય, પણ એક નિર્દોષ માણસ માર્યો જના ન જોઇએ

## માતાઓ બાળકોના જીવન બગાડે છે,

હુ હોટલોની વાતો કરૂ છુ, પણ એક વાત તો ભૂલીજ જાઊં છુ ગૃહસ્થોના ઘરોમા ઘણે સ્થળે જોવાય છે કે માતા બાળકને ધવરાવતી વખતે ચાય પીતા પીતા બાળકને પણ પાતી જાય છે આવી રીતે માતાઓ બાળકોને નાનપણથીજ ચાયના વ્યસની બનાવે છે એક તો આ ચારની દેવીઓ ઉંદરડા ને બીના ડીના બચ્ચા જેવા દેવો (!) ને જણે છે અને ઉપરથી ચાય ડીચવામા આવે છે અને પછી આપણે ચાહીએ છીએ કે આ સતાનો શીવાજી, પ્રતાપ, મહાવીર કે કૃષ્ણ જેવા બને માતાઓ, બાઈઓ તમે તમારા જીવન તો બગાડો છો પણ સાથે સાથે બાળકોના જીવન શા માટે બગાડો છો? જરા એમના જીવનનુ તો ભાન રાખો તમને ખબર નથી કે આજે હિદુસ્તાનમા એદીઓ કેટલા વધી ગયા છે? ૩૦-૩૨ કરોડમાથી પુરૂષાર્થ કરનારા, વેપાર કરનારાઓની સખ્યા કેટલી છે? એની તમને ખબર છે? અર્થશાસ્ત્રીઓ કહે છે કે-

ગામ કો માણસની વસ્તી ભર્યું છે આ,
અર્ધ અમનાઓ જેમાં બેસીને ખાનારી છે
ત્રણ ક્રોડ બાળ જેના મુખમાંથી લાળ પડે
ત્રણ ક્રોડ અંધને અપંગતો લાચારી
ત્રણ ક્રોડ વૃદ્ધ ને અશક્ત કામ વગરના,
ત્રણ ક્રોડ સારભૂત બાવરા ભિખારી છે
એદી, કેદી, નટ, જડ ગાંડા ને ગમાર જાણો
બાકી બે કરોડ મહાસુખ ધંધાદારી છે

બે કરોડ માણસ પૈસા પેદા કરે, ને ૩૦-૩૫ કરોડ તેના ઉપર ગુજરાન ચલાવે, એ દેશમાં લાખો માણસોને ખાવાનું ન મળે, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે?

આમ પ્રજાને વધારતા જવું અને દેશમાં દરિદ્રતા વધારવી એનો તે કંઈ અર્થ છે? આજે દેશમાં કેવા એદીઓ વધી રહ્યા છે તમને ખબર છે? લખનૌના નવાબ વાજીદઅલીશાહે પાગલખાનાની જેમ એક એદીખાનું બનાવ્યું હતું ત્યાં પ્રમાદી સુસ્ત બુઝદીલ નાલાયક માણસોને [illegible] રાખવામાં આવતા આ એદીઓ એવા હતા કે પડ્યા પડ્યા પણ હાથ ન હલાવી શકે એક વખત એક એદીએ બીજાને કહ્યું કે મારા મોઢા પરની માખ ઉડાડ તો! ત્યારે તે કહે કે તારા મોઢા પરની માખ ઉડાડવાની મારી શક્તિ હોત તો હમણાં મારા મોઢા પર કુતરું પેશાબ કરી ગયું એને જ ન કાઢી કાઢત? મને લાગે છે આજની સંતતિની લગભગ આ દશા છે, આવી અવસ્થામાં હિંદનો ઉદ્ધાર શાથી થાય?

આજની આપણી પ્રજામાં હિમ્મત કેટલી છે પોતાનો બચાવ કરવા જેટલી પણ શક્તિ છે? અને આપણા પાસ

પચાશ વણિક હોય. પરન્તુ જો બે બહુકવાળા ગુંડા આવે તો ખબર પડી જાય કે આપણે કેટલા હિમ્મતે મર્દ છીએ? જે માણસ પોતાનો બચાવ કરવાની તાકાત નથી રાખતો તેને જીવવાનો હકક નથી તમે તાકાત ઉત્પન્ન કરો વ્યસનોના ગુલામ ન બનો શૃંગારનો ત્યાગ કરો, બીકણ અને બુઝદીલ ન થાઓ. આમ કરશો તોજ તમારામાં શૌર્ય હિમ્મત, બહાદુરી અને શક્તિ આવશે.

આજના આપણા યુવકોને ખૂબ વ્યાયામની જરૂર છે તેમને અખાડામાં મોકલવા જોઈએ એમના શરીર ખૂબ કસાયેલ-મજબૂત બને, અને હિમ્મતેમર્દ બને એવો પ્રયત્ન કરો,

છોકરાઓ ઈચ્છા વ્યાયામશાળામાં જવાની થાય, પરન્તુ માબાપ ઝટ કહેશે કે 'જઈશ નહિ, ક્યાંય હાથ-પગ તૂટી જાય તો?' આમ, પહેલેથીજ હાથ-પગ તૂટવાની વાત થાય પછી ક્યાંથી હિમ્મતબાજ બની શકે?

અને આ અવસ્થામાં ક્યાંથી ઉદ્ધાર કરી શકે? એક પઠાણનો ત્રણ વર્ષનો છોકરો અંધારી રાતે એકલો જતા ડરતો નથી જ્યારે વાણિયાના ૨૦ કે ૨૧ વર્ષના છોકરાને રાતે થોડુ પણ એકલા જવું હોય તો તાવ થઈ પડે કોઈ જવાનું કહે તો રોતી સુરત બનાવી દે

પહેલાના સમયમાં જૈન રાજાઓ હતા જૈન હોવા છતાં સેનાને જંગમાં ઉતરતા હતા અને જૈનો સેનાધિપતિ બનતા હતા આજ લોકો કહે છે કે જૈન ધર્મની દયાએ અમને બાયલા બનાવી દીધા, પણ આમ કહેવું તે ઠીક નથી દયા બનાવવી તે બાયલાપણું કે બુઝદીલી નથી, પરન્તુ વીરતા છે ખરી રીતે લોકો આજે દયાનો યથાર્થ અર્થ સમજી શક્યા નથી તેથી

તેઓ આક્ષેપ કરે છે પજાબના જૈનોને તમારી સામે ઉભેલો જુઓ તો તમારૂ હૃદય થરથરે માટે દયાનો માર્ગો હેતુ સમજો

## શિક્ષણનો હેતુ શો ?

ત્રીજી વાત શિક્ષણના હેતુની છે આજે શિક્ષણ તો ઘણુ લેવાય છે, પણ તેનો હેતુ જો આપણે ન સમજીએ, તો આપણે ખરૂ શિક્ષણ મેળવી શકયા નથી એમ કરે છે શિવપુરીની અમારી જૈન સસ્કૃત કૉલેજમા ભણતા વિદ્યાર્થીઓને એક વિદ્વાન્ વિઝીટરે પૂછયુ હતુ કે 'તમે ભણો છો શા માટે ?' ત્યારે એક વિદ્યાર્થીએ જવાબ આપ્યો હતો કે "અમારૂ કર્તવ્ય સમજવા સમાજ પ્રત્યે માતપિતા પ્રત્યે ધર્મ પ્રત્યે દેશ પ્રત્યે મારૂ શુ કર્તવ્ય છે' આ કર્તવ્ય સમજવુ એજ અમારો ભણવાનો હેતુ છે" કર્તવ્યનુ ભાન રાખ્યા સિવાયનુ અક્ષરજ્ઞાન કે શાસ્ત્રજ્ઞાન મેળવ્યુ કે ન મેળવ્યુ, તે સરખુ જ છે આપણે પાઠો પી જઇએ. પણ જીવનમા કાઇ ન ઉતારીએ તો તે ભણેલુ શા કામનુ ? તેના કરતા તો એવા અભણ શા ખોટા કે જેઓ પોતાના કર્તવ્યનુ સારામા સારી રીતે પાલન કરતા હોય છે

## વિનયને સમજો

વિદ્યાર્થીઓએ શિક્ષણના હેતુ સાથે વિનયને પણ સમજવો જોઇએ તેમણે મોટાઓ પ્રત્યે વિનય અને નાનાઓ પ્રત્યે પ્રેમ બતાવવો જોઇએ જ્યા વિનય નથી ભકિત નથી પ્રેમ નથી ત્યા ભણવુ બેકાર છે આજના શિક્ષણમા મોટામા મોટો દોષ એ છે કે નવજુવાનો વડીલો પ્રત્યેનો વિવેક ભૂલી

જાય છે

યશોવિજયજી નામના એક મહાન્ જૈન ધર્મગુરૂએ ૧૨ વર્ષ સુધી એક બ્રાહ્મણ ગુરૂ પાસે કાશીમા રહીને અભ્યાસ કર્યો હતો તે વખતે બ્રાહ્મણો સિવાય કોઈને ભણાવવામા આવતા નહિ તે પછી તો કેટલાય વરસો બાદ યશોવિજયજી મહારાજ ખભાતના ઉપાશ્રયમા વ્યાખ્યાન વાચતા હતા ત્યા તેમના વિદ્યાગુરૂ એકાએક ચડી આવ્યા તેમને ગુરૂ તરીકે ઓળખીને મહારાજશ્રી પાટ પરથી નીચે ઉતર્યા અને ગુરૂને માનપૂર્વક લાવ્યા પછી તેમણે ગુરૂશ્રીનો પરિચય કરાવતા જણાવ્યુ કે 'યશોવિજય આજે પાટ પર બેસીને જો તમને કાઈ ઉપદેશ સભળાવતા હોય, તો તે આ ગુરૂના પ્રતાપે'! જૈન સઘે રૂા ૮૦ હજાર આપીને આ વિદ્યા ગુરૂનુ સન્માન કર્યું હતું આજે તો ૩૦-૩૫ મિનિટ, માસ્તરો બદલાય છે, એટલે વિદ્યાર્થી માને પણ કોને?

વિદ્યાની સાથે વિનયનો ઘાડો સબધ છે વિદ્યા વિનયને આધીન છે વિદ્યાગુરૂ અને વિદ્યાર્થી—આ બેની વચમા વિનય એ બન્નેના સબધને સભાગી રાખનાર સાકળ છે

પ્રાચીન સમયમા જ્યારે ગુરૂ સામા મળતા ત્યારે દડવત પ્રણામ કરવામા આવતા હતા, પણ આજે દડવત્ પ્રણામ એક હાસ્યની વસ્તુ બની ગઈ છે તમને ખબર છે કે આપણો આ વિનયનો ગુણ કેવી રીતે ધીરે ધીરે નષ્ટ થયો?

દડવત્ પ્રણામ બધ થતા ઉભા રહીને કમરમાથી વાકા વળી મસ્તક નમાવી, હાથ જોડી નમસ્કાર કરવા લાગ્યા તે પછી પાટલુન પહેરવાનો રિવાજ થતા કમરમાથી વાકા વળવાનુ બધ કરી, માત્ર બે હાથ જોડવા ને મસ્તક ઝુકાવી

નમસ્કાર કરવાનુ થયુ પછી માથા ઉપર હેટ ફેરવતા માથુ હલાવવા રાખેને હેટ-ટોપી ગબડી પડે, એટલે મસ્તક સીધુ રાખી બે હાથ જોડવાનુ રહ્યું પછી હાથમા છત્રી લાગી કે બેગ-ઝોળી હોય એટલે એક હાથ ઉંચો કરી સાહેબજી માત્ર રહ્યુ અને હવે તો કેટલાક જેન્ટલમેનોને માત્ર એક આંગળી ઊંચી કરી 'સાહેબજી' કહેવાજ જોગો આમ જમાનો ફરતો ગયો એમ આપણો દડવતનો વિનય એક આંગળીએ આવીને અટક્યો છે આ આપણા શિક્ષણની અસર છે અત્યારની હવાની અસર છે આ ભણવાની સાર્થકતા (!) છે

મહાનુભાવો તમે તમારા હિતને માટે, રાષ્ટ્રની ઉન્નતિ માટે, દેશના ઉદ્ધાર માટે શિક્ષણ મેળવતા હો તો હુ તમને કહીશ કે શિક્ષણનો હેતુ જે વિનયનો ગુણ છે, તે ભૂલશો નહીં જો તેને ભૂલી જશો તો તમારી વિદ્યા કલકિત બનશે તમે જેમ જેમ ઉચ્ચ સ્થિતિમા આવો, તેમ તેમ તમારામા નમ્રતા આવવી જોઈએ સાધુ જ્યારે આચાર્ય બને છે, ત્યારે તેની જવાબદારી પણ વધે છે અને તેમણે વધુ વિવેક કરવો જોઇએ છે

તમારા પર મોટામા મોટી જવાબદારીનો બોજો આવે તો તમારે વિવેકપૂર્વક રહેવુ જોઇએ જેથી દુનિયાનુ કલ્યાણ કરી શકશો જેમ જેમ તમે નજીક આવો છો તેમ તેમ પ્રેમ વધે છે આજે તો જુનાને નવા વચ્ચે ભેદ પડયા છે તમારામા નવીનતા ભલે આવે, ને જુના ભલે સ્થિતિચુસ્ત રહે, પણ બન્ને જુદા પડવા ન જોઇએ જો તમે હાથથી હાથ અને છાતીથી છાતી મેળવીને ચાલશો, તો દુનિયા તમને મસ્તકે ચડાવશે કાતર તાકાના તાકા ફાડી નાખે છે જ્યારે નાની સોય ટુકડાને ભેગા કરી સુન્દર ચન્દરવો બનાવે છે પરિણામે કાતરને દરજી

ોતાની નીચે દબાવીને બેસે છે અને ટુકડા ભેગા કરનાર
ોયને પાઘડી પર મુકે છે તમારે દુનિયાના મસ્તક પગ
ંડવુ છ કે નીચે કુચલાનવુ છે? માથાપર ચડવુ હોય તો
ાયનું કામ કરા જુદા થયેલાને ભેગા કરો શિક્ષાનો હેતુ
ભણુનાનો, બુદ્ધિનો વિકાસ કરવાનો અને જીવન તથા આત્માનુ
કલ્યાણ કરવાનો છે, એને સમજો



વ્યાખ્યાન ૧૧મુ

(તા ૨૩-૬-૩૭)

# ગૃહસ્થ ધર્મ  સ્ત્રીઓનુ સ્થાન

ગઈ કાલે ગૃહસ્થધર્મ ઉપર સમુચ્ચય રૂપે વિવેચન કરવામા આવ્યુ છે જેમા ચાર આશ્રમો પૈકી બ્રહ્મચર્યાશ્રમ અને અત્યારની શિક્ષા પદ્ધતિ ઉપર કઇક કહેવાયુ છે આજે હુ તમને 'ગૃહસ્થાશ્રમમા સ્ત્રીઓનુ સ્થાન' એ ઉપર કઈક કહેવા ઇચ્છુ છુ

તમે જાણોજ છો કે ગૃહસ્થાશ્રમ એ બે અગોના એકત્વથી બને છે સ્ત્રી અને પુરૂષ સ્ત્રીઓના સબધમા અત્યારે ગમે તેમ મનાતુ હોય પરન્તુ હુ તમને બતાવીશ કે સ્ત્રીઓનુ સ્થાન ઘણુ ઉંચુ છે ગૃહસ્થાશ્રમમા સ્ત્રીઓ અગત્યનો ભાગ ભજવે છે અને એટલાજ માટે તેમને ઘર તરીકે ઓળખાવેલ છે '**ગૃહિણી**' અર્થાત્ ગૃહસ્થનુ ઘર એ સ્ત્રી' છે

અગાઉના જમાનામા સ્ત્રીઓનુ બહુ ઉંચુ સ્થાન હતુ અત્યારે તો એ માટે બે પક્ષ પડી ગયા જણાય છે એક એમને બહુ નીચી કક્ષાની માને છે, બીજો તેમને બહુ ઉંચી કક્ષાની માને છે આ બને પક્ષની સાથે સાથે વહેવારમા સ્ત્રીઓનુ કેટલુ સ્થાન છે, તે પણ જોવુ જોઇએ

શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિ (અનુભવ) થી કોઈપણ વસ્તુનો નિર્ણય થઇ શકે છે સ્ત્રીઓનુ સ્થાન શોધવા માટે પણ આ ત્રણ વસ્તુ જોઈએ શાસ્ત્રોમા જેમ કાળી બાજુ બતાવવામા આવી છે તેમ ઉજળી બાજુ પણ છે પણ બધો આધાર સમજનારની શક્તિ પર રહેલો છે કાળી બાજુ કઈ અપેક્ષાએ લખવામા આવી છે, અને સફેદ બાજુ કઈ અપેક્ષાએ? એ જાણી લેવુ જોઇએ તોજ સાચો ન્યાય આપી શકાય. જેમણે શાસ્ત્રોમા ચચુપાત કર્યો નથી, તેઓ કહે છે કે સ્ત્રીઓને શાસ્ત્રોમા અધમ કહેવામા આવી છે આ માન્યતા ભૂલભરેલી છે શાસ્ત્રકારોનો ઉદ્દેશ કદી એ ન હોઇ શકે જે શાસ્ત્રકારોની બુદ્ધિ તીવ્ર હતી, જેમણે આપણને કલ્યાણનો માર્ગ બતાવ્યો છે, તેઓ એક પક્ષીય અન્યાય નજ આપી શકે

જે સ્ત્રીઓ પોતાના ધર્મને નથી સમજી શકતી, જેઓ ખરાબ આચરણમા પડે છે તેમનીજ શાસ્ત્રમા નિંદા કરવામા આવી છે અને હલકુ સ્થાન દરાવવામા આવ્યુ છે જે સ્ત્રીઓ સારી છે-પોતાનુ કર્તવ્ય સમજે છે, ધર્મનુ આચરણ કરે છે, તેની કોઇએ નિંદા નથી કરી શાસ્ત્રોમા સાધુની નિંદા નથી, પણ કુસાધુની-સાધુના ધર્મથી પતિત થતા હોય તેની નિંદા છે તેવીજ રીતે ગૃહસ્થોને નિંદવામા આવ્યા છે પણ ગૃહસ્થાશ્રમમાથી સતો, મહાત્માઓ, વીરો, મહાપુરૂષો

અને દુનિયાનો ઉદ્ધાર કરનારા તીર્થંકરો પણ તેમાથી ઉત્પન્ન થયા છે અને થઈ શકે છે ત્યારે શુ શાસ્ત્રકારોને આટલો ખ્યાલ પણ નહીં હોય ? જે ગૃહસ્થોને નિદવામા આવ્યા છે તે પણ જ્યા ગૃહસ્થાશ્રમથી પતિત થયા છે તમને તમારે ત્યજત કરવુ પડશે કે કાળી બાજુ ગુણવાળી સ્ત્રીઓ માટે નથી પણ જેઓ પોતાના ધર્મને ચુકે છે, તેમના માટે છે તમે તપાસ કરશો તો તમને જણાશે કે સ્ત્રીઓની સફેદ બાજુ કેટલી બધી ઉચી બતાવવામા આવી છે ? શાસ્ત્રકારોએ કહ્યુ છે કે यत्र नार्यस्तु पूज्यन्त, रमन्ते तत्र देवता અર્થાત્ જ્યા સ્ત્રીઓનુ સન્માન થાય છે ત્યા હમેશા દેવતા રમણ કરે છે પણ તેમણે એમ નથી કહ્યુ કે જ્યા પુરૂષોનુ પૂજન થતુ હોય-પુરૂષોનુ સન્માન થતુ હોય ત્યા દેવતા રમણ કરે સ્ત્રીઓનુ આ ઓછુ માન—મહત્ત્વ કહી શકાય ?

## આગળની સ્ત્રીઓ

સ્ત્રીઓ કેટલુ બધુ મહત્ત્વ ધરાવે છે ઘરની શોભા, કુટુમ્બની ઈજ્જત અને ખાનદાનીને શોભાવનાર સ્ત્રી છે અગાઉના જમાનામા આ સ્ત્રીઓ મહાન્ કાર્ય કરતી સન્ફૂતની ધુરધર વિદુષી થતી પ્રાચીન ભડારોમા સ્ત્રીઓના બનાવેલા પુસ્તકો જોઈને ધુરધર પડિતો પણ વિચારમા પડી જાય છે તેઓ આવી વિદુષી હતી એટલુજ નહી પણ વીરાગના પણ હતી તેઓ ઘોડા પર યા હાથી પર સ્વારી કરી હાથમા તલવાર અને ઢાલ લઈને લડાઈના મેદાનમા ઉતરતી અને દેશની તથા માનવ જાતની સેવા કરતી

સ્ત્રીઓ પતિ પ્રેમમા પરાયણ રહેતી તેઓ પતિને દેવ સમાન માનતી તેઓ પતિ સાથે સતી થવામા મહત્ત્વ સમજતી

પણ એવો કોઇ પતિ થયો છે કે જે પોતાની સ્ત્રી પાછળ મતો થયો હોય, અથવા થવા તૈયાર હોય પોતાના પ્યારા પતિ વિના જીવન ખરાબ ગણ્યુ, તેના કરતા બળી મરવુ વધારે સારૂ એમ સમજીને સ્ત્રીઓ બળી મરતી હતી આજે સ્ત્રીઓમા તે શક્તિ નહી નથી, અગર તો કાયદાઓ રોકી લેવાને કારણે સ્ત્રીઓ સતી થઇ શકતી નથી પરિણામે પતિ પ્રત્યેનો પ્રેમ ઓછો થયો હોય ના તે બનવા જોગ છે પરન્તુ અગ્નિમા બળીને ખાખ થવા જેટલો પ્રેમ તે રાખી શક્તી હતી આટલા સખ્ત કાયદાઓ હોવા છતા, અત્યારે પણ સતી થવાના કોઇ કોઇ પ્રસગો બહાર આવે છે

પતિના મરવાની વાત તો દૂર રહી, પણ પતિ પરદેશ જાય તો પણ સ્ત્રી ઘરે નહી રોજ એક ટક ભોજન કરે, જમીન ઉપર સૂવે, સાદુ જીવન ગાળે એશ-આરામનો ત્યાગ કરે શૃગારોને છોડી દે અને પતિદેવની ઝખના કરે

જે સ્ત્રીઓને અધમ ગણવામા આવે છે, અહીઠુ કરવાનુ કહેવામા આવે છે, એ સ્ત્રિઓનુ કેટલુ ઊંચુ સ્થાન છે અ તમે વિચારી લો

અને પુરૂષો? પુરૂષો પોતાની સ્ત્રિઓ પ્રત્યે કેવો ને કેટલા પ્રેમ રાખે છે, એ તો તમે પોતેજ સારી રીત જાણી શકતા હશો

હવે પુરૂષો વશમા હોય એટલી વાર તો ઠીક પણ ઘરની બ્હાર ગયા બાદ, તમે શુ કામ કરો છો, તેની જરા યે ખબર પોતાની અર્ધાંગનાને કોઇ પડવા દે છે? વિશ્વાસુ સ્ત્રી છે કે પુરૂષ? આનો ઉત્તર તમે શો આપો છો વારૂ? તમે માનો,

કે નાને મહાને બ્હાર નીકળી જાઓ અને ગમે એમ ચા એ વાગે ઘે આવો તમારી સ્ત્રી તમને પૂછે કે તમે અત્યાર સુધી ક્યા ગયા હતા? તમે ગમે ત્યા ગયા હો, છતા તેની પાસે તમે જુઠુ બોલશો કે મારા મિત્રો સાથે ગપ્પા યા ચોપાટ ખેલતા હતો યા નાટક સીનેમા જોવા ગયો હતો અને તમારી સ્ત્રી તે સાચુ માની લેશે એટલી બધી વિશ્વાસુ પણ એજ સ્ત્રી અર્ધા કલાકને માટે પોતાની બ્હેનપણીને ત્યા ગઈ હશે તો પતિ કહેશે કે રાંડ! ક્યા ગઈ હતી? મને સાચુ કહે? તે કહેશે કે મારી બ્હેનપણીને ત્યા ગઈ હતી, પણ તમે નહિ માનો સ્ત્રીનો પુરૂષ પ્રત્યેની ભક્તિ અને પુરૂષનો સ્ત્રી પ્રત્યેનો અવિશ્વાસ તેમા કેટલુ બધુ અંતર છે? તમે તેને અર્ધાગના કહેશો તે તમને દેવ તરીકે ગણે છે આવી શ્રદ્ધા તો તેજ રાખી શકે તમારે ભૂલવું ન જોઈએ કે-

આ દેવીઓ એ તો ભારતવર્ષની માતા છે તેમનું પહેલુ સ્થાન રાખવામા આવ્યુ છે આપણે ત્યા વાત અને વહેવારમા માતાનુ નામ પહેલા લેવામા આવે છે 'માતા પિતા' એ શબ્દ રૂઢ થયેલો છે માતાનુજ નામ પહેલા લેવાય નવ માસ સુધી પેટમા જીવને ઉઠાવનાર-કષ્ટ ઉઠાવનાર માતા છે તેથી આપણે તેને નમસ્કાર કરીએ છીએ

## માતાની પ્રસંશા ક્યારે થાય?

પણ માતા તે ખરેખર એક માતાજ હોવી જોઇએ માતા દેવી હમેશા દેવનો જન્મ આપે રામ, કૃષ્ણ, મહાવીર બુદ્ધ, જેવા મહાત્માઓ માતાએજ ઉત્પન્ન કર્યા છે તીર્થંકરને ઉત્પન્ન કરનાર પણ માતાજ છે એ ખજાનો તો તેમની પાસે જ છે તેમની કુક્ષિમાથીજ વીરો સંતો મહંતો, ઋષિઓ, મુનિઓ જન્મ્યા છે

ફક્ત પુત્રોજ ઉત્પન્ન કરવા એમા તેમનુ મહત્ત્વ નથી ચોગ્યજ કહેવાયુ છે કે –

જનની જણ તો ભકત જણ
ના દાતા કે શૂર,
નહિ તો રહેજે વાઝણી
મત ગુમાવીશ નૂર

અર્થાત્ હે માતા, તુ છોકરા ઉત્પન્ન કર તો કા તો ભકત (મહાપુરૂષ), કા તો વીર પુરૂષ કે કા તો દાની ઉત્પન્ન કરજે નહિતર તુ વાઝણીજ રહેજે પણ તારા તેજને-નૂરને ગુમાવીશ નહી એક મહાપુરૂષ જગતનુ કલ્યાણ કરે છે ત્યારે તમામના મોઢામાથી એના શબ્દો નીકળે છે કે ધન્ય છે તની માતાને! આખી દુનિયામા આની માતાની ખ્યાતી થાય છે આવીજ રીતે જો વીર છોકરો હોય તો માતાના વખાણ થાય શાબાશ વીરપ્રસૂતિ માતાએ ખરો વીર પેદા કર્યો. તેમજ દાતૃત્વગુણવાળા પુત્રને ઉત્પન્ન કરે છે તોય માતાનુ નામ અમર રહે આવો દાની, દુખિઓના દુખ દેખે ત્યારે તેનુ હૃદય ને આખો રડી પડે, તે બીજાનુ દુખ સહન કરી શકતો નથી પોતાનુ સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે

તમને ખબર હશે કે ટોલસ્ટોય પાસે ઘણી લક્ષ્મી હતી દુખિયાઓને મદદ કરવામા તે તેનો વ્યય કરતો તેણે પુસ્તકોના ભડાર વેચીને પણ દુખિયાઓને મદદ કરી હતી તે એક દિવસ એક સડક પર નિકળે છે, એક બુઢી માતા તડકામા બેઠી છે તે આધળી છે તેનાથી ચાલી શકાતુ નથી આખો બધ કરીને તે ભિક્ષા માગી રહી છે ટોલસ્ટોય તેને જોઈને

રડ છે કે આ તેણીનુ દુખ કેમ દૂર કરૂ તે બાવો થઇ ગયો ૮ પમા બધા આપી દીધા છે ભીખારણને જોઇને તનુ હૃદય રડે છે તે કહે છે કે મારી પાસ પૈસા તો નથી, પણ તાપીને તડકામાથી ઉપાડીને છાયામા તા મૂકુ તે પેલી ભીખારણને કહે છે કે માતાજી હુ તમને ઉપાડુ છુ ! આટલી પણ સેવા કરવાની ભાવના તેનામા રહી તે તેની માતાના સસ્કાર હતા ધન્ય છે આવી માતાને !

ભૂલશો નહિ કે દાન કરનાર છોકરા કરતા ખરી પ્રશસા તો તેની માતાની થાય છે, માટે ઓ માતાઓ તમે પુત્રોને ઉત્પન્ન કરો તો દાનવીર ઉત્પન્ન કરો, દયાળુ ઉત્પન્ન કરો, બહાદુર અને શુરવીર પુત્રોને ઉત્પન્ન કરો

## આજની માતા શુ પસદ કરે છે

આજે તો છોકરા કજુસ બને તા માતા ખુશી મનાવે છે ને છોકરાના વખાણ કરે છે અને લોકો આગળ બડાઇ મારે કે મારો છોકરો ફુટી પાઈ પણ વાપરતો નથી એક માતાએ પોતાના દીકરાના હાથમા એક રૂપિયો આપ્યો અને કહ્યુ કે તુ ઘી લઇ આવ છોકરે કકડાવીને મુઠી વાળી કે જેથી રૂપીયો પડી ન જાય રસ્તામા જતા જતા મુઠીમા પરસવો વળ્યો અને રૂપિયો ભીનો થઇ ગયો છોકરો સમજ્યો કે રૂપિયો બીચારો રડે છે તને મારી આગળથી જવુ ગમતુ નથી એટલે તે રૂપિયો ખર્ચ્યા વગર અને ઘી લીધા વગર પાછો આવ્યો અને માતાને કહ્યુ કે બા, આપણે ઘી ખાધા વગર ચલાવી લેશુ, પણ રૂપિયાને આપણા ઘેરથી નહિ કાઢીએ ! રૂપિયો બિચારો આપણી પાસેથી જતા રૂવે છે માતા બહુ ખુશી થઇ વળી આજનો છોકરો નમાલો હોય ડરપોક હોય

ઉંદર દેખીને ભાગી જનારો હોય, રાતે ઘરથી બહાર નિકળતા ડરતો હોય, અને ઉગમણી બૂમ પડે ને આથમણે ભાગનારો હોય તો માતા ખુશી થાય "જોજે હો બા, રાતરે કયાય જઇશ નહિ, એકલો કયાય જઇશ નહિ કોઇ ઝાડ ઉપર ચઢીશ નહિ કોઇ કસરત શાળામા જઇશ નહિ માસ્તર કસરત કરવાનું કહે તો કહેજે કે મારી બાએ ના પાડી છે" માતા રોજ છોકરાને આવી શીખામણ આપે ન્હાના છોકરાને તો, 'જો રાઇશ તો બાવો લઇ જશે જો પેલો સર્પ આવ્યો!' આમ કહીને એનુ જીવનજ ડરપોક બનાવી દે હિમ્મત જેવુ નામજ ન આવના દે

આવીજ રીતે પોતાના છોકરા માટે માતા એ પણ ન ચાહે કે પોતાનો છોકરો સતસમાગમ કરે છોકરો દુરાચારી થઇ જાય, એની હરકત નહિ દારૂડીયો કે જુગારી થઇ જાય એની હરકત નહિ, ચોરી કરતા શીખે એની હરકત નહિ આવા છોકરાઓને ઉત્પન્ન કરવામા ન માતાની શોભા છે કે ન છોકરાની છોકરા દાનવીર હોય, દુનિયાના દુખો ટાળનાર હોય, કોઇનુ ભલુ કરનાર હોય એવો પુત્ર હોય તો ખરેખર માતાને શોભારૂપ છે લોકો એમ કહે કે હાય, હાય, ફલાણાનો છોકરો તો દોઢીયુ તોડતો નથી એવા છોકરા માબાપને લજવે છે આજે લાખો માણસો બેકાર છે લાખો દુખી બ્હેનો અને વિધવાઓને શેર અનાજના પણ સાસા છે આ સખ્યામા વધારો કરે એવા છોકરા ઉત્પન્ન કરવાથી લાભ શો છે? માટે, માતાઓ, તમે છોકરા ઉત્પન્ન કરો તો એવા છોકરા ઉત્પન્ન કરો કે જે શુરવીર હોય, દાનવીર હોય કે ધર્મવીર હોય

## જાપાની માતાનો દેશપ્રેમ

તમને ખબર હશે કે એક વખત જાપાનમા લડાઈ ચાલતી હતી ત્યારે એક ડોશીમાનો એક જુવાન બેટો લડાઈમા માર્યો જવાથી તે રડવા લાગી કોઈએ તે ડોશીને આશ્વાસન આપતા કહ્યુ કે ' માજી હવે તમે રોઈને શુ કરશો ? તમે થોડુજ મરનારનુ મોઢુ ભાળવાના હતા ત્યારે ડોશીમા તે માણસને કહે છે કે ભાઈ દેશની રક્ષા કરતા મારો દીકરો લડાઈમા માર્યો ગયો તેથી હુ નથી રડતી હુ તો એટલા માટે રડુ છુ કે હુ કેવી કમનસીબ છુ કે મારે બીજો છોકરો નથી કે જેને હુ દેશની રક્ષા માટે મેદાને જગમા મોકલી શકુ ?

બ્હેનો તમે આવી માતાઓ થાઓ શિવાજીની માતા જેવા થાઓ કે જે ધર્મ અને દેશની રક્ષા માટે અમર નામ કરી ગયા છે પ્રતાપની માતા જેવા થાઓ બુદ્ધ, મહાવીર, રામ કૃષ્ણ અને જરથોસ્ત, ઇસુખ્રીસ્ત અને મહમદ પેગમ્બરની માતા જેવા થાઓ આવા પુત્રો ઉત્પન્ન કરે તેજ સાચી માતા છે માટેજ કવી કહે છે કે હે માતા તુ બાળક જન્માવે તો ભક્ત દાતા કે શુરવીર જન્માવજે, અને નહિ તો વાઝણી રહેજે પણ તારા ચ્હેરાનુ નૂર ના ગુમાવીશ

જે માતા માયકાંગલા, બુઝદિલ, દુનિયાને લૂટનાર ગરીબો પ્રત્યે હમદર્દી ન બતાવનાર, તમના ખુન ચૂસનાર છોકરાનો જન્મ આપે છે, તે માતા માટે શરમ અને અફસોસની વાત છે આવી માતાને દેવી કહેવરાવવાનો અધિકાર નથી દેવીનો અર્થ તો એજ કે જે દેવ ઉત્પન્ન કરે એક માતા મારામા સારા સસ્કાર રાખે તો તે દેવી બની શકે

બ્હેનો, પોતાના કર્તવ્યનું ભાન રાખે તો ઘણું સારૂં કામ કરી શકે દેવી તરીકે ઓળખાતી સ્ત્રીઓ રત્નકુક્ષી કહેવાય છે તેઓ ઋષિ, મુનિ અને દેવોને ઉત્પન્ન કરે છે તથી તેમને રત્નકુક્ષી કહેવામા આવે છે

બ્હેનો, માતાઓનુ સ્થાન કેટલુ બધુ ઊંચુ છે, એ જાણવા માટે શાસ્રકારોનુ આ વચન પર્યાપ્ત થશે

> उपाध्यायान् दशाचार्य
> आचार्याणां शतं पिता।
> सहस्रं तु पितृन्माता
> गौरवेणातिरिच्यते ॥

દશ ઉપાધ્યાયની બરાબર એક આચાર્યનુ ગૌરવ છે સો આચાર્ય બરાબર એક પિતા છે અને હજાર પિતાની બરાબર એક માતાનુ ગૌરવ પ્રાપ્ત થાય છે

આટલુ બધુ ગૌરવ બ્હેનોને આપવામા આવ્યુ છે તેમનામા જે અપૂર્વ શક્તિ છે તે પુરૂષોમા નથી

જે બ્હેનો ભણી ગણીને હોશીયાર થએલ છે અને વહેવારમા આગળ વધેલ છે તેમણે પણ પોતાની જવાબદારી સમજવી જોઇએ કેમકે તેમનુ સ્થાન ઉંચુ છે અને તેમનામા દેવોને ઉત્પન્ન કરવાની શક્તિ છે દેવી, કહેવા માત્રથી દેવી નહિ, પરન્તુ દેવી બનવામા ઘણા ગુણો જોઇએ માતાઓમા આ ગુણો અવશ્ય હોવા જોઇએ

## પ્રસન્ન વદન

દેવીઓએ ધારણ કરવા જોગ પહેલામા પહેલો ગુણ

પ્રસન્ન વદન છે તેમણે હમેશા આનદી અને ખુશ મીજાજ ચહેરા રાખવા જોઈએ જે માતા એરડીયુ પીધા જેવુ મોઢુ રાખે તે દેવી નથી જેનો ચ્હેરા જોતા પ્રસન્નતા ઉપજે ખુશમીજાજી ઉપજે, આનદ થાય, તે ખરેખરી દેવી છે દેવીના ખુશમીજાજી ચ્હેરામા આકર્ષણ શક્તિ રહેલી હોય છે જેના ઘરમા ખુશમીજાજી ચ્હેરા નથી, તેના ઘરમા સુખનો અભાવ જણાય છે જેના ચ્હેરા ઉદાસીનતાવાળા છે, તેના ઘરમા કેમ જાણે કોઈ મરી ગયુ હોય, અથવા ભારે નુકશાન આવી પડયું હોય, એવો ભાસ થાય છે માતાના ચ્હેરા ઉપર તો તેજ હોવુ જોઇએ દેખતાની સાથે જ હૃદયમા ભાવ ઉત્પન્ન થાય કે આ સાચી માતા છે એક નિમરી માણુસ આવી પવિત્ર સ્ત્રી સામે જુએ તો પણ તેના આખના કિરણો તે માણુસની ઉપર પડતા તેનો વિકાર શાત થાય આ તેની આખની ચમકની તાકાત છે હુમલો કરવા આવનાર માણુસ પર પવિત્ર સ્ત્રીની આખનુ તેજ પડતા તેનો વિકાર શાત થઈ જાય છે અને તે માણુસ બોલી ઉઠે છે કે આ સ્ત્રી તો મારી માતા, બ્હેન કે પુત્રી છે

ચહેરાની સ્વાભાવિક સુદરતાને-આકર્ષણને નહિ રાખનારી સ્ત્રીઓ ચ્હેરા પર ખોટી પ્રસન્નતા લાવવા, સુદર દેખાવા કાળી ચામડીને ગોરી બનાવવા પાઉડરનો ઉપયોગ કરે એ ખરેખર અનિચ્છનીય છે કુદરતી ખુશમીજાજ જ સૌદયની અસર કરી શકે છે ચ્હેરાને પ્રસન્ન રાખનારી દેવીના રેખા રેખામા રોમરોમમા જે પ્રસન્નતા રહેલી હોય છે, તે પાઉડર અથવા ખોટા આડબરથી આવતી નથી પતિને રાજી રાખવા બ્હેનો સવા છટાક પાઉડર લગાડે એ તો બહુરૂપીના વેશ જેવુ લાગે બ્હેનોએ આવો વેશ ન કરવો જોઈએ પવિત્ર

તાની મૂર્તિસમી માતાઓ, આવી અકુદરતી ફેશનના બેગ નજ બને દેવીમા તો કુદરતી ખુશમીજાજી હોય તેજ પોતાના પતિ અને બાળકોને પ્રસન્ન રાખી શકે છે બાળક માતાના ખોળામા ગેલ કરતુ હોય આનદ કરતુ હોય અને માતાનો ચ્હેરો કુલેલો હોય, એ દેખાવજ દુખદાયક છે મોઢુ ચડેલુ હોય તો તે કોઈને ગમતુ નથી આનદી પિતા અને વ્હાલસોયી માતાને જોતાજ બાળકનુ હૃદય કુલી ઉઠે છે

બ્હેનો, તમે જરા વિચાર કરજો તમારા ચિત્તમા કદિ ઉદાસીનતા, સુસ્તી ન લાવજો બાળકો તેમજ ઘરના માણસોને તમારા ઉદાસ તથા સુસ્ત ચ્હેરાથી આનદ નથી આવતા પતિ બિચારો મજુરી કરીને થાકયો પાકયો દુકાનેથી કે નોકરીપરથી ઘેર આવે છે પણ જ્યારે તે તમારૂ વિકાળરૂપ જૂએ, ત્યારે તેના હાજા ઢીલા થઇ જાય છે માટે તમે પ્રસન્નવદની બનો ખુશ મીજાજથી દરેક કાર્ય મગળિક થાય છે બ્હેનોમા ખુશમીજાજી ન આવે તો તે દેવી ન બની શકે માટે આનદી ચ્હેરો જરૂરી છે

તમે ખુશ મીજાજ રહેશો, તો ક્રોધના વખતે થતી સાસુ વહુની લડાઈ વખતે તમારે મોઢામા માદળીયુ ઘાલવુ નહિ પડે તમારો ખુશ મીજાજ જોઇને સામાનો ક્રોધ ચાલ્યો જશે અને તમારી સાથે ઝગડવા માગતી તમારી સાસુ પણ શાત થઇ જશે અને ઝગડાનો આપોઆપ અત આવશે અગ્નિમા લાકડા નાખવાથી જેમ અગ્નિ ભડકો લઇ ઉઠે છે, તેમ તમે ક્રોધી મનુષ્યને વધુ ક્રોધી બનાવો છો જો તમારૂ મ્હો ચઢાવેલુ રાખતા હોતા પણ તમે જો પ્રસન્ન વદન રાખશો તો ક્રોધનુ જલદી શમન થશે

## સત્ય અને પ્રિય વચન

સજ્જનનો બીજો ગુણ સત્ય અને પ્રિય વચન માનવું ન છે તમારે હમેશા મધુર વચન બોલવું જોઈએ અસત્ય અપ્રિય વચન કદિ ન બોલવું જોઈએ શાંડ બાળ ગાજ હતી, મરી જા, આવા ખરાબ શબ્દો તમે તમારા મોઢામાથી કાઢશો નહિ તમે જેમને તમારા પેટ માથી ઉત્પન્ન કર્યા છે તમને જો તમે દેવતા કે મહાપુરૂષ બનાવવા માગતા હો, તો તેમને માટે ખરાબ શબ્દો બોલશો મા કે તેમનો તિરસ્કાર કરશો મા તેઓ નાના છે પણ તમનામા દૈવી શકિત છે તમે તેને ધુતકારો છો, તેમનો તિરસ્કાર કરો છો તેથી તેનો આત્મા મુઝાઇ જાય છે— તેનો વિકાસ અટકી જાય છે તમે તમારા બાળકોનો વિકાસ ન કરી શકો તો દુનિયાનો વિકાસ કેવી રીતે કરી શકવાના હતા?

તમે સત્ય અને પ્રિય વચન બોલો, તમે જુઠું બોલશો તો તમને જોઇને તમારા છોકરા પણ જુઠું બોલતા શીખશે ભાષા કેવી બોલવી, એ સબંધી નીતિકારોએ કહ્યુ છે —

> सत्य ब्रूयात् प्रिय ब्रूयात्
> न ब्रूयात् सत्यमप्रियम् ।
> प्रिय च नानृत ब्रूयात्
> एष धर्म सनातन ॥

સત્ય બોલો અને પ્રિય બોલો સત્ય હોવા છતા અપ્રિય ન હોવુ જોઇએ એક માણસ આંધળો છે એ વાત સત્ય છે, પણ આંધળા અહીં આવ એમ કહેવુ એ અપ્રિય વચન

છે કાણાને કાણો લુલાને લુલો દુખીયાને દુખી કહેવાથી તેમને આઘાત પહોચે છે સત્ય હોય તથી શુ થઈ ગયુ ? અપ્રિય વચન કદિ ન બોલશો

બીજી વાત એ છે કે પ્રિય હોવા છતા પણ જુઠુ ન બોલવુ કોઈને રાજી કરવા માટે તમારે ગોળા ન ગબડાવવા જોઈએ મોટા મોટા રાજાઓ પાસે ખુશામતિયા રહે છે તેમને સત્ય શી ચીજ છે તેનુ કાંઈ ભાન નથી હોતુ બાપુને રાજી રાખવા એટલોજ તેમનો આશય હોય છે તેઓ આત્માને ઠગે છે તેમનુ નૈતિક પતન થાય છે તેની તેમને પરવા નથી

## બાપુની કથા

તમને ખબર છે ?

એક ઠાકોર સાહેબ બપોરે ભોજન કર્યા બાદ ડાયરો ભરતા તે પોતે ગાદી તકીયે બેસે, હોકો ગગડાવે, કસુબા નીકળે અને સૌ પીવે અને મલક મલકની વાતો કરે એક દિવસે બાપુએ કહ્યુ કે રામસિગ, રીંગણાનુ શાક બહુ મજેદાર બને છે, ખબર છે તને ? તરતજ હજુરીયો બોલી ઉઠયો કે બાપુ રીંગણાના તે શા વખાણ કરવા ? બ્રહ્માજી પણ રીંગણાથી એટલા બધા ખુશી થયા કે તેના પર સાહેબનો ટોપો પહેરાવવામા આવ્યો છે આમ સૌ એ રીંગણાના મુક્ત કંઠે વખાણ કર્યા આની બાપુ પર બહુ અસર થઈ અને બાપુએ રસોયાને કહી દીધુ કે આપણા રસોડે વતાક (રીંગણા) સિવાય બીજુ કોઈપણ શાક ન કરજે

૨-૪ દિવસ ઉપરા ઉપર બાપુના ખાવામા વતાક આવતા તેમને તે ગરમ પડયા તેમને મોઢેથી ઉલટી અને પુઠેથી ઝાડા થયા બાપુ તો હેરાન હેરાન થઇ ગયા દવા દારૂ કરતા આઠ દિવસે માડ સાજા થયા તે પછી ડાયરામા આવતા બાપુએ કહ્યુ-કે રામમિંગ સાલા રીંગણા તો બહુ ખરાબ રામમિંગ બોલી ઉઠયો કે હા બાપુ રીંગણા બહુ ખરાબ છે તેનું એક બીજ પણ જો આપણા પેટમા જાય તો આપણે રૌરવ નરકમા જવુ પડે બ્રહ્માજીએ એના માટેજ નારાજ થઇ એને હલકી ચીજ ગણીને તેના ઉપર કાટા લગાડયા આ પ્રમાણે સૌએ રીંગણાના અવગુણ ગાવા માડયા બાપુએ કહ્યુ કે અઠવાડીયા પહેલા તો તમે સૌએ તેના ખુબ વખાણ કર્યા હતા જ્યારે આજે તેની નિંદા કેમ કરો છો? ત્યારે સૌએ કીધુ કે બાપુ, અમે તો આપના નોકર છીએ કાઇ રીંગણાના થોડાજ નોકર છીએ?

માટે બહેનો તમે ભાષાપર-વાણી પર કાબુ રાખજો જુઠુ ન બોલશો, સત્ય બોલો-પ્રિય બોલો અપ્રિય-બીજાને ન ગમે તેવુ કદી ન બોલો મધુર બોલો તમારી ભાષામા મધુરતા ટપકવી જોઇએ તમારા મુખમાથી મોતી ખરી રહ્યા હોય-ફુલ ખરી રહ્યા હોય એવી તમારી વાણી હોવી જોઇએ છોકરાની માતા તરીકે દેશની દેવી તરીકે હમેશા વિચારીનેજ શબ્દો કાઢો અને કદિ પણ અસત્ય ન બોલવાની પ્રતિજ્ઞા કરો મનને કાબુમા રાખો. આથી તમે પૂજનીય બનશો.

## કર્તવ્ય પરાયણતા

તમારૂ ત્રીજુ લક્ષણ કર્તવ્યપરાયણતાનુ છે માબાપ

પતિ, છોકરા ધર્મ સમાજ વગેરે પ્રત્યે તમારૂ શું કર્તવ્ય છે? તે તમે સમજો તમે દેવી, માતા, રત્નકુક્ષી હોઈ કર્તવ્ય ન સમજો, તો પૂજનીયા ન બની શકો સાચો દેવ કે દેવી પોતાનુ કર્તવ્ય બરાબર સમજે

તમે તમારા બાળકોની ખબર લ્યો છો કે તે કયા જાય છે? કોની સાથે ફરે છે? અને શુ કરે છે? હમેશા વાળુ કર્યા બાદ તમે તેમની સાથે બેસો આખો દિવસ તેઓ કયા ગયા હતા? શુ કર્યું હતુ? તે તેમને પૂછો તેમને સારી સારી કથાઓ અને વાર્તાઓ સભળાવો તમે તેમને જન્મ આપ્યો અને નિશાળમા બેસારી દીધા, પછી તેના તરફ જોવાની તમારી ફરજ નથી, એમ ના સમજો તમારા છોકરા છોકરીને સારામા સારા અને સસ્કારી બનાવવા હોય તો તેમના તરફ લક્ષ આપવાની ખાસ જરૂર છે તમારા છોકરા છોકરી સારા અને સસ્કારી નહિ હોય, તો એનુ કલક તમારા શિર છે લોકો કહેશે કે ફલાણાનો છોકરો તો રેઢીયાર છે–નકામો બેઠો બેઠો રોટલા તોડે છે

પતિ પ્રત્યે, પુત્ર પ્રત્યે, ધર્મ પ્રત્યે તમારૂ શુ કર્તવ્ય છે, તેનો તમને વિચાર નથી આવતો? તમે જ્યા સુધી તમારૂ કર્તવ્ય ન સમજો, ત્યાસુધી દેવી ન બની શકો તમે તમારા બાળકોને સુધારવા કોશીશ કરો અને જે વસ્તુમા તમે માનતા હો તે વસ્તુનો પ્રચાર કરો નવરાશનો વખત કુથલી, નિદા અને ચાડી ચુગલીમા વ્યતીત ન કરો પણ તમે સારા સારા પુસ્તકો વાચો અને બીજાઓને તે વચાવો

તમારામાની ભણેલી બાઇઓ ધારે તો ઘણુ કામ કરી શકે તેમ છે કરાચી જેવા મોટા શહેરોમા જ્યારે પુરૂષ વર્ગ

ધધા કે નોકરી પર જાય છે, ત્યારે તમે બ્હેનો નકામા બેસીને વખત વ્યય કરો છો કોઇની સાથે ક્લેશ કકાસ કરો છો કોઇની નિદા ખોદણી કરો છો તને બદલે એકાદ મકાન કે મહોલ્લામા જઇને બ્હેનોને સુદર કથા વાર્તા સભળાવો ધાર્મિક વાતો સભળાવો અગાઉના વખતમા દ્રૌપદી સીતા અને સાવીત્રી થઈ ગઇ તેવી સતિઓ અત્યારે કેમ નથી દેખાતી ? તમે પોતે તેવી સતિઓ કેમ નથી ? તેનો વિચાર કરો તો ખી એ કે એમ એ. થઇને તમે જે નહિ કરી શકો તેથી વધારે સારૂ કામ વિના પદવી મેળવે પણ કરી શકશો. તમે તમારૂ કતવ્ય બજાવશો અને ધર્મમા સ્થિર રહેશો, તો દુનિયા તમારી સામે શિર ઝુકાવતી આવશે

## આચાર શુદ્ધતા

તમારો ચોથો ગુણ આચાર પાવનનો રે आचारहिन न पुनन्ति वेदा । આચારથી હીન થયેલાઓને તો વેદ પણ પવિત્ર કરી શકતો નથી તમે તમારો આચાર ન છોડો મર્યાદાનો ભગ ન કરો તમે સુદરમા સુદર શણગાર સજો કે આભૂષણ સજો તેમા શોભા નથી તે તો એક મોટો ખતરો છે, બલ્કે એમ કહો કે તમારી શ્રીમતાઇની જાહેર ખબર છે તેમા આચાર શીયલ અને જીવનુ જોખમ છે ગુડાઓ અને દુષ્ટ માણસો અત્યાચાર કરે છે

લક્ષ્મી એ માદક પદાર્થ છે, માટે તમે આભૂષણો પહેરીને બ્હાર ન નિકળો બદમાસ માણસો હાથ નાખે છે બદમાસી કરે છે નાના બાળકોના ખુનો થાય છે આવા બનાવો રોજ

આપણે પેપરમા વાચીએ છીએ એક ગૃહસ્થને દાખલો આપુ એક ગૃહસ્થની સ્ત્રીને સુદર વસ્ત્રો ને સુદર શણગાર સજવાનો બહુ શોખ હતા પરિણામે સ્ત્રી પર નોકરે કુદૃષ્ટિ કરી એક દિવસ લાગ મળતા નોકરે બાઇનો પગ પકડયો બાઇ મજબુત હતી તેણે પેલા નોકરને ધુત્કારી કાઢયો પતિ જ્યારે ઘરમા આવ્યો, ત્યારે તેણીએ શેઠને ફરીયાદ કરી કે નોકરને રજા આપો શેઠ પૂછે છે કે તેને રજા આપવાનુ કઈ કારણ? જ્યારે તેણીએ શેઠને બધી વાત કરી, ત્યારે શેઠ તેને કહે છે કે ઘરના નોકરે આ સાહસ શા માટે કર્યું? તેની તને ખબર છે? તારા કપડા આભૂષણ અને શૃગારથી તે મોહિત થઈ ગયો માટે તારે જો તારો જાન જોખમમા ન નાખવો હોય, તો તે વસ્ત્ર અને આભૂષણનો ત્યાગ કર આ ઉપદેશની તે બાઇ પર એટલી અસર થઈ કે બાઇએ સુદર કપડાનો ત્યાગ કરી, હવે જાડા કપડા પહેરવા માડયા અને આભૂષણોનો ત્યાગ કર્યો નોકરે શેઠ શેઠાણીની માફી માગી અને પોતાની ખાતર શેઠાણીને દુખ ઉઠાવવુ પડયુ, તે માટે તે પોકે પોકે રડયો

માટે બહેનો, તમારા શણગારથી, આભૂષણોથી તો તમે જોખમમા સપડાઓ છો અને તમારા શીયલનો ભગ થવાનો ભય ઉત્પન્ન થાય છે માટે તમે કદિ આભૂષણો ન પહેરશો તમે ગમે ત્યા ફરતા ફરો, નાટક સીનેમામા જાઓ, અને તમારી ખાનદાનીની કુરબાની કરો, તે તમને ન શોભે અત્યાર સુધીમાં બતાવ્યા તે ચાર ધર્મોનુ પાલન કરનાર કોઈપણ સ્ત્રી ખરેખરજ દેવી છે

## ગર્ભ પર માતાના જીવનની અસર

બહુ બારીકાઇથી તપાસીએ તો આખાય ગૃહસ્થાશ્રમનો

બાધા જો કોઇના પગ હોય તો તે શ્રી પર છે સ્રીના-માતાના ગર્ભમા જીવ આવે છે ત્યારથીજ બાળકનુ જીવન ઘડાય છે શિવાજી ગર્ભમા હતા તે વખતે તેમની માતા શૂરવીરતાની કથા સાભળતી, પરિણામે તે ગર્ભ પર માતાની ભાવનાની અસર પડી હતી ભગવાન્ મહાવીર માતાની કુક્ષીમા હતા, તે વખતે તેમની માતાએ જેવી ભાવના ભાવી તેની અસર તેમના પર પડી હતી, જો માતા ગર્ભ સમયે ખરાબ ભાવના ભાવે છે, તો તે મુજબ તેનુ બાળક બુઝદીલ ડરપોક કદરૂપુ આધળુ કાણુ વગેરે બને છે ગર્ભવતી માતા અમુક ચીજ ખાય છે, તો બાળક પર અમુક જાતની અસર પડે છે તેનું વર્ણન શાસ્રોમા છે સતતી કેવી કરવી, તેનો આધાર માતા પર રહે છે આ પ્રસગે હુ તમારૂ ધ્યાન એક ખાસ બાબત તરફ ખેચુ છુ

ગર્ભમાથીજ જેમ માતાના ખાનપાન અને વિચારોની અસર થાય છે તેવીજ રીતે જન્મ લીધા પછી આસપાસના વાતાવરણની અસર પણ જીવન પર થાય છે આપણે ત્યા જન્મથીજ બાળકોને એવા સ્થાનમા જન્માવવામા આવે છે કે જેની ઘણીજ ખરાબ અસર થાય છે સુવાવડખાનુ એટલે સ્હેરભરેલો ગદવાડો સુવાવડ દરમિયાન સુવાવડી બાઇને અધારી ભયકર કોટડીમા ગોધી રાખવામા આવે છે ત્યા સ્વચ્છતા કે સૂર્યનુ નામ નહિ તેને વાપરવા માટે જુની પુરાણી ગોદડીઓજ અપાય છે ગામડાની પરિસ્થિતિનો તો ઉલેખ ન કરાય એજ ઇષ્ટ છે જાગ્રતિના-બુદ્ધિવાદના જમાનામા ત્યા જે સુવાવડ થાય છે, તે તદ્દન કઢગી રીતે આની ગર્ભ પર શી અસર થાય ? તે સમજી શકાય એવુ છે શરીરની અને મનની સ્વચ્છતાની અસર ગર્ભ પર થાય

છે બહેનો, અજ્ઞાનતાને કારણે કદાચ આ બાબત તરફ ધ્યાન ન આપે, પણ પુરૂષોની ફરજ છે કે તે તેમને સાચી વસ્તુ બતાવે અને સમજાવે જો કે હવે ઠેકાણે ઠેકાણે સુવાવડખાના થવાથી જુના પુરાણા આ રિવાજો કેટલેક અંશે દૂર થઈ રહ્યા છે, છતા હજુ પણ ગામડાઓમા અને કેટલાક અજ્ઞાન લોકોમા આવી દુર્દશા સર્વથા નાબુદ તો નથી થઈ

ગર્ભાવસ્થામા બહેનોએ સદ્‌વિચારણા અને સદ્‌ભાવના સેવવી જોઈએ ઉત્તમ કોટીનો જીવ ગર્ભમા આવે છે, ત્યારે ઉત્તમ કોટીની ભાવના થાય છે જે બહેનો માટી ખાય છે, તેઓ માટી ને પથ્થર જેવા છોકરા ન આપે તો કેવા આપે? માટે ગર્ભાવસ્થામા સદ્‌વિચાર, સદ્‌ભાવના અને સ્વચ્છતાને પોષવાની જરૂર છે

## સાદુ જીવન

બહેનોમા સાદગી-સાદાઈનો મોટામા મોટો ગુણ હોવો જોઈએ દરેક બહેને સાદાઈ રાખવી જરૂરી છે પાડોશીને ત્યા ઉંચી સાડી લાવે, તો મારે પણ તે જોઈએ, એવી ભાવના રાખવાથી પોતાના પતિને કલેશ તથા કકાસરૂપ થવાય છે તમે તેમને સાડી માટે સતાવશો નહિ ધણીને ૨૫ રૂપરડીનો પગાર મળતો હોય તો ખર્ચ કરવુ કેમ પાલવે? મિતવ્યયિતા થોડા ખર્ચમા નિભાવ કરવો, તે સ્ત્રિયોનુ કર્તવ્ય છે સ્ત્રિયો સમજે કે જરૂર સિવાય એક પૈનો પણ ન ખરચાય, તો ઘણો બચાવ થઈ શકે

અત્યારે કહેવાય છે કે ખર્ચ વધી ગયા છે અને આવક ઘટી છે પણ એમા આપણો પોતાનો દોષ તો જોતાજ નથી શરીર કપડા માગે છે પેટ પાશેર અનાજ માગે છે તે

સિવાય ફેશન પોઝીશન અને જેન્ટલમેનમા ખપવા તમે કટલા ખોટા ખર્ચ કરો છો? એનો વિચાર કરો છો? એવા ખાટા ખર્ચથી પૈસા ન બચે અને તમે દેશને માથે ભારભૂત થાઓ તો એમા આશ્ચર્ય જેવુ શુ છે? જો તમે ગૃહસ્થાશ્રમ સુખરૂપ વ્યતીત કરવા માગતા હો, તો નકામા ખર્ચો ઓછા કરો નિરર્થક ખર્ચ કેમ કરી શકાય?

હુ ગુજરાતમા ગયો ત્યારે એક બહેને મને કહ્યુ કે જેટલુ ખર્ચ અમને દાળભાત અને રોટલીમા નથી આવતુ તેથી વિશેષ ખર્ચ ચાયમા આવે છે એક બહેને મને કહ્યુ કે હુ દર મહિને ચાય પાછળ રૂા ૧૦નુ ખર્ચ કરૂ છુ હુ તમને પૂછુ છુ કે આ ખર્ચ નકામુ નથી? બહેનોમા અત્યારે એવી કેટલીયે ફેશન આવી ગઇ છે કે જે પાછળ તમે ખર્ચ કરો છો તેનો તમે વિચાર નહિ કરો પણ ધાર્મિક બાગત આવશે ત્યારે તેમા ખર્ચ ઓછુ કરવા કહેશો દેશપર નિરર્થક ખર્ચનો કેટલો બધો બોજો પડે છે, તેનો તમે કોઈ દિવસ વિચાર કરો છો કે?

માટે મારો તો સ્ત્રિયો કે પુરૂષો સૌને એજ ઉદ્દેશ છે કે જો તમારે ગૃહસ્થાશ્રમ સુધારવો હોય તો નકામો ખર્ચ ઓછો કરો ગૃહસ્થોનો નિયમ હોય કે **व्ययमायोचित कुर्यात्** આવકના પ્રમાણમા ખર્ચ રાખવો પતિ છોકરો કે પિતા મહીને દહાડે રૂા ૩૦ પેદા કરતા હોય અને રૂા ૬૦નુ ખરચ રાખતા હોય તો દેવાળુ કાઢવાનોજ વખત ન આવે તો બીજુ શુ થાય? માટે તમે मितव्ययी થાઓ અને વધારે પડતા ખર્ચો ઓછા કરો આથી તમે સુખી થશો.

ગૃહસ્થો અને બ્હેનો, તમે બજારમા જાઓ ત્યારે આટલો વિચાર જરૂર કરજો કે હુ એક પૈસો ભાગીને જે ચીજ લઉં છુ તે ન લઉં તો કામ ચાલી શકે તેમ છે કે નહિ ? જો ન ચાલી શકે તેમ જણાય તો જરૂર ખરચ કરજો, પણ તમે જાણી શકો કે તે નકામી છે, છતા "લઇ ત્યોને, એમા શુ વાધો છે ?" આ મનોવૃત્તિ કોઇ વખત ઘરને બરબાદ કરાવવાનો વખત લાવશે માટે તમે સૌ સોડ જોઇને સાથરો તાણજો

વળી તમે લગ્નાદિ પ્રસ ગે તો ગાડા જેવા થઇ જાઓ છો અને નિરર્થક ખર્ચ કરો છો, "ફલાણાએ કેવુ સારૂ કર્યુ ? કેટલુ બધુ ખર્ચ કર્યું છે", એમ કહેરાવવા અને તમારી વાહ વાહ કહેરાવવા તમે હજારો રૂપિયાના આધણ મુકો છો, આમ તમે ખર્ચનો બોજો વધારો છો અને બીજી રીતે નીચે ગબડતા જાઓ છો પાછળથી જ્યારે તમારી પાસેથી બધુ ખલાસ થઇ ગયુ હોય, ત્યારે તમે ઠેકાણે આવો છો

## ખોટા વ્હેમો

ત્રીજી બાબત બહેનોમા ઘર કરી રહેલા ખોટા વ્હેમોની છે શિક્ષિત બ્હેનો પણ તેના અપવાદમા નથી ખોટા વ્હેમની જવાબદારી કદાચ સાધુ સાધ્વીઓ પર હશે દાખલા તરીકે કોઇની સુવાવડ કરવી તેમા પાપ લાગે છે એમ બહેનો માને છે તેઓ સાધુ મ હા રા જ પાસે જાય છે અને કહે છે કે મે સાત સુવાવડો કરીને મહાન્ પાતક વહોર્યું છે, માટે મને તે પાપનુ પ્રાયશ્ચિત્ત આપો

અત્યારના સાધુ સાધ્વીઓ આવી બહેનોને સુવાવડ કરવાના પાપના પ્રાયશ્ચિત્ત રૂપે એક એક સુવાવડ પાછળ ત્રણ ત્રણ ઉપવાસ ક એવી તપશ્ચર્યા કરવાનુ કહે છે

મને બહુ આશ્ચર્ય થાય છે કે સુવાવડ કરવામા પાપ કઈ જાતનુ થતુ હશે? દુખી જીવને આરામ આપવામા–તેની સેવા કરવામા શુ પાપ લાગતુ હશે? ભગવાન્ મહાવીરનુ શાસન કદી આમ કહી શકે ખરૂ? શુ જૈન ધર્મ, જેમા પાપ ન થતુ હોય, તને પાપ સમજવાનુ કહે ખરા? અને જો પાપ નહિ તો પ્રાયશ્ચિત્ત શાનુ? એક બાઇ સુવાવડના કામમ કુશળ છે, હોશીયાર છે પોતાની પાડોશમા એક બાઇને સુવાવડ આવે છે, તે ત્યા દોડી જાય છે, તેની સેવા કરે છે બાળકને જણાવે છે બાળકની માતાને આરામ પહોચાડે છે તેમા પાપ કઈ બાબતનુ? તે કોઈ સમજાવશે કે?

બહેનો, આ તો કેવળ તમારી કે તમને એવો ઉપદેશ આપનાર સાધુ–સાધ્વિયોની અજ્ઞાનતાનુ પરિણામ છે ગમે તે કારણે તમને ખોટુ શીખવવામા આવ્યુ હોય છે કોઇ સાધુ કે સાધ્વી તમને કોઇની સુવાવડ નહીં કરવાની પ્રતિજ્ઞા આપે તો તમે તેવી પ્રતિજ્ઞા કરવાની ના પાડજો અને તમે તેમને પૂછજો કે આમા પાપ કઇ જાતનુ? પાપના સ્થાનકો ૧૮ છે એમાનુ કયુ સ્થાનક આમ સુવાવડમા લાગે છે? એ સમજાવો જો ગૃહસ્થો ગૃહસ્થાશ્રમમા રહીને આવા પ્રસગે પણ એક બીજાના કામમા નહિ આવે તો પછી તે કયા કામમા આવશે? જેનામા જે કળા હોય, કુશળતા હોય એનો ઉપયોગ બીજાના માટે કરવામા પાપ છે કે સેવા છે? બહેનો, તમે ખોટા વ્હેમ ન રાખો તમે એક યા બે જીવને

સુખ આપી શકતા હો તો તેમા પાપ નથી આવા કાર્યને તો સેવાનો મોટામા મોટો ધર્મ સમજવો જોઈએ. આવી તો અનેક બાબતો છે તમે એવા ખોટા વ્હેમ ન રાખશો તમારા શરીર, જ્ઞાન અને આવડતનો લાભ બીજાને મળતો હોય, તો તેમા અધર્મ નથી, પણ ધર્મ છે



વ્યાખ્યાન ૧૭મુ

તા -૨૫-૬-૩૭

## ગૃહસ્થ ધર્મ - બ્રહ્મચર્ય

-(૩)

ભાઈઓ અને બહેનો,

ગૃહસ્થધર્મ સબધી બે વ્યાખ્યાનો હુ આપી ચૂક્યો છુ આજે મનુષ્ય ગૃહસ્થાશ્રમમા આવ્યા પછી પોતાનુ ગૃહસ્થાશ્રમ શી રીતે નભાવે અને તેનુ પાલન કરે તે સબધી કઈક કહીશ

એ વાત તો તમે જાણી ચૂક્યા છો કે પુરૂષ માટે ૨૫ વર્ષ અને સ્ત્રી માટે ૧ વર્ષ બ્રહ્મચર્યની અવસ્થા ભોગવવાની છે તે પછી યુવક કે કન્યા ગૃહસ્થાશ્રમમા જઇ શકે છે અને લગ્ન કરી શકે છે એ વાત પહેલાં કહેવામા આવી છે

## કોની સાથે લગ્ન કરવા?

હવે લગ્ન કોની સાથે કરી શકાય? એ પણ એક પ્રશ્ન ઉઠે છે જૈન યોગશાસ્ત્રમા શ્રી હેમચદ્રાચાર્યે લગ્નવિધિ બતાવી છે, તેમા તેઓશ્રીએ બતાવ્યુ છે કે

कुलशीलसमै सार्धं
कृतोद्वाहोऽन्यगोत्रजै ॥

અર્થાત્ જેનું કુલ સમાન હોય શીલ-આચરણ સરખા હોય, ગોત્ર ભિન્ન હોય, એવા વર-કન્યાનો સબધ થઈ શકે આ વાતો વિશેષણો ધ્યાન કરીને વિચારવા લાયક છે

વ કન્યા બન્ને સમાન કુલના હોય અને બન્નેનો આચાર વિચાર પણ સરખા હોય તોજ તે પોતાનો ગૃહસ્થાશ્રમ સુખરૂપે ભોગવી શકે એકનુ ઊચુ ને બીજાનુ હલકુ કુળ હોય, અથવા એક શુદ્ધ આચારની અને બીજુ ખરાબ આચરણનુ હોય તો પરસ્પર મેળ કદિ ખાય નહિ, અને રોજ કલેશ કકાસમા જીવન વ્યતીત થાય આવીજ રીતે ગોત્ર ભિન્ન હોવુ જોઇએ. સ્ત્રી-પુરૂષનુ ગોત્ર ભિન્ન હોય એનો અર્થ એ છે કે બન્નેની ઉત્પત્તિ જુદા જુદા બીજોથી થએલી હોવી જોઇએ એક ગોત્રીય હોય તો તેની પૂર્વપરંપરા એક બીજોત્પત્તિની હોય અને તેથી વર-કન્યાનુ ગોત્ર ભિન્ન હોવુ ખાસ જરૂરનુ છે

## કન્યા પિતાના ઘરમા ક્યાં સુધી રહી શકે?

કેટલાક લોકોની એવી માન્યતા છે કે કન્યા રજસ્વલા

ધર્મમા આવે તે પહેલા તેનુ લગ્ન કરી નાખવુ જોઇએ પણ આ માન્યતા ખોટી છે

મનુસ્મૃતિમા કહ્યુ છે કે –

> त्रीणि वर्षाण्युदीक्षेत
> कुमार्यृतुमती सती।
> उर्द्ध्वं तु कालादेतस्मा
> द्विन्देत सदृशं पतिम् ॥

અર્થાત્—કન્યા ઋતુકાળમા આવ્યા પછી ત્રણ વર્ષ સુધી પોતાના પિતાને ત્યા રહીને પોતાથી અધિક ગુણવાળા પતિની શોધ કરે

દાખલા તરીકે કન્યા કમમા કમ ૧૨ વર્ષની ઉમરે રજસ્વલા ધર્મમા આવે તો ત્રણ વર્ષ સુધી પોતાના પિતાના ઘરમા રહી પ્રથમ તો પોતાથી વધારે ગુણવાળા પતિની શોધ કરે તે ન મળે તો પછી સદૃશ ગુણવાળા પતિની તપાસ કરે અને તેની સાથે લગ્ન કરે, એટલે કે ૧૫ વર્ષની વયે તે લગ્ન કરી શકે એટલે જે લોકો એવી માન્યતા રાખતા હોય કે કન્યા રજસ્વલા ધર્મમા આવે, તે પહેલા તેનુ લગ્ન થઇજ જવુ જોઇએ તો તે માન્યતા ખોટી છે.

## ગૃહસ્થોનુ બ્રહ્મચર્ય

હવે એક વસ્તુ ખાસ કરીને વિચારવાની છે કેટલાક લોકોનુ એવુ માનવુ છે કે ગૃહસ્થો માટે બ્રહ્મચર્ય જેવી વસ્તુજ નથી-બ્રહ્મચર્ય પાળવુ એ તો સાધુઓનો ધર્મ છે, પરન્તુ આ માન્યતા ભૂલભરેલી છે જેણે શુદ્ધ ગૃહસ્થાશ્રમ

નિભાવવો હોય, ઉત્તમ સતતિ ઉત્પન્ન કરવી હોય, તેના માટે બ્રહ્મચર્ય ખાસ આવશ્યક છે જે ગૃહસ્થ સાસારિક મર્યાદાનો ભગ કરીને ભોગ ભોગવે છે, તે માણસ, પણ વ્યભિચારી જ ગણાય છે

જેને શરીર કે આત્માનુ કશુ ભાન નથી, જે એમ માને છે કે વિષય સેવન કરવા માટેજ મે શાદી કરેલી છે તે એક જાતનો વ્યભિચારી છે સ્વદારાસતોષની મર્યાદાનો જે ભગ કરે છે, તેનું નામ વ્યભિચારજ છે સારી, તેજસ્વી સતતિ-મહાપુરૂષો ઉત્પન્ન થાય, એવી જેની ભાવના હોય એવા ગૃહસ્થે ગર્ભ રહે તે દિવસથીજ સ્ત્રી સમાગમનો ત્યાગ કરી બ્રહ્મચર્ય ધારણ કરવુ જોઇએ અને બાળક જ્યાસુધી ધાવતુ હોય ત્યા સુધી પોતાની સ્ત્રી પાસે જવુ ન જોઇએ અર્થાત્ ૨૭ મહીના સુધી અખડ બ્રહ્મચર્ય પાળવુ જોઇએ તે પહેલા સ્ત્રી પાસે જવાથી સતતિને અને મર્યાદાને હાની પહોચે છે જે મનુષ્યો ચાહે છે કે અમને સાગમા સારી સતતિ ઉત્પન થાય, તેમણે બ્રહ્મચર્યનુ અખડ પાલન કરવુ જોઇએ

## વીર્યનુ રક્ષણ

સજ્જનો, વીર્ય એ આપણા શરીરનો રાજા છે જીવનનો બધો આધાર વીર્ય પર રહેલો છે મને ઘણા માણસો પૂછે છે કે શરીરના કયા ભાગમા વીર્ય રહે છે તલમા તેલ કયા રહે છે, તે કોઇ બતાવી શકે ? શેરડીમા રસ કયા રહે છે તે કોઈ કહી શકે ? દહીંમા અને દુધમા ઘી કયા રહે છે તે કોઇ કહી શકે ?

જેમ તલના દાણામા શેરડીના સાઠામા અને દહીં દુધમા તેલ રસ અને ઘી એ તપ્રોત થઇને રહેલા છે તેવી રીતે આખા શરીરમા વીર્ય રહેલુ છે આ વીર્યની જેટલી હાની, તેટલી જીવનને હાનિ તમારે જો તજસ્વી વીર્યવાન્ પ્રજા ઉત્પન્ન કરવી હોય તો વીર્યની રક્ષા કરો આ વીર્ય શુ છે, તે તમે બરાબર સમજો

૨૦—૩૦ વર્ષની જુવાન અવસ્થામાં તમને વૃદ્ધવસ્થા આવી જાય છે તમારા ડાચા બેસી જાય છે શરીર કમજોર થઇ જાય છે આંખોનુ તેજ અલ્પ થઇ જાય છે તમે હાથે કરીને વીર્યનો નાશ કર્યો હોવાથી આ જાનનુકશાન સહન કરવુ પડે છે જે માણસે વીર્યનુ રક્ષણ કર્યું છે, તેનામા વૃદ્ધાવસ્થા કદિ આવી શક્તી નથી માટે તમે વીર્યનુ રક્ષણ કરો

તમે ગમે તેટલુ સારામાં સારૂ ખાનપાન રાખો શહેરોની બ્હાર બગલામા રહો ને હવા ખાઓ, બદામ ચારોળીને પીસ્તા ખાઓ, વસતમાલતી કે ચદ્રોદય ખાઓ છતા તમે આપણા મજુર કરતા પણ દુબળાના દુબળાજ દેખાઓ છો એનુ શુ કારણ છે? આટલા આટલા પૌષ્ટિક પદાર્થો ખાવા છતા, સારામા સારી હવાઓમા રહેવા છતા, જુદી જુદી જાતના તેલના મર્દનો કરાવવા છતા ડાકટરોના ઘરના તુબડા તમારા ઓછા થતા નથી તમારા ચહેરાઓ ઉપર નૂર દેખાતુ નથી, માઇલ જેટલુ પણ તમારાથી ચાલી શકાતુ નથી, અરે તમે આખી જીદગી રોગી તરીકેજ વ્યતીત કરો, એ શુ શરમાવા જેવુ નથી? આમ શાથી થઇ રહ્યુ છે, એનો વિચાર કરો છો? મહાનુભાવો આનુ કારણ એજ છે

કે એકયા બીજા કાન્ણે શરીરના નજાનો—વીર્યનો નાશ થએલો હોય છે અથવા થતો હોય છે એક મજુર આખો દિવસ મજુરી કરી ગાજે ચાર આના કમાઇ થાકયો પાકયો ઘેર પાછો કરે છે તે એ આનાનો લોટ લાવી રોટલો ને નીમકની કાકરી કે ચટણી સાથે ખાઇ તાગડધીન્ના કરતો સુઇ જાય છે લુખો રોટલો છતા તને પચી જાય છે ને ઘેર નિદ્રા આવે છે તે એક સુખ । નારે છે તો ચાર ગળોટીયા ખાઇ જવાય શુ કારણ છે ? એજ કે તે શરીરનો પરિશ્રમ કરે છે અને વીર્યની રક્ષા કરે છે આવા જ માણસ તાકાતવાન્ બની શકે છે

બાકી તો હજારો પ્રકારના ખાનપાન કરતા છતા, એશ આરામ કરતા છતા જમીન પર પગ પણ નહીં મૂકતા છતા જેઓ નબળા દુબળા અને પાતળા રહે છે તેમના બચ્ચા પણ ઉંદર અને બીલાડા જેવા હોય તો તેમા આશ્ચર્ય જેવુ શુ છે ? માટે મહાનુભાવો, ગૃહસ્થાશ્રમમા રહેવા છતા, ગૃહસ્થવર્ગના નિયમોને પાળી, તમે તમારા વીર્યની રક્ષા કરો આથી તમારૂ મસ્તિષ્ક બુદ્ધિ, તાકાત કેવાં સુદર બને છે, તે તમે જાતે જોઈ શકશો

ધ્યાનમા રાખજો કે થોડી પણ વીર્યની સ્ખલના મહાન નુકસાન કરે છે તો સર્વસ્વના ભગથી કેટલી બધી હાનિ થતી હશે, તનો તમેજ વિચાર કરો નેપોલીયન બોનાપાર્ટ આખા યુરોપના રાજ્યને ધ્રૂજાવી નાખ્યો હતો પણ જે દિવસે તેની હાર થઇ તેની આગલી રાત્રે તેણે વીર્યનો નાશ કર્યો હતો જ્યા સુધી તેણે વીર્યની રક્ષા કરી ત્યા સુધી તે બહાદુરીથી લડી શકયો પણ જે દીવસે તેણે વીર્યનો નાશ કર્યો, તે દીવસે તે કમજોર બની ગયો, તેની બુદ્ધિ કામ ન કરી શકી, અને પરિણામે તે હાર્યો

કોઇ એમ કહે કે વીર્યની રક્ષા થઇજ કેમ શકે ? પરન્તુ ધ્યાનમા રાખવુ કે માણસ શુ નથી કરી શકતા ? એવા પણ ઋષિ મહાત્મા થઈ ગયા છે-(હજુ પણ છે) કે જેઓ વીર્યના એક બિન્દુનુ પણ નુકશાન થવા ન દેતા આવા યોગીઓ સ્વપ્નદોષથી પણ બચી શકે છે એ સાધુઓ મહાત્માઓ યોગીઓ ઉર્ધ્વરેતા બનતા તેઓ યોગની ક્રિયા ને વ્યાયામથી વીર્યનુ પતન થવા નથી દેતા પણ વીર્યને ઉંચે ચઢાવી મસ્તિષ્કમા ભરે છે ઉર્ધ્વરેતા એટલે વીર્યને ઉંચે ચડાવનાર તેમને સ્વપ્નુ પણ ન આવે સારી શક્તિ ખજાનામા ભરી રાખે તેવી તેમની તાકાત આથી બુદ્ધિ કેટલી બધી વધે ?

આતો બહુ ઊંચી વાત થઇ ગૃહસ્થાશ્રમમા રહીને ખોટી ખાટી ઈચ્છાઓથી ઘણાઓ પોતાના વીર્યનો નાશ કરી નાખે છે

## પુત્રની ઇચ્છાથી વીર્યની થતી હાનિ

હિંદુ ધર્મમા એક એવી માન્યતા પ્રચલિત થઇ ગઇ છે કે જે ગૃહસ્થના ઘરમા પુત્ર નથી તેની સદ્ગતિ થતી નથી આનો અર્થ એમ કરવામા આવે છે કે એક ગૃહસ્થને મરતા સુધી પણ પુત્રની ઉત્પત્તિ થવી જોઇએ આ માન્યતા ખરેખર ભૂલ ભરેલી છે બેશક, ગૃહસ્થને પુત્રની ઇચ્છા થાય પરન્તુ પુત્રની પ્રાપ્તિ માટે જીવનને નષ્ટ કરી નાખવુ, એ તો ખરેખરી મૂર્ખતાજ કહેવાય ને ? મનુષ્ય ગમે એટલી સ્ત્રીઓ કરે પણ ભાગ્યમા હોય તોજ પુત્રની પ્રાપ્તિ થાય. એથી ઉલટુ, જો વીર્યનુ રક્ષણ કરવામા આવે અને શરીરશાસ્ત્રના નિયમ પ્રમાણે વર્તવામા આવે તો જરૂર લાભ થાય પણ અત્યારે

તો લોકોનુ એજ ધ્યેય છે કે સર્વસ્વનો ભલે નાશ થાય, પણ કોઇ પણ રીતે પુત્રની પ્રાપ્તિ થવી જોઈએ આમ પુત્ર પ્રાપ્તિની ઈચ્છાના કારણે પણ મર્યાદાનો ભગ કરી, પોતાના સર્વસ્વનો નાશ કરી નાખે છે

હિંદુધર્મના કેટલાક ગ્રન્થોમા પરસ્પર વિરોધી એવા પણ કથનો જોવામા આવે છે કે જેનો આશ્રય લઈને પણ કેટલાક લોકો સાચા મનુષ્યત્વને ખોઈ નાખે છે દાખલા તરીકે એમ કહેવામા આવ્યુ છે કે—

अपुत्रस्य गतिर्नास्ति
स्वर्गो नैव च नैव च।
तस्मात् पुत्रमुखं दृष्ट्वा
स्वर्गं गच्छन्ति मानवा ॥

અર્થાત—પુત્રરહિત મનુષ્યની સારી ગતિ થતી નથી અને સ્વર્ગ મળતુ નથી એટલા માટે પુત્રનુ મુખ જોઇને મનુષ્યો સ્વર્ગમા જાય છે

પરન્તુ આ વચન કેવુ અનર્થક છે, એ બુદ્ધિમાનો સ્વય વિચારી શકે છે સ્વર્ગની કે સદ્ગતિની સાથે પુત્રનો શો સબધ ?

આશ્ચર્યનો વિષય તો એ છે કે, જે શાસ્ત્રો પુત્રપ્રાપ્તિથીજ સ્વર્ગ બતાવે છે, તેજ શાસ્ત્રો એમ પણ કહે છે કે

अनेकानि सहस्राणि
कुमारब्रह्मचारिणाम्।
दिवं गतानि विप्राणा-
मकृत्वा कुलसंततिम् ॥

અથાત્-અનેક હજાર એવા બ્રહ્મચારી બ્રાહ્મણ કુમારોએ કુલસતતિ નહિ કરીને સ્વર્ગ પ્રાપ્ત કર્યું

ખરી વાત તો એ છે કે પુત્રની પ્રાપ્તિ કે પુત્રની અપ્રાપ્તિ એ કઈ સ્વર્ગ નરકનુ કારણ નથી પુત્રની પ્રાપ્તિ માટે મનુષ્ય પોતાનુ સર્વસ્વ ખોઈ નાખે, એ જરાયે ઇચ્છવા જોગ નથી જો ગૃહસ્થ પોતાના ગૃહસ્થાશ્રમનુ શુદ્ધ રીતે પાલન કરે, ગૃહસ્થના નિયમ પ્રમાણે કામ પુરુષાર્થની સાધના કરે તો જરૂર સતતિ થાય, સારામા સારી સતતિ થાય, અને કદાચિત ન થાય તોપણ પોતાનુ મનુષ્યત્વ તો નજ હણાય

## પુત્રની ઇચ્છાથી એક પત્ની વ્રતનો ભગ

ગૃહસ્થધર્મના નિયમનુ પાલન કરવુ તો દૂર રહ્યુ બલ્કે કેવળ પુત્રની ઇચ્છાથી બલ્કે એમ કહેવુ જોઇએ કે વિષય વાસનાઓને તૃપ્ત કરવા માટે એક પત્ની વ્રતના નિયમનો ભગ કરી મનુષ્ય અનેક પત્નીઓ કરવા સુધીની પણ નિષ્ઠુરતા કરે છે

સ્ત્રી બીજો પતિ ન કરી શકે, જ્યારે પુરુષ પુત્રની ઇચ્છાથી એક પછી એક એમ અનેક પત્ની કરી શકે, એ શુ અન્યાય નથી ? કેટલાકો એક સ્ત્રીના મુવા પછી તો બીજી કરે છે તે કરે છે, પણ કેટલાક તો જીવતી જાગતી સ્ત્રી ઘરમા બેઠી હોય છતા બીજી કરે છે અને બીજીને પુત્ર પ્રાપ્તિ ન થાય તો ત્રીજી પણ કરે છે આમ એક સ્ત્રી ઉપર બીજી કર્યાજ કરે છે

હવે વધુ આશ્ચર્યની વાત તો એ છે કે જેને એક પત્ની છે તે માણસ, બે કે ત્રણ પત્નીવાળાને જોઇને હૃદયમા ઇર્ષ્યા

કરે છે બળે છે તે બિચારો વિચારે છે કે જૂઓ, આ ગૃહસ્થ કેવો સુખી છે, કે જેને બબે ત્રણ ત્રણ સ્ત્રીઓ છે પરન્તુ તેને ખબર નથી કે એ બે કે ત્રણ બિબીઓવાળો સુખી છે કે દુખી છે? બે કે ત્રણ સ્ત્રીયો પરસ્પરની ઇર્ષ્યાથી એનુ કાળજુ કેવુ કોરી ખાય છે, એની પેના એક પત્નીવાળાને કયા ખબર છે

એક કવિએ યોગ્યજ કહ્યુ છે કે

> बहुत वणिज, बहु बेटीया
> दो नारी भरथार
> उसको क्या है मारना
> मार रहा किरतार

અર્થાત્ જેને બહુ વેપાર ચાલતો હોય, જેને ઘેર ઘણી દીકરીઓ હોય અને જેને બે સ્ત્રીઓ હોય, તેવા માણસને મારવો શુ? તેને તો ખુદ ઇશ્વરજ મારી રહ્યો છે

જેને ઝાઝો વેપાર હોય છે તેને ધર્મ કર્મ સૂઝતુ નથી, તેને છોકરાનુ કે ખાવા પીવાનુ પણ ભાન નથી હોતુ, તેમ જેને ઝાઝી પુત્રીઓ હોય તે હાયપીટ કરે છે આવીજ રીતે જેને એકથી વધારે સ્ત્રીઓ હોય છે, તે પણ બિચારો ગતદિવસ લોહી બાળીને જ જીવન પૂરૂ કરે છે

## બે સ્ત્રીઓના ધણીને સ્વપ્ને પણ સુખ નથી.

લોકો એમ માનતા હશે કે બે સ્ત્રીઓનો પતિ ખૂબ સુખી હશે. પણ તેના જેવુ કોઇ દુખી નથી આ સબધમા

એક દષ્ટાંત આપુ બે સ્ત્રીઓવાળા એક પતિના ઘરમા રાત ખાતર પાડવા એક ચાર પેઠો ત વિચારવા લાગ્યો કે મોકો મળે તા ખાતર પાડુ આ શેઠને બે સ્ત્રીઓ હતી નવી ઉપલા માળ પર રહેતી અને જુની નીચે રહેતી હતી શેઠ નવી પાસે ઉપર જવા લાગ્યા એટલે જુનીએ કહ્યુ કે હુ તમને આજે નહિ જવા દઉ શેઠે કહ્યુ કે હુ ત્યા નહી જાઉ તા તેને ખોટુ લાગશે એમ કહીને દાદરો ચડવા લાગ્યા ત્યા જુનીએ તેમના પગ પકડયા આ ગડગડાટ સાભળીને શુ થાય છે તે જોવા નવી દાદરા પાસે આવી તે સમજી ગઇ ક મારો પતિ મારી પાસે આવવા માગે છે, પણ જુની તેમને આવવા નથી દેતી, તથી તેણીએ શેઠની ચોટલી પકડી ને તેમને ઉપર ખેંચવા માડી જુની શેઠને નીચે ખેચવા લાગી નવી ચોટલીથી ઉપર ખેંચવા લાગી આ ખેચતાણ ઠેઠ સવાર સુધી ચાલી ચોર તો આ તમાશો જોવામા એટલો બધો મશ્ગુલ બની ગયો કે તેને ચોરી કરવાનુ પણ ભાન ન રહ્યુ રાત બધી શેઠ લટકતા રહ્યા ચોર ઘરમાથી ભાગી જવાનુ પણ ભુલી ગયો દિવસ ઉગી ગયો એટલે ત્રણે જણાએ ચોરને પકડીને પોલીસને આધીન કર્યો

બીજે દિવસે ચોરને આરોપીના પાંજરામા મેજીસ્ટ્રેટ સમક્ષ હાજર કરવામા આવ્યો મેજીસ્ટ્રેટે તેને પૂછ્યુ કે તે ચોરી કરી છે? ચોરે કહ્યુ કે હુ ચોરી કરવા માટે શેઠના ઘરમા પેઠો જરૂર હતો પણ ચોરી કરવાની મને કુરસદજ ન મળી છતા કોર્ટને જે સજા કરવી હોય તે મને કરે પણ મારી એક અરજી સાભળશો? મને આપ કેદની સજા કરો, ફાસીના લાકડે લટકાવો હાથીના પગ તળે કચરાવો કે બન્દુકની ગોળીથી શુટ કરો, પણ હુ બે સ્ત્રીઓનો પતિ

થાઉં એવી સજા મહેરબાની કરીને ના કરશો બે સ્ત્રી વાળો આ શેઠીયો મિચારો રોજ કામીના લાકડે ચડે છે આજ રાત્રેજ એ ચડયો હતો એમ કહીને તેણે જોયેલ બનાવ કોર્ટમા વર્ણવી બતાવ્યો

## વિષયની ગુલામી

વિષયના લાલચુ ઇન્દ્રીયના ગુલામો પુત્રોત્પત્તિથી સુખ મળશે એવુ સમજીને બે સ્ત્રીઓ કરે છે, પણ તેઓ આખી જીંદગી દુખમા વ્યતીત કરે છે નથી તો તેમને પુત્રની પ્રાપ્તિ થતી કે નથી તો તેમનુ શરીર સુધરતુ સસારમા ન્હી સુખને ભોગવી શકતા નથી હાયપીટ કરીને મરે છે વિષયના ગુલામો પોતાના જીવનુ ભારે નુકશાન કરે છે મહાનુભાવો તમે વીર્યની જેટલી રક્ષા કરશો તેટલી આત્માની ઉન્નતિ અને સુખની સમૃદ્ધિ થશે લોકો સુખ ચાહે છે, પૈસા ચાહે છે ઇજ્જત ચાહે છે બધુ ય ચાહે છે અને એને મેળવવા મત્રોના જાપ કરે છે પરન્તુ જીંદગીભર મત્રો રટવા છતા ત મ ત્ર સિદ્ધ થતો નથી કારણ કે જ્યા સુધી મન વિષયમા ભમતુ હોય ત્યા સુધી મત્રની સિદ્ધિ થાયજ નહિ ગમે તે પ્રકારની સિદ્ધિ મેળવવી હોય તો પહેલા બ્રહ્મચર્ય દ્વારા આત્મશુદ્ધિ કરો.

યશોવિજયજી નામના એક મહાન પુરૂષે ગાયુ છે —

મત્ર ફલે જગા જશ વધે
દેવ કરે રે સાનિધ્ય
બ્રહ્મચર્ય ધરે જે નરા,
તે પામે નવ નિધિ
પાપસ્થાનક ચોથુ વરજીએ

જેઓ બ્રહ્મચર્ય પાળે છે તેમના મંત્રની સિદ્ધિ થાય છે, આત્માની ઉન્નતિ થાય છે ઇન્દ્રિય આગળ પીનો ટકો અને સુખ સંપત્તિના ભોક્તા થઈ શકે છે વીર્યની રક્ષા એ કાંઈ નાની સૂની વાત નથી પણ જગન્દમ્બા છે બીજી તરફ વી જ ઘરમાં વીર્યનો નાશ થાય છે, તેના ઘરમાંથી લક્ષ્મીનો પણ નાશ થાય છે, સુખનો નાશ થાય છે અને કુટુંબની પાયમાલી થાય છે માટે તમે સુખી થવા માગતા હો અને દી રહેવા માગતા હો, તો બ્રહ્મચર્યનું પાલન કરો તમે પરદેશ જાઓ, જ્યારે જાઓ તો તમારામાં એવું તપોબળ ને વીર્ય બળ હોવું જોઈએ કે જેથી તમે તમારી ઇચ્છા પૂરી કરી શકો

## લક્ષ્મણનું બ્રહ્મચર્ય

ગૃહસ્થો ગૃહસ્થાશ્રમ વ્યભિચાર માટે કે વિષય સેવન માટે નથી તે બહુ ઉંચી ચીજ છે મહંતો મહાત્માઓ, પ્રતાપ, શીવાજી વગેરે કાંઈ પતિત ગૃહસ્થાશ્રમમાંથી ઉત્પન્ન નથી થયા સૌએ ગૃહસ્થાશ્રમની મર્યાદામાં રહેવું જોઈએ મોટી ઉમરની સ્ત્રીને માતા સમાન સમાન વયની સ્ત્રીને બ્હેન સમાન અને નાની વયની સ્ત્રીને બેટી સમાન જાણીને તમારા ગૃહસ્થાશ્રમનું પાલન કરો

ગૃહસ્થાશ્રમમાં રહેનારા માણસે પરસ્ત્રીનો ત્યાગ તો કરવો જ જોઈએ અને સ્વસ્ત્રીમાં પણ મર્યાદા પૂર્વક રહેવું જોઈએ તમારે જો ખરેખર સુખી થવું હોય અને ગૃહસ્થાશ્રમને શુદ્ધ રીતે પાળવો હોય તો લક્ષ્મણનું ઉદાહરણ ધ્યાનમાં લ્યો

મેઘનાદને મારવાનો જ્યારે પ્રશ્ન ઉઠયો છે ત્યારે મેઘનાદને કોણ મારી શકે ? જેણે ચૌદ વર્ષ સુધી અખંડ

બ્રહ્મચર્ય પાળ્યુ હોય તેજ આ કાર્ય લક્ષ્મણને સોપાયુ હતુ લક્ષ્મણનુ બ્રહ્મચર્ય કેવુ ? સીતાજી સાથે રહેવા છતા સીતાજીના હાથના રાંધેલા ખાવા છતા લક્ષ્મણને ખબર નથી કે મારી ભાભીનુ મુખ કેવુ છે ? અથવા તેઓ કેવા આભૂષણો પહેરે છે ?

સીતાજીનુ જ ગલમાથી હરણ થયા પછી રામ લક્ષ્મણ સીતાજીની શોધમા નિકળે છે થાકેલા એક ઝાડની છાયામા બેઠા છે તે વખતે સુગ્રીવ કેટલાક આભૂષણો લાવીને રામચ દ્રજી સામે મૂકે છે રામચ દ્રજી લક્ષ્મણને આપે છે લક્ષ્મણ બધા આભૂષણો જોયા પછી કહે છે

> नाह जानामि केयुरे
> नाह जानामि कुडले
> नुपुराण्ये जानामि
> नित्य पादाभिवदनात्

અર્થાત્—હુ નથી કહી શકતો કે આ બાજુબધ સીતાજીના છે કે નહિ ? તેમ કુડલોને પણ નથી ઓળખી શકતો, પણ આ ઝાઝર ઉપરથી હુ કહી શકુ છુ કે સીતાજીના છે, કેમક હુ હમેશા તેમના ચરણમા નમસ્કાર કરતો હતો

લક્ષ્મણ ૨૪ કલાક સુધી સીતાજી સાથે રહેવા છતા પોતાની ભાભીનુ મોઢુ કેવુ છે, તેની પણ તેમને ખબર નહોતી આનુ નામ બ્રહ્મચર્ય !

મહાનુભાવો, ઘણા લોકોની એવી આદત પડી જાય છે કે કોઈ પણ બહેન માર્ગમાથી પસાર થાય છે તેના તરફ કુદૃષ્ટિ કરવા લાગી જાય છે અને તેના સબધી બુરી ભાવના કરવા લાગે છે આ ખરેખર દુ ખનો વિષય છે કોઈ જુવાન

સ્ત્રી પ્રત્યે વિકારી નજરથી જોવાનો કોઇનો શો હક્ક છે? એવીજ રીત આપણી મા બહેન કે બેટી જતી હોય અને કોઇ તના સામે ખ રાબ દૃષ્ટિથી જુએ, તો શુ કોઇ સહન કરે ખરો? હ તો ધારૂ છુ કે તેવા માણસ સાથે લડાઇ કરવાને જ માણસ તૈયાર થાય અને જો તેનુ ચાલતુ હોય તો ગ દુકથી શુટ પણ કરે, તો પછી બીજા કોઇની બહેન બેટી કે ત્રી સામે બૂરી નીગાહથી કેમ જોઇ શકાય?

## સ્ત્રીઓના શીલનુ રક્ષણ

પુરૂષોની માફક ગૃહસ્થાશ્રમમા આવેલી સ્ત્રીઓએ પણ પોતાના શીલની રક્ષા ક વાની જરૂર છે? બેશક છુ તો એ માનુ છુ કે બહેનોના શીલનો આધાર પુરૂષો પર રહેલો છ સ્ત્રીયોના જીવનનુ પતન કરવામા પુરૂષો મૂખ્ય કારણભૂત છ પુરૂષો જેટલી નિર્લજ્જતા કરશે તેટની સ્ત્રીઓ એકાએક નહિ કરે સ્ત્રીઓમા લજ્જાનો ગુણ સ્વાભાવિક રહેલો છે

બહેનો તો ચાહે છે ક અમે સીતા, દ્રૌપદી સુલસા, દમયતી જેવા થઇએ પરન્તુ તેમને તેવા બનવા માટે તેમની ભાવનાને પુષ્ટ કરવા માટે પુરૂષોએ તેમના પર દયા રાખવાની જરૂર છે તેમના જીવનને નષ્ટ કરનાર પુરૂષો છે પુરૂષો નિર્લજ બની સ્ત્રીઓ પર હુમલો કરતા વિચાર નહી કરે જ્યારે સ્ત્રી કદી પુરૂષ પર હુમલો નહીં કરે

પુરૂષોએ દેશની દેવિયોના રક્ષણ માટે, તેમના જીવનના રક્ષણ માટે પોતાની આદતો પર કાબુ કરવાની જરૂર છે પુરૂષોનું જીવન સુધરતા બહેનોનું જીવન આપોઆપ સુધરી જશે તઓ પવિત્ર બનશે અને ઉત્તમ સતાનો પણ આપશે.

હવે બહેનોએ પોતે પણ પોતાના શીલના રક્ષણ માટે ખૂબ સાવધાન રહેવાની જરૂર છે

સ્ત્રીઓએ ઉત્તમમાં ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવી હોય, શીયળનું પાલન કરવું હોય તો તેમણે ઘણું કામ પોતે કરવું જોઈએ સ્ત્રીઓ આખો દિવસ હાથ પગ જોડીને બેસી રહે અને નોકર સિવાય કામ ન થાય આવી પરાધીનતા ભોગવનારી બહેનોમાં અનેક દુર્ગુણો ન આવે તો બીજું શું થાય?

આગળના વખતમાં સ્ત્રીઓ પ્રાતઃકાળમાં ચાર વાગે ઉઠીને ઘંટીઓ ફેરવતી ગીતો ગાતી જાય અને દળણું દળતી જાય ઘરમાં બીજા જે સૂતા હોય તે મધુર નિદ્રા લે આત્મા મસ્ત થાય અને ભાન ભૂલી જાય બહેનો એક તરફથી દળતી જાય, ખાંડતી જાય, પીસતી જાય અને બીજી તરફથી સુંદર ભજનો, પ્રાર્થના, ગીતો લલકારતી જાય આ બધું કામ આપણી માતાઓ કરતી આથી તેમનાં શરીર તંદુરસ્ત રહેતાં અને પોતાના શીયળની રક્ષા માટે પોતેજ સમર્થ રહેતી.

જે બહેનો એમ ઇચ્છતી હોય કે દુષ્ટ માણસો અમારા પર આંખ પણ ન ફેરવી શકે, તેમણે પોતાના રક્ષણ માટે શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ પંજાબમાં પુરુષોની માફક સ્ત્રીઓ પણ બહાદુર હોય છે મોટે ભાગે સ્ત્રીઓ એવી હોય છે કે પોતાના પ્રાણના જોખમે પણ શીલનું ખંડન તો નહિ જ થવા દે

## શીલના રક્ષણ માટે બહાદુરી.

મને યાદ છે—બહુ વર્ષોની વાત છે અમે જ્યારે કાશીમાં હતા ત્યારે વિશ્વનાથના મંદિરમાં હજારો માણસો દર્શન

કરવા જાય છે સ્ત્રી પુરૂષની ખૂબ ભીડ જામે છે એક વખત એક પ જાબી કે સુ પી ની બહેન દર્શન કરવા ગએલી ત્યારે એક દુષ્ટ માણસે તેની છાતી પર હાથ નાખ્યો એટલે તુરત જ તેણીએ એનો હાથ પકડી લીધો અને તેને પૂછયુ કે મારા શરીર પર તો મારા પતિનો ને મારા છોકરાનો હાથ હોય બીજાનો હાથ ન હોય તુ કોણ છે બોલ? આ સાભળીને પેલો દુષ્ટ માણસ થરથરી ગયો સ્ત્રીએ મ દિરમાજ તે માણસનુ માથુ દીવાલ સાથે અફળાવીને ફોડી નાખ્યુ

અત્યારે ભયકર જમાનો આવી ગયો છે આવા વખતે બહેનો જો આવી તાકાત નહિ રાખે તો પોતાના શીયળની રક્ષા કેવી રીતે કરી શકશે? હમણા થોડા વખત ઉપર મે કોઈ પત્રમા વાચેલુ એક ઘરમા એક બહેન એકલી હતી તેનો પતિ બહાર ગયો હતો તે તકનો લાભ લઇ એક પુરૂષ તેના ઘરમા ઘુસ્યો અને બાઇ પાસે અરાગ માગણી કરી બાઈએ સમય સૂચકતા વાપરી તેણી તે વખતે રસોડામા બેઠી બેઠી ભજીયા (પકોડા) બનાવતી હતી તેણીએ તે પુરૂષને કહ્યુ કે તમે જરા પેલા દરવાજા બ ધ કરી આવો હુ તમારી ઇચ્છા પૂરી કરવા ખુશી છુ ,તે માણસ જેવો દરવાજા બ ધ કરવા ગયો કે બાઈએ ગરમ તેલની તવી ઉપાડી. અને તે માણસ તેની પાસે આવ્યો કે તેણીએ તેના પર તે તવી ફેકી, આથી તે માણસ બળી ગયો. શીયળની રક્ષા ખાતર બહેનો શુ નથી કરતી?

બહેનો, શીયળ છે તો તમારા માટે બધુય છે શીખ સ્ત્રીઓ પોતાની પાસે કીરપાણ રાખે છે કોઇ દુષ્ટની મજાલ નથી કે તેમની સામે જોઇ શકે જો બહેન આટલી શકિત ન રાખે તો શુ બને? તમે બુઝદીલ ન બનો માણસ છો

એક ભવ ચાલ્યો જાય તો જવા દો એક ભવ વધુ થશે પણ તમાન શીયળને જવા ન દેશો એ છે તો બધુ છે, એ ગયુ તો સર્વસ્વ ગયુ છે માટે નાની કે મોટી બહેનોએ પોતાના શીયલને સભાળવાની જરૂર છે

તમને ખાવા માટે ભલે સુકો રોટલો મળે પહેરવાને જાડી કપડા મળે, શરીર દુબળુ પડે પણ તમે ગમે તે ભોગે શીયળની રક્ષા કરજો શીયળનુ રક્ષણ કરનાર બહેન દુષ્ટ માણસને તેની આખ ઉપરથી પારખી લેશે એક સતી સ્ત્રી જ્યારે પોતાનુ દેવીરૂપ ધારણ કરે છે, ત્યારે ગમે તેવો વિષયી માણસ પણ તેનો ચહેરો જોઇ શાત થઇ જાય છે અને બોલી ઉઠે છે કે બહેન, હુ ભૂલી ગયો તમે મને માફ કરો

## સીતાનુ શીયલ

બહેનોએ પણ પોતાના શીલની રક્ષા માટે, પોતાના પતિ સિવાય કોઇ પણ પરપુરૂષ સાથે એકાતમા બેસવું નહીં ખાનગી વાત ચિત નહીં કરવી જોઇએ હાવભાવ નહીં કરવા જોઇએ બહેનો મર્યાદા જાળવી શકે તોજ સતી રહી શકે પતિવ્રતા ધર્મ, એ બહેનોનો મુખ્ય ધર્મ છે પોતાના પતિવ્રતા ધર્મને પાળનાર સ્ત્રી ગમે તેવા કષ્ટોમાથી ઉગરી શકે છે થોડા વખતને માટે ભલે તેના ઉપર કલક આવી જાય, પરન્તુ આખરે એના સતીત્વનો વિજય જ થાય છે

રામચદ્રજી સીતાજીને રાવણના પજામાથી છોડાવીને ઘેર લાવે છે લોકો શકા કરે છે કે દુશ્મનના ઘરમા રહીને

સીતાજી શીયળની રક્ષા કેવી રીતે કરી શક્યા હશે? સીતાજી રામને ખાત્રી આપે છે કે આપને છોડવા છતા મે આપમાથી પતિભાવ નથી છોડયો છતા આપના દિલમા શકા રાખીને જીવવા કરતા હુ બળી મરવાનુ વધુ પસદ કરૂ છુ

સીતાજી લાકડાની ચિતા ખડકાવે છે. અગ્નિ સળગાવવામા આવે છે જવાળા ભભૂકી રહી છે સીતાજી છૂટે વાળ રાખી, સફેદ સાડી પહેરી સાક્ષાત્ દેવીનુ રૂપ ધારણ કરી અગ્નિ સામે ઉભી રહે છે ને અગ્નિદેવની પ્રાર્થના કરે છે-

मनसि वचसि काये
जागरे स्वप्नमध्ये
यदि मम पतिभावो
राघवादन्यपुंसि
तदिह दह शरीरं
पावक पावकेद्
सुकृतविकृतभाजां
येन लोकैकसाक्षि ।

હે અગ્નિદેવ સ્વપ્નમાં કે જાગ્રત અવસ્થામા મનવચન કાયાથી રામચંદ્રજીને છોડી બીજામાં જો મારો પતિભાવ થયો હોય, તો આ પાપી શરીરને બાળીને તુ ભસ્મ કરી દે કારણ કે સારા નરસાં કાર્યોમા એક માત્ર તુજ સાક્ષીભૂત છે અત્યારે મારી સત્યતામાં સાક્ષી પુરનાર તારા સિવાય બીજુ કોઈ નથી

સજ્જનો તમે સૌ જાણો છો કે સીતાજીએ અગ્નિમા પ્રવેશ કર્યો, પણ તેમના શીયળના પ્રભાવે અગ્નિ શીતળતામાં

ફેરવાઇ ગયો અને લોકોએ જયજયકાર કરીને સીતાજીને વધાવી લીધા માટે સ્ત્રીઓ માટે પવિત્રતાનુ ઉદાહરણ સીતા છે અને પુરૂષો માટે પવિત્રતાનુ દૃષ્ટાંત લક્ષ્મણ છે તેને તમારી સામે રાખીને બ્રહ્મચર્ય તથા પવિત્રતાનુ પાલન કરો, આથી તમારા જીવનનુ કલ્યાણ થશે

બહેનો, હુ તમને વધુ શુ કહુ ? આજે આપણા દેશમા ધર્મનુ રક્ષણ તમે કરી રહ્યા છો તપશ્ચા તમે કરો છો, દેવ દર્શન-પૂજા-ભાવ ભક્તિ તમે કરો છો આવીજ રીતે તમારા શીલનું રક્ષણ કરવામા પણ ખૂબ સાવધાન રહો પુરૂષોને ઓળખતા શીખો જરા પણ તમારા દિલમા શકા થાય, તો એવા પુરૂષની સાથે વાત કરવી, અરે એની સ્હામે જોવુ પણ છોડી દો તમે મનમા દૃઢ નિશ્ચય કરો તો કોઇ માણસની તાકાત નથી કે તે તમારી સામે જોઇ શકે તમે આવી તાકાત ઉત્પન્ન કરો કે જેથી તમને નુકશાન ઉઠાવવાનો પ્રસગજ ન આવે આમ બનશે ત્યારેજ ભારતભૂમિ દેવોનુ સ્થાન બની જશે

## પુરૂષોએ શુ કરવુ જોઇએ ?

સ્ત્રીઓના સદાચારીપણા માટે પુરૂષોનીજે મોટી જવાબદારી છે, તે તેમણે સમજવી જોઈએ જેમ પુરુષ પોતાની સ્ત્રી પતિવ્રતા ધર્મપાળનારી રહે એવુ ચાહે છે, તેમ સ્ત્રી પણ એજ આશા રાખે કે મારો પતિ સદાચારી રહે અને પરસ્ત્રીને માતા બહેન કે પુત્રી સમાન લેખે સ્ત્રીઓના શીયળની રક્ષા પુરૂષોના હાથમા છે પતિ, પોતાની પત્નીને ખાત્રી કરી આપે કે હુ કદિ પણ પરસ્ત્રી સાથે સબધ નથી રાખતો જો એવી ખાત્રી આપી ન શકે તો હુ તો

કહીશ કે સ્ત્રી સદાચારીણી રહે એમ કહેવાનો તે પતિને હક્કજ નથી પરસ્ત્રીગામી પુરૂષ પોતાની સ્ત્રીને સદાચારમાં રાખવા દબાણ કરી શકતો નથી એક પુરૂષ વ્યભિચારી હોય દુરાચારી હોય, તે કહે કે મારી સ્ત્રી મને દેવ સમાન ગણે, મારી પૂજા કરે મારા પગ ધોઈ પીએ, શીયળ પાળે તો એમ કહેવાનો તેને હક્ક છે ખરો ? મારી સ્ત્રી સિવાય સંસારની તમામ સ્ત્રીઓ મારી માતા બહેન કે પુત્રીઓ છે આનો નિર્ણય જ્યારે પુરૂષો કરશે, ત્યારે સ્ત્રી પુરૂષ બન્નેમા દેવ દેવીની ભાવના ઉત્પન્ન થશે અને તે પછીજ સ્ત્રી ખરાબ વિચાર કે ભાવના નહી કરે પણ જો સ્ત્રીને એમ થાય કે મારો પતિ તો કુતરા, ભુંડ કે ડુક્કરની માફક વેશ્યાઓમા કે પરસ્ત્રીમા ભટકતો ફરે છે તો પછી એનુ જીવન પવિત્ર કેવી રીતે રહી શકે ?

જો તમે દૃઢ નિશ્ચય કરો કે સંસારની સ્ત્રીઓ માતા બહેન કે પુત્રી સમાન છે, તો તમારા ઘરમા કલેશનુ નામ નિશાન પણ નહિ રહે લક્ષ્મી દોડી આવશે અને સુખ સમૃદ્ધિનો પાર નહીં રહે શુ તમે આટલુ ન કરી શકો ? તમારી સ્ત્રીને સદાચારી રાખવા, તેને દેવી બનાવવા, તમે તમારી સ્ત્રી સિવાય અન્ય સ્ત્રીઓને માતા કે બહેન સમાન ગણી ન શકો ? તમે જો આટલો નિર્ણય કરશો તો પણ તમારામા ઘણી શકિત ઉત્પન્ન થશે

## પરસ્ત્રીગામીને સ્વપ્ને ય સુખ નથી

ભાઈઓ, વ્યભિચારી પણું એ મોટામાં મોટું પાપ છે માણસે કરેલા સુકૃત્યોનો, તપસ્યાનો અને દાન પુણ્યના ફળનો પણ નાશ થાય છે એક માત્ર વ્યભિચારથી શ્રી યશોવિજયજી મહારાજે ગાયુ છે -

પાપ બધાયે છે અતિ ઘણું
સુકૃત સકલ ક્ષય જાય
અબ્રહ્મચારીનું ચિંતવ્યું
કદિયે સફળ નહિ થાય,
પાપ સ્થાનક ચોથું વરજીએ

આ બધાથી જો બચવું હોય ને સ્ત્રીને સદાચારિણી રાખવી હોય, પૈસે ટકે અને દરેક રીતે સુખી થવું હોય તો પરસ્ત્રીનો ત્યાગ કરો

તમે વનસ્પતિનો ત્યાગ કરો છો કંદ મૂળની પ્રતિજ્ઞા કરો છો, પણ તમારૂં જીવન સુધારનારી અને મનુષ્યમાંથી દેવ બનાવનારી જે મહત્ત્વની વસ્તુ છે, તે પરસ્ત્રી ત્યાગની છે તમે પરસ્ત્રી ત્યાગની પ્રતિજ્ઞા કરો શું તમે આટલું પણ ન કરી શકો?

પણ એક વાત ધ્યાનમાં રાખજો નિયમ લેવો જેટલો સહેલો છે, તેટલું તેનું પાલન કરવું સહેલું નથી પાંચ મહાવ્રત લેનાર સાધુઓ પણ કેટલાક બિચારા મહાવ્રત લઈને સંભાળતા નથી, અને તેમનું પતન થાય છે જ્યારે ગૃહસ્થોને તો સ્ત્રીઓના સહવાસમાં વધારે રહેવાનું હોય છે પરસ્ત્રીઓ સાથે હસે છે બેસે છે, વાતો કરે છે, મજાક મશ્કરી કરે છે એટલે આવા નિયમનું પાલન કરવા માટે તમારે મનને મજબૂત કરવું પડશે જો તેમાથી ચ્યુત થવાય તો ખરેખર ભયકર પતન થાય. શરીર પડે તો પડવા દેજો દેહं पातयामि वा कार्यं साधयामि । પણ લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરવા ના ચૂકજો મનથી નિશ્ચય કરજો કે મરણ આવે તો બહેતર છે, પણ હું પરસ્ત્રી સાથે કદિ પણ સંબંધ

નહિ કરૂ જો જો આથી તમારી સ્ત્રીનુ ચિત્ત કેટલુ પ્રસન્ન રહે છે તે તમને કેટલી ઉચ્ચ દૃષ્ટિથી નિહાળે છે ને તમારી કેવી સેવા કરે છે

## બ્રહ્મચર્ય પાળવાના ઉપાયો.

હવે આજનુ વ્યાખ્યાન પૂરૂ કરૂ તે પહેલા બ્રહ્મચર્ય પાળવાના થોડા ઉપાયો તમને બતાવુ

સામાન્ય રીતે બ્રહ્મચર્યના પાલન માર્ગના નિયમોમા ખોરાક પહેલી વસ્તુ છે ખોરાક જીવનમા બહુ અગત્યનો ભાગ ભજવે છે જીવનને સુધારનાર અને પાપમા પાડનાર ખોરાક છે પૌષ્ટિક ખોરાક, ગરમ ખોરાક ઈંદ્રિયોને સતેજ કરે છે તમે બ્રહ્મચર્યનુ પાલન કરવા માગતા હો મર્યાદામા રહેવા માગતા હો તો સાદો ખોરાક ખાઓ સાદો અને સાત્વિક ખોરાક જીવનને પવિત્ર રાખી શીલનુ પાલન કરાવી શકે છે

બીજો ઉપાય વ્યસનોના ત્યાગનો છે તમે તમારા જીવનમા વ્યસનોના ગુલામ બનીને હાથે કરીને દુ ખ તથા ઉપાધિ વ્હોરી લો છો ચાય બીડી પાન સોપારી આપણા જીવનને નષ્ટ કરનારી વસ્તુઓ છે તમે આ વ્યસનો તજીને આત્માને સ્વતત્ર બનાવો તમારી સ્વતત્રતા આજે કેટલી બધી ખોવાઇ ગઈ છે? જેઓ વ્યસનોના ગુલામ બન્યા છે, એવા માણસો આત્માનુ સ્વરાજ કેમ પ્રાપ્ત કરી શકે? જેમને સ્વરાજ—આત્માનુ રાજ્ય પ્રાપ્ત કરવુ હોય તમણે વ્યસનોથી રહિત બનવુ જોઇએ વ્યસનથી મુક્ત થતા તમે મનનુ ધાર્યુ કરી શકશો

ત્રીજી વાત કુસંગથી દૂર રહેવાની છે ઘણા નવજુવાનોના જીવન નષ્ટ થતા હોય તો તે ખરાબ સોબતથી સારામા સારો ખાનદાન કુટુંબનો છોકરો વ્યભિચારી બને છે વેશ્યાને ત્યા જાય છે તેનુ કારણ ખરાબ સોબત છે તમને તમારૂ જીવન —કેરેક્ટર—ચારિત્ર વહાલુ હોય, તો તમે ખરાબ માણસની સંગત ન કરજો તમારા જીવનને ડાઘ લાગે એવા માણસોની સંગત છોડી દેજો અને સારા ત્યાગી સદાચારી, પુરૂષોની સોબતમા આવવાનુ વધારે પસંદ કરજો.

ચોથી વાત સાદાઈની છે તમે તમારા જીવનમા સાદાઈ ધારણ કરજો ખાદી પહેરવાથી કે મલમલ પહેરવાથી શુ અસર થાય છે તે તમે જોજો ઇંદ્રિયો સતેજ થાય તેવા વસ્ત્રો પહેરવાથી તમારા જીવન પર જરૂર અસર થાય છે માટે તમે સાદાઈનો સ્વીકાર કરજો આથી તમારૂ મન પવિત્ર અને ઉચ્ચ ભાવનાવાળુ થશે.



વ્યાખ્યાન ૧૩મુ

(તા ૨૧-૬-૩૭)

# ગૃહસ્થ ધર્મ દ્રવ્યોપાર્જન

(૪)

ભાઈઓ અને બહેનો,

ગૃહસ્થધર્મ ઉપર ત્રણ દિવસ હુ તમારી આગળ વિવેચન કરી ચૂક્યો છુ તમા કાલે ગૃહસ્થોએ પાળવાના 'બ્રહ્મચર્ય' સબધી કહ્યુ છે ગૃહસ્થાશ્રમની અદર મુખ્ય બે બાબતો છે સ્ત્રી અને પૈસો લગ્ન ક્યારે કરવુ ? સ્ત્રીનો શો અધિકાર છે ? તેમ લગ્ન કર્યા પછી બ્રહ્મચર્યનો શો નિયમ છે ? એ બાબતો મે તમને કહી છે હવે આજે દ્રવ્યોપાર્જન સબધી કહીશ

મહાનુભાવો, તમને ખબરજ હશે કે સસારમા ચાર પ્રકારના પુરૂષાર્થ કહેલા છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમા 'મોક્ષ' પુરૂષાર્થ, એ તો મુમુક્ષુઓને માટે છે હા,

છે-દ્રવ્ય છે આવુ દ્રવ્ય ઉપાર્જન કરવુ તે ગૃહસ્થને માટે જરૂરનું છે

કહે છે કે જેની પાસે કોડી નથી તે કોડીનો છે જેની પાસે આજે પૈસો નથી તની ઇજ્જત નથી. તેનું માન નથી. માટે પૈસો ગૃહસ્થો માટે જરૂરી છે જેની પાસે પૈસો નથી તેની તરફ પૈસાદારો અને ધનાઢયો ઘૃણાની નજરથી જુએ છે તેને મનુષ્ય તરીકે પણ સમજવામા આવતો નથી આવી દશા સસારમા જોવામા આવે છે સસાર વ્યવહાર ચલાવવા માટે દ્રવ્યની જરૂર છે

સસારી મનુષ્યોને લક્ષ્મીની જરૂર છે લક્ષ્મી વિનાનો માણસ માણસ નથી પિતા પિતા નથી, પુત્ર પુત્ર નથી પતિ પતિ નથી અને પત્ની પત્ની નથી લક્ષ્મી વડેજ એ બધુ સધાય છે જેની પાસે લક્ષ્મી નથી તેને બહુ દુ ખ હોય છે એક કવિએ કહ્યુ છે કે **सर्वे गुणा काञ्चनमाश्रयन्ति** લક્ષ્મી હશે તો બધુ વશ રહેશે સાધુ પણ વશ થાય છે અમુક માણસ પૈસાદાર છે એમ સાધુને ખબર પડશે તો તે દૂર હોવા છતા અને હાથ ન જોડવા છતા સાધુ તને ધર્મલાભ- આશિષ આપશે જ્યારે ગરીબ બિચારો હાથ જોડવા છતા સાધુ તેની તરફ નજર સરખી પણ નહી કરે સાધુ મહારાજ પણ નગદ નારાયણને ધર્મલાભ દે છે ગમે તેવાને પણ ચલાય માન કરનારી એક લક્ષ્મી છે (સાચા સાધુ આવા નથી હોતા)

અગર જો છોકરો પૈસા પેદા નહી કરતો હોય, તો માતા તેની નિદા કરશે પિતા એની પ્રશસા નહી કરે ઉલટો તે એમ કહેશે કે પ્લેગ ચાલતો હોય તો પણ તુ મુબઈ જા પૈસા ન હોય તો પ્રેમ છતા પિતા પુત્રને પ્લેગના ઝપાટામા

મોકલવા તૈયાર થાય છે બે સગા ભાઈ હોય પણ એકની પાસે પૈસા નહી હોય તો બીજો તેને બોલવશે પણ નહી સંસારની સ્થિતિ તમે આની નથી જોતા? તમે આનો પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યા છો શેઠ પાસે પૈસા ન હોય તો નોકર સામો ઘુરકીયા કરશે અને શેઠને એ બધુ સહન કરવુ પડશે બાપ પાસે પૈસા નહી હોય તો સગો છોકરો પણ તેની પાસે નહી જાય અને એ એવીજ ભાવના ભાવશે કે બુઢો હવે મરે તો સારૂ ખૂબ તકલીફ વેઠીને બાપે બેટાને ભણાવ્યો, ગણાવ્યો, ૩૦ વરસનો જુવાન બનાવ્યો અને પરણાવ્યો, ત્યારે તે બાપથી જુદો થાય છે તેને માબાપનુ પાલન પોષણ કરવાનુ પણ ભારે પડી જાય છે

બાપ જો ડાહ્યો હોય અને તેણે થોડુ ઘણુ દ્રવ્ય સંઘરી રાખ્યુ હોય અને આ વાતની ખબર વહુ કે દીકરાને પડે તો દીકરાની વહુ શીરો કરીને ખવરાવે પછી બાપના મુવા બાદ પેટીમાંથી ભલેને પથ્થર નિકળે, તેની કાંઈ હરકત નહીં પણ બાપ જો મૂર્ખો હોય અને ઘરના માણસો સમજી જાય કે ડોસા પાસે એક રાતી પાઈ પણ નથી તો તને જોડા ખાવા પડે છે એક સ્ત્રી જો સદાચારી હોય છે, તો તે પોતાના પતિને દેવ સમાન ગણે છે અને તેની સાથે ભૂખે મરવા તૈયાર થાય છે, પણ જો સ્ત્રી લોભી, લાલચુ એશઆરામી અને શણગાર કરનારી છે તો તે નિર્ધન પતિની સામે પણ નહીં જુએ આ બધુ કોણ કરાવે છે તમને ખબર છે? પૈસો

મિત્ર પણ પૈસો હોય તોજ મિત્રતા રાખે ખરી રીતે સાચો મિત્ર તો એ છે કે—

पापान्निवारयति योजयते हिताय।
गुह्यं निगूहति गुणान् प्रकटीकरोति।
आपद्गतं च न जहाति, ददाति काले,
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥

અર્થાત્ પાપથી દૂર કરે સારા કાર્યોમા લગાવે, ગુપ્ત વાત ઢાંકે ગુણોને પ્રકટ કરે દુઃખ વખતે દૂર ન થાય, સમય ઉપર સહાયતા કરે આ સન્મિત્રના લક્ષણો મહાત્મા પુરૂષોએ કહ્યા છે

પરન્તુ અત્યારે તો આથી ઉલટુજ થઇ રહ્યું છે પૈસો હોય તો મિત્ર, નહિં તો હજાર ગાઉ દૂર ભાગે એમ ધારીને કે રખેને કઇ માગશે

મારા આ બધા કથનનો હેતુ એજ છે કે ગૃહસ્થાશ્રમમા રહેનારા માણસોને માટે 'દ્રવ્ય' જરૂરની વસ્તુ છે વ્યવહારમા કુટુંબના પોષણમા, ધર્મકાર્યોમા, પરોપકારમાં લેવામા બધામા 'દ્રવ્ય' એક આવશ્યકીય વસ્તુ છે

જ્યારે એ નક્કી કે-કે દ્રવ્ય એકત્રિત કરવું જોઇએ મેળવવુ જોઇએ તો હવે તે શી રીતે મેળવવુ એજ એક પ્રશ્ન રહે છે

દ્રવ્ય ઉપાર્જન, ચાહે નોકરીથી કરો, કે ચાહે વ્યાપારથી કરો પરન્તુ એ ઉપાર્જન ક્રિયામા મુખ્ય મુદ્દો નીતિનો છે, એ વાત ભૂલવા જેવી નથી

### ન્યાયોપાર્જિત દ્રવ્ય

તમે જગત્ પ્રતિ દૃષ્ટિ કરશો તો તમારે કબૂલ કરવુ

પડશે કે પૈસો તો ન્યાયોપાર્જિત હોવો જોઇએ શ્રી હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રમા ગૃહસ્થોના ૩૫ ગુણ બતાવ્યા છે– તેમા પહેલો ગુણ કહ્યો છે–ન્યાયસમ્પન્નવિભવ અર્થાત્ ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરેલુ હોવુ જોઇએ હવે અહિ 'ન્યાય' ની વ્યાખ્યા આ મુજબ કરવામા આવી છે

स्वामिद्रोहमित्रद्रोहविश्वसित वञ्चनचौर्यादिगर्ह्यार्थोपार्जन परिहारेणार्थोपार्जनोपायभूत स्वस्ववर्णानुरूप सदाचारोन्याय '

સ્વામીનો દ્રોહ ન હોય, મિત્રનો દ્રોહ ન હોય, વિશ્વાસભગ ન હોય, ચોરી ન હોય, દુષ્ટના ન હોય-એવા ઉત્તમ પ્રકારના ઉપાયભૂત પોત પોતાના વર્ણાનુસાર જે સદાચાર એનુ નામ છે ન્યાય અને એવા ન્યાયથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય તે ન્યાયપાર્જિત દ્રવ્ય કહેવાય હવે તમે જે પૈસો ઉત્પન્ન કરો છો તેમા ન્યાય કેટલો છે, તેનો વિચાર તમે જાતેજ કરી શકો છો સ્વજનનો દ્રોહ કરીને, ધર્મથી ખિલાફ્ દ્રવ્યોપાર્જન કરવામાં આવે, તો તે દ્રવ્ય અન્યાયી દ્રવ્ય ઠરે છે જો દ્રવ્ય કમાવામાં સ્વામીનો દ્રોહ હોય, મિત્રનો દ્રોહ હોય, ચોરી વગેરે કર્મ હોય, તો તે અન્યાયી દ્રવ્ય છે

હુ તમને આગળ જતા બતાવીશ કે નીતિનુ દ્રવ્ય અને અનીતિનુ દ્રવ્ય શું કામ કરી શકે છે ? 'આ જમાનામા ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કેમ થઈ શકે?' 'વર્ષોથી જીવન એવુ ઘડાયુ છે,' 'અન્યાય વિના રાજા, ઓફીસરો નોકરો કોઇ દ્રવ્ય પ્રાપ્ત કરી શકતાજ નથી, તો ન્યાયી દ્રવ્ય સભવેજ કેમ ?' ખરેખર લોકોના આવી ભ્રમણાઓ થઈ ગઇ છે જગતનો વ્યવહાર

ત્યારે ગમે તેવો થઇ ગયો હોય, લોકો ગમે તેમ કરતા હોય મનુષ્ય ધારે કે મારે ન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવુ છે તો તે ખુશીથી કરી શકે છે 'ન્યાય' જેવી વસ્તુ દુનિયામા ચીજ નથી એવુ માનવુ નિતાન્ત ભૂલ ભરેલુ છે

મે એવા મોટા ઓફીસરો અને માજીસ્ટ્રેટો જોયા છે કે જેઓ અન્યાયનુ નામ પણ જાણતા નથી એક મારા મિત્ર જેઓ પારસી છે અને એક સ્ટેટમા મેજીસ્ટ્રેટ છે તેઓ એટલા બધા પ્રામાણિક છે કે કોઇની મજાલ નહિ કે તેમના ઘેર કોઇ ભાજીનુ પાદડુ પણ લઇ જઇ શકે ડીસ્ટ્રીકટમા તે ફરવા જાય તો કોઇના ઘરનુ પાણી પણ ન પીએ તેઓની પાસે કોઇ સિફારિશ પણ ન લઇ જઇ શકે ન્યાય દૃષ્ટિએ પોતાને જે ન્યાય લાગે, તેજ ફેસલો આપે આટલા બધા તેઓ ન્યાયી છે કહેવાની મતલબ કે આ દુનિયામા અન્યાય કર્યા સિવાય ચાલેજ નહિ, તેના વિના રહી શકાયજ નહિ, એવુ માનવુ એ ખરેખર ભ્રાન્તિ છે

જો કે, એ વાત ખરી છે કે આવા ન્યાયી પુરૂષોને, અન્યાયી ટોળામા મુસીબત પડે પણ ન્યાયની વાત તો તેજ છે તેનો આત્મા તો આગળજ વધે છે ન્યાયી તે ન્યાયીજ છે ગમે તેવો માણસ પણ ન્યાયીની પ્રશસા કર્યા વિના નહિ રહે. આવો માણસ આનદ પૂર્વક જીવી શકે છે ન્યાયથી રળેલુ ખાનારનો આત્મા પ્રસન્ન રહે છે, ને પોતે મનુષ્ય જીવન જીવે છે, એમ સમજે છે આવા માણસોની દુનિયા પણ પ્રશસા કરે છે જે માણસ અન્યાયી જીવન જીવે છે તેનો આત્મા રડયા કરે છે વીંછીની પેઠે તેને ડખે છે છતા તે વેદના સહન કરે છે જેના કાર્યોની પ્રશસા આત્મા ન કરે તે કાર્ય કાર્યજ નથી

ઘણા લોકો દેખાદેખીથી પણ અન્યાય કરે છે જો નીતિપૂર્વક ચાલીશુ, તો લોકો નિદા કરશે કેવો આશ્ચર્યનો વિષય છે? નીતિપૂર્વક ચાલનારની નિદા! અને કદાચ નિંદા કરે તોયે શુ? એવી જૂઠી નિંદાઓની દરકાર મનુષ્યે રાખીને સત્કાર્યથી દૂર રહેવુ જોઈએ? ખરી વાત છે કે આ જગતને કોઈ જીતી શકયુ નથી આ જગતને કોઇ રાજી કરી શકયુ છે? ગમે તેવુ સારામા સારૂ કાર્ય હોય પરન્તુ તેની પણ નિંદા ને પ્રશસા બન્ને કરનારા માણસો જોવાશે

## દુનિયા દોરગી છે.

ભર્તૃહરિએ સર્વસ્વનો ત્યાગ કર્યો તેના જેવા ત્યાગીની પ્રશસા કર્યા વિના કોણ રહી શકે? એક દિવસ કુવાને કાઠે ભર્તૃહરિ સુતા હતા પથ્થરના ટુકડાનુ ઓશીકુ કર્યુ હતુ કુવા પર પાણી ભરવા આવેલી બે સ્ત્રીઓ પૈકી એકે તેમને ઓળખ્યા તેણીએ કહ્યુ કે ભર્તૃહરિ કેવા ત્યાગી થઇ ગયા છે મોટા મહેલોમા રહેવાવાળા આજે ઝાડ નીચે કુવાને કાઠે જમીન પર પડયા છે અને અહલેક જગાવે છે, ત્યારે બીજી સ્ત્રી કહે છે કે તુ એમના એટલા બધા તે શાને વખાણ કરે છે? તેમણે મહેલાત છોડી, પલગ છોડયા, ગાલ મશરીયા છોડયા, પણ આ ઓશીકુ કાઈ છોડયુ છે? જોને પત્થરનુ પણ ઓશીકુ તો કર્યુ જ ને!

એ સ્ત્રીઓ તો પાણી ભરીને ચાલી ગઈ ભર્તૃહરિએ વિચાર્યુ કે बालादपि सुभाषित ग्राह्यम्। એક બાળક પણ જો સુદર વચન કહે તો ગ્રહણ કરવુ જોઈએ જ્યારે મે બધુ છોડયુ છે, તો શુ હુ ઓશીકા વિના સુઈ ન શકુ? એમ વિચારીને તેમણે ઓશીકુ કાઢી નાખ્યુ

આવડી મોટી સભા જેડી છે તેમાથી કોઇને કોઇની પાસેથી પાચ ગીનીઓ તો મળી આવશે એમ ધારીને હુકમ કર્યો કે જેના ઘરમા નીતિનુ ‘ ય હોય તે લઇ આવે

આપણામા એક કહેવત છે કે " પાપ જાણે આપ અને મા જાણે બાપ " અર્થાત્ છોકરાનો સાચો બાપ કોણ છે તે તેની મા જાણે છે અને મે પાપ શા કર્યા છે, તે હુ જ જાણુ છુ સૌ નીચી મુડી કરીને બેસી રહ્યા. આ જોઇને રાજા બોલ્યો 'શુ મારી આખી પ્રજા અન્યાયી છે ? જેવો હુ તેવી મારી પ્રજા ?' કોઈએ રાજાને કહ્યું કે અમુક ગૃહસ્થ પા ને નીતિનુ ‘ ય છે, પણ તે આવ્યા નથી રાજાએ ગાડી મોકલીને તેને બોલાવી મગા યો તે ગૃહસ્થ ગાડીમા ન બેઠો પણ પગે ચાલતો રાજા પાસે હાજર થયો હાથ જોડીને તેણે રાજાને પ્રાર્થના કરીકે-શો હુકમ છે ? રાજાએ કહ્યુ કે પાચ સોના મ્હોર જોઇએ છે તે ગૃહસ્થે કહ્યુ કે, 'મારી પાસે નીતિનુ દ્ર ય છે, પણ મહેલના પાયામા નાખવા તે ન આપી શકુ કારણ કે મહેલ વિષયોનુ સ્થાન બનશે, મોટી મોટી વેશ્યાઓના નાચ મુજરા થશે માસ દારૂની મ્હેફીલો ઉડશે અને બીન ગુ હેગારોને પણ પીડાવાનુ કેન્દ્ર થશે, માટે આ મહેલના પાયામા મારૂ દ્ર ય ન વપરાય, મને માફ કરશો' પોતાની સામે પોતાનો પ્રજાજન આવી રીતે બોલવાની હિમ્મત કરે, તેથી રાજા મ્હેજ આશ્ચર્ય પામ્યો અને આખ લાલ કરીને બોલી ઉઠયો કે 'તુ સોના મ્હોર આપે છે કે નહીં ?' જોશી મહારાજ બોલી ઉઠયા કે, રાજાજી, હવે તો આ પૈસો પણ અન્યાયનો થઈ ગયો કારણ કે તે તમે અનીતિથી લેવા માગો છો હવે મુહર્ત તો વીતી ગયું છે માટે તે વાતને જવાદો'

રાજાને મનમા એમ થયુ કે જોગી મહારાજ નીતિ અનીતિના દ્રવ્યની અસરની જે વાત કરે છે, તે સાચી છે કે ખોટી, તેની મારે પરીક્ષા તો કરવી જોઇએ એમ વિચાર કરીને તમારો પોતાની ૧ મહોર અને પેલા ગૃહસ્થની એક મહોર એમ બન્ને મહોરો દીવાનના હાથમા મૂકી દીવાને વિચાર કર્યો કે શેઠની ગીની કે જે નીતિથી મેળવેલ છે તે હુ પાપી માણસના હાથમાં મુકુ તો તેની અસરની મને ખબર પડે એવો ખ્યાલ કરીને પરોઢીયાના પાચ વાગે એક મચ્છીમાર માછલાનો ટોપલો લઇને આવતો હતો, ત્યારે તેના હાથમા દીવાને પેલી શેઠની ગીની મુકી દીધી આખા દિવસ માછલા વેચવા છતા ફક્ત ૮-૯ આના કમાનાર મચ્છીમારને આમ અનાયાસે ગીની મળતા તે રાજી રાજી થઈ ગયો તેના મનમા થયુ કે આજે મને વેપાર કરવાની જરૂર નથી ગીધો જઇને તે માછલાને ધીરે રહીને પાણીમા નાખી આવ્યો વળતા તેણે એક રૂપિયાનુ અનાજ, ગોળ ઘી, વગેરે લીધુ અને ૧૪ રૂા રોકડા લીધા તેને વિચાર આવ્યો કે હુ શા માટે પાપ કરૂ ? હુ ગમે તે ધધો કરીશ, પણ હવે મારે પાપી ધધો તો નજ કરવો આવી રીતે તે પાપી ધધો છોડી દે છે એ રૂપિયાથી લાવેલુ અનાજ ખાવાની સાથે એના કુટુબને પણ એજ વિચાર થાય છે કે આટલા રૂપિયામા તો આપણા ૨-૩ મહીના નીકળી જશે ત્યાં સુધી કોઇને કોઇ મજુરી શોધી લઇશુ શા માટે આ ધધો કરવો ? આ પ્રતાપ હતો નીતિના દ્રવ્યનો નીતિનુ દ્રવ્ય તેના પેટમાં જતા તેની બુદ્ધિ શુદ્ધ થઇ ગઈ અને તેના જીવનમા પલટો આવ્યો

ત્યાંથી દીવાન ગગા નદીના કીનારા તરફ ગયો ત્યા જઇને જુએ છે તો એક યોગીરાજ આસન લગાવીને સમા-

ધમા મસ્ત બન્યા છે તેમનુ કપાળ તેજસ્વી છે આ યોગીની ામે આસ્તેથી પેયો દીવાન રાજાની ગીની રાખી દે છે થોડી ાર પછી યોગી સમાધિમાથી જાગ્રત થાય છે સૂર્યનો પ્રકાશ ીની પર પડે છે આથી ગીની ખુબ ચમચકીત બને છે આ ીનીનો પ્રકાશ યોગીની નજરે પડતા તેના વિચારમા પરિ ાર્તન થવા માડયુ તેણે બોલવા માડયુ કે, ગામના લોકો ાજે પીવા માટે બે પૈસો પણ નથી આપતા, ત્યારે આજે મા નાના મ્હોર કયાથી? ખરેખર આજે ઈશ્વર મારા ઉપભોગ માટે આ ગીની મોકલી છે આત્મા શુ છે તે તો હુ જાણી શકયો છુ, પણ આ સસાર શુ છે? રડી કેવી હોય? તેની મને ખબર નથી. મારી આખી જીદગીમા મે તેને જોઇ નથી તેને ભોગવવા માટેજ ઈશ્વરે આ ગીની મૂકી છે એવો વિચાર કરતાની સાથે તે વેશ્યાને ત્યા જાય છે અને ૪૦ વષના જોગ પર પાણી ફેરવે છે આ અનીતિની ગીનીનુ પરિણામ

આ પ્રમાણે નીતિ અને અનીતિનુ દ્રવ્ય બુદ્ધિમા પરિવર્તન કરે છે જેઓ અનીતિનુ દ્રવ્ય હમેશા પોતાના પેટમા નાખે તેમને ખબર નથી પડતી કે તેમની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે કે શુ થાય છે? જેઓ અનીતિથી ઉપાર્જન કરેલ દ્રવ્યનો ઉપભોગ કરે છે, તેમના સસારનુ પતન થાય છે આ દ્રવ્ય ન છુટે ત્યા સુધી બુદ્ધિ શુદ્ધ ન થાય આજે સાધુઓ, ગૃહસ્થો, કલેશ મયજીવન વ્યતીત કરી રહ્યા છે પોતાનુ કર્તવ્ય કોઇને સૂઝતુ નથી જીવનનુ પતન કરી રહ્યા છે, એનુ કારણ મને તો લાગે છે કે અનીતિનુ દ્રવ્ય પેટમા જાય છે એ છે જો તમે શુદ્ધ રીતે ગૃહસ્થાશ્રમનું પાલન કરવા માગતા હો તો નીતિનુ દ્રવ્ય ઉપાર્જન કરો

## લોભ એજ પાપનુ મૂળ છે

મનુષ્યો જાણે છે કે અનીતિનુ દ્રવ્ય ઉપાર્જન કરવુ ન જોઇએ જેવો આપણો પૈસો આપણને વ્હાલો છે, તેવો જ બીજાનો બીજાને વ્હાલો છે છતા સ્વાર્થાન્ધ બનીને મનુષ્ય અનીતિ કરવા લાગે છે એનુ ખાસ કારણ કોઈ હોય તો લોભવૃત્તિ જ છે

મનુષ્ય જ્યારે સ્વાર્થમા–લોભમા અ ધ બને છે, અરે, આશાનો ગુલામ બને છે, ત્યારે તે અનીતિ અને પાપ કરવા તત્પર થાય છે નીતિકારો કથે છે

> आशाया ये दासा
> ते दासा सर्वलोकस्य ।
> आशा दासी येषा
> तेषां दासायते लोक ॥

જે માણસ આશાનો દાસ બને છે, તે જગતનો ગુલામ છે અને જે માણસે આશાને દાસી બનાવી છે, તેનુ જગત્ આખુ દાસ બને છે તમે જો નાની નાની આશાની ગુલામી નહીં છોડો, તો તમારી આશા વધતીજ જવાની માટે તમે આજથી નક્કી કરો કે તમારે કેટલો પૈસો ભેગો કરવો છે? તેથી જે કાંઈ વધુ પૈસો થાય, તે તમારે સમાજ, ધર્મ કે દેશ માટે ખરચી નાખવો અત્યારે હુ તમને પૂછુ છુ કે તમે કેટલા પૈસા કમાયા પછી તૃષ્ણા છોડશો? તો તમે તેના જવાબ માટે ૨૪ કલાકની મુદત માગશો ભલે ૨૪ કલાક, અરે ૨૪ દિવસ વિચારો જૂઓ તો ખરા, તમારૂ મન કયા જઇને અટકે છે? પાચ પચાસ હજારે, લાખ દસ લાખે,

કરોડ બે કરાડે? જૂઓ તો ખરા જગ આખો મીચીને વિચાર કરી લેજો તમે જવાબ નહીં દઈ શકો તમારૂ મન કરોડોએ પણ નહિ અટકે

જેની પાસે કાઈ ન હોય તેને રૂ ૫ મળે તો તે ઇચ્છે કે મને ૫૦ મળે તો સારૂ ૫૦ મળે તો તે કહે કે ૧૦૦ મળે તો સારૂ ૧૦૦ મળે એટલે તે હજારની ઇચ્છા કરે હજાર મળે એટલે કહેશે કે ૧૦ હજાર મળે તો હુ આરામ કરૂ અને ૧૦ હજાર મળતા તે ૨૫ હજારની અને ૨૫ હજાર મળતા લાખની અને કરોડની ઇચ્છા કરે છે અને કરોડાધિપતી થતા તે ઇચ્છે છે કે હુ રાજા થાઉં તો સારૂ અને નાનુ રાજ્ય મળે તો તેથી પણ સતાષ નહી તેના મનમા એમ થાય કે હુ શા માટે કોઈનો ગુલામ બનુ? કોઈ તેને જર્મની ઇટલી કે ફ્રાન્સનુ રાજ્ય આપે તો કહેશે કે દુનિયાનુ રાજ્ય મળે તો સારૂ કેમકે પછી કોઇના બાપનો પરવા નહી માનો કે તેના પુન્ય જબરદસ્ત હોય અને તેને દુનિયાનુ રાજ્ય મળે ત્યારે પણ તે કહેશે કે મને સ્વર્ગ અને પાતાળનુ રાજ્ય મળે તો સારૂ આજ વસ્તુ કવિ સુંદરદાસે આ શબ્દોમા કથી છે

> जो दस बीस पचास भये
> शत होइ हजार तु लाख मगेगी,
> कोटी अरब्य खरब्य असंख्य
> धरापति होनेकी चाह जगेगी
> स्वर्ग पाताल का राज्य करु
> तृष्णा अधिकी अति आग लगेगी
> सुंदर एक सतोष विना शठ
> तेरी तु भूख कभी न मिटेगी ॥

તમારી ભૂખ કદિ મટવાની નથી આપણે પાચ વરસના થયા ત્યારથી રોટલી, દાળ, ભાત શાક ખાના લાગ્યા, તે વખતથી તે અત્યાર સુધીમા કેટલી ગુણી ઘઉં, ચાવલ, દાળ, શાક ખાઇ ગયા હશો તેનો ગુણાકાર કરો તો ખબર પડે કે હજારો મણ ઘઉં, દાળ, ચાવલ આપણે ખાઈ ગયા છીએ છતા પેટ તો જેવુ ને તેવુ છે એ ખાડો પુરાયોજ નહિ. એવીજ રીતે આશાનો ખાડો પૂરાતો નથી

આ ખાડો પૂરવા માટેજ મનુષ્ય રાત દિવસ મહેનત કરે છે. અને અનેક પ્રકારના પાપો કરે છે એટલે લોભ એજ પાપનુ મૂળ છે અમાના જેવા સાધુઓની પાસે ઘણાય એવા આવે છે કે જે પોતપોતાના કાઇને કાઇ દુખના રોદડા રોતાજ હોય છે. પણ તેઓ સ્વય વિચારે અને લોભ ન કરતા સતોષ વૃત્તિ રાખે, તો એમને રાત દિવસ રોદડા રોવાની જરૂરજ ન પડે

## પાપનો બાપ

ગરીબોએ રાદડા રડે છે અને તવગરે રોદડા રૂવે છે તમને સુખ મળે એ આશયથી તમે મહેનત કરો છો મજૂરી કરો છો; પણ તમને સુખ નથીજ મળતુ કે તમને સતોષ નથી થતો કારણ કે હુ પહેલા કહી ગયો છુ તેમ, મનુષ્ય આશાનો ગુલામ બન્યો છે અને તેજ લોભ અનેક પ્રકારના પાપ કરાવે છે અનીતિ કોણ કરાવે છે? લોભ લોભમા ફસાયલો મનુષ્ય શું શું નથી કરતો?

> लोभाविष्टो नरो हन्ति
> मातरं पितरं तथा।

લોભમા આધળો બનેલો માણુસ માતા પિતાનુ પણ ખુન કર છે તો પછી બીજા કાર્યોનુ તા કહેવુ જ શુ ? લોભવૃત્તિ પોતાના ધર્મથી પણ ચૂકાવે છે આજે કેટલા ગૃહસ્થો છે કે જેઓ પોતપોતાના ધર્મનુ આચરણ કરતા હશે ? સૌએ લગભગ ધર્મન ના ઉતરડે ચઢા યો છે ધર્મ-મરમને કોણ સમજે છે અમારે તો પૈસા જોઇએ લોભવૃત્તિમા આવીને માણસ પોતાના ધર્મને કવો મૂકે છે? એનુ એક દષ્ટાત આપુ

કાશીમા ૧૪ વર્ષ ભણી ગણીને એક પડિત ઘરે આવ્યો રાત્રે પત્નીએ પડિતને પૂછયુ કે તમે ખૂબ ભણી આવ્યા છો તો મને કહો કે પાપના બાપનુ નામ શુ ? " પડિત મુઝવણમા પડયો, કેમકે તેના ભણતરમા એ કયાય હોતુ આવ્યુ તેણે ઘણ ઘણું વિચાર્યું ઘણા શાસ્ત્રો અનશોઠી ગયો રામ-સીતા-રાવણ-અર્જુન સૌના બાપના નામ આવ્યા પણ પાપના બાપનુ નામ ન આવ્યુ તેથી ગ્રદિા થયો મોટી મોટી સભાઓ જીતી, પણ બાયડીને જીતવી ભાર થઇ પડી આખી રાત ચિતામા કાઢી સ્હવાર થતાજ સ્ત્રીએ ના પાડતા છતા ફરીથી અભ્યાસ કરવા કાશી જવા નિકળી પડયો રસ્તામા એક વેશ્યાને ત્યા ઉતારા કર્યો. કારણ કે એને ખબર પડી હતી કે વેશ્યા બહુજ ભણેલી-જ્ઞાની છે વેશ્યાએ વાતચિતમા જાણી લીધુ કે પડિત ભણ્યો છે પણ ગણ્યો નથી અને તેની સ્ત્રીએ પાપના બાપનું નામ પૂછયુ, તે ન આવડવાથી પાછો કાશી જાય છે વેશ્યાએ સીધુ મગાવી આપ્યુ બ્રાહ્મણે ચોકો કરીને, નાહી ધોઇને દાળ, ભાત, લાડુ શાક ભજીયા બધુ તૈયાર કર્યું ભોજન સમય થયો, એટલે વેશ્યાએ દૂરથી કહ્યુ કે-"મહારાજ મારી પ્રાર્થના છે કે મારા હાથે લાડવાનો એક કોળીઓ ખાઇને, મારૂ શરીર પવિત્ર કરો બ્રાહ્મણે ના

પાડી, તમ કરવાથી પોતે ધર્મથી પનિત થાય, એમ જણાવ્યુ વેશ્યાએ તેની સામે ગીનીની કટોરી રાખીને કહ્યુ કે–'મહારાજ મારા હાથથી તમે આ જરા લાડુ ખાઓ, તો આ દક્ષિણા આપુ ' બ્રાહ્મણનુ મન ચલિત થયુ તેણે કહ્યુ કે "જોકે તમારા હાથે મારાથી ખવાય નહિ, પરન્તુ તમારો આટલો આગ્રહ છે તો ભલે તમારા હાથે જરા ખાઇ લઉ પણ બે શરતે એક તો એ કે મારા મોઢાને તમે અડશો નહિ જરા તમારો હાથ દૂર રાખીને લાડવાનો કકડો મારા મ્હોમા ઉચેથા મૂકશો અને બીજી શરત એ કે-તમે કોઇને કહેશો નહિ ભલે ચોકામા આવી જાઓ" વેશ્યાએ ચોકામા પ્રવેશ કર્યો, અને લાડવાનો કકડો લઇ, તેના મ્હોમા મૂકતા બ્રાહ્મણનો હાથ પકડી બોલી- મહારાજ, કાશી શુ ભણવા જતા હતા?' બ્રાહ્મણે કહ્યુ 'પાપના બાપનુ નામ.' "બાપ તે આજ-લોભ"

બ્રાહ્મણ શરમીંદો થયો ને વીલા મ્હોએ પાછો ઘેર ગયો જેમ લોભ વૃત્તિથી પડિતજીનુ પતન થયુ, તેમ આખા જગતને લગભગ થઇ રહ્યુ છે માટે આશા અને લોભ વૃત્તિને તજો અને નીતિનુ દ્રવ્ય ઉપાર્જન કરો



વ્યાખ્યાન ૧૪મું

(તા ૨૭-૯-૩૭)

## ગૃહસ્થ ધર્મ દ્રવ્યોપાર્જન

### (૫)

ભાઈઓ અને બહેનો,

ગઈકાલે દ્રવ્યોપાર્જનના સબંધમા દ્રવ્ય નીતિથી ઉપાર્જન કરવુ અને નીતિથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય બુદ્ધિને શુદ્ધ રાખે છે વળી લોભવૃત્તિમા પડેલો પોતાના ધર્મથી કેવો પતિત થાય છે, એ બધુ બતાવ્યુ છે આજે હુ તમારી આગળ એજ દ્રવ્યોપાર્જન સબંધી કહીશ અને તેમા દ્રવ્યોપાર્જન શા માટે કરવુ, એ વિગેરે બતાવીશ

મહાનુભાવો, તમે દુકાન પર વેપાર કરો છો અને ગરીબ માણસો આવે છે તો તમારા બે પૈસાના લાભ ખાતર તમે સામા માણસનું રૂા ૧૦૦ જેટલુ નુકશાન કરવા તૈયાર થઈ

જાઓ છો સામા માણસને જ્યારે આ વાતની ખબર પડે છે—તે જ્યારે સમજે છે કે દુકાનદારે મારો પૈસો અનીતિ કરીને પડાવી લીધો, ત્યારે શાપ આપે છે કે તે દુકાનદારનુ સત્યાનાશ જજો તેનો છોકરો મરજો તની બાયડી મરજો ગરીબોના હૃદયમાથી આના પ્રકારની આહ નીકળે છે અને તેની અસર દુકાનદારને થાય છે તમે બજારમા શાક લેવા જાઓ છો, તો ચાર પૈસાની કીમતનુ શાક બે પૈસામા લઈ આવો છો પણ આ અધર્મ છે અને આ અધર્મ તમારી લોભવૃત્તિ કરાવે છે આવી નાની મોટી અનીતિઓ કેટલીએ તમારા હાથે થતી હશે જ્યા જીવનજ આવુ કેળવાઈ ગયુ હોય ત્યા માગ જેવાનો ઉપદેશ શુ અસર કરી શકે?

## ધર્મ વિના ધન નકામુ

જ્યા સુધી તમે સતોષવૃત્તિ ધારણ કરો નહી, ત્યા સુધી આ લોભવૃત્તિ હઠે નહી અને જ્યાસુધી લોભવૃત્તિ હઠે નહી, ત્યાસુધી તમે સસારમા કદિ આગળ વધી ન શકો માટે તમારે જો સસારનુ સાચુ સુખ ભોગવવુ હોય તો નીતિનુ દ્રવ્ય ઉપાર્જન કરો નીતિનુ દ્રવ્ય ઉપાર્જન કર્યા પછી તમારે તેનો નીતિથી વ્યય કરવો જોઈએ. તીજોરી ભરી રાખવામા દ્રવ્યની સફળતા નથી ધર્મ વિનાનુ ધન નકામુ છે તમે ગમે તેટલુ ધન ભેગુ કરો, પણ તમારા જીવનમા ધર્મનુ આચરણ નથી, તો તે ધન પત્થરના ટૂકડા સમાન છે

> કોટડીએ નાણા કરી ભલે બેસો,
> પણ ધર્મ વિના ધન શોભે નહી,
> સોળે શણગાર સજે ભલે સુદરી
> પણ નાક વિના નારી શોભે નહી

એક સ્ત્રીને ગમે તેવી કીમતી સાડી અને આભૂષણો પહેરાવ્યા હોય, પણ તેને નાકજ ન હોય તો તે કેવી લાગે? તે શોભતી નથી, તેમ ધન હોય પણ ધર્મ ન હોય, તો તે ધન શા કામનુ છે? ધન, એ તો ધર્મનુ સાધન છે વ્યવહાર ચલાવવાનુ સાધન છે દુનિયાની સેવા માટે, જગતના ભલા માટે જો તમે તમારા દ્રવ્યનો ઉપયોગ નથી કરતા, તો તે દ્રવ્ય નકામુ છે આવી અવસ્થામા તો એ ધની કેવળ એક સત્રી તરીકે-રક્ષક તરીકે તેની રક્ષા કરે છે ત્યારે શું મનુષ્ય ધન એકત્રિત કરવા માટે જે જહેમત ઉઠાવે છે તે તેને ભેગુ કરીને એક સત્રી બનવા માટે? ના એનો ઉપયોગ કરવા માટે એમ કવીએ યોગ્યજ કહ્યુ છે કે —

> માખીઓએ મધ કીધુ
> ખાધુ ન, ન દાન દીધુ,
> લુટનારે લુટી લીધુ રે
> પામર પ્રાણી!
> ચેતે તો ચેતાવુ તુને રે
> પામર પ્રાણી!

માખીઓ મધપુડો બનાવે છે તેમા તે મધ સગ્રહી રાખે છે તે પોતે તે ખાતી નથી તેમ બીજાને ખાવા પણ દેતી નથી પરિણામે વાઘરી આવીને મધ લઇ જાય છે અને માખીઓ પાખો ઘસતી રહી જાય છે પછી તે કહે છે કે હાય હાય, આપણે મધ ખાધુએ નહી અને બીજાઓને ખાવાએ ન દીધુ તેજ દશા કજૂસોની છે કજૂસો, બિચારા મજૂરી કરી કરીને કમાય છે ભેગુ કરે છે પણ હાય હાય, ખૂટી જશે, એમ ધારી, નથી સ્વય ભોગવતા કે નથી દાન

કરતા એવા માણસને મરતી વખત દિલમા ખુબ દુ ખ થાય છે અને હાથ ઘસતા જ્હી જાય કે માટે લક્ષ્મી પરથી મોહ ઉતારી, દેશ, સમાજ અન ધર્મના કામ માટે તેનો વ્યય કરો જો તમે દ્રવ્ય તીજોરીમા ભરી રાખશો, તો તમારા એ પૈસાની તો દુર્દશા થશે તે થશે, પણ ભેગી મ ગ્રહી રાખનારની પણ થશે કારણ કે મરતી વખતે એને પોતાના દ્રવ્યનો વિચાર આવશે આર્ત ધ્યાન કરશે અને મરીને કાતો સાપ થશે કે કાતો એવી દુર્ગતિમા જશે

## લક્ષ્મીના ચાર પુત્રો

શાસ્ત્રોમા કહ્યુ છે કે—

> लक्ष्मीदायादाश्चत्वार
> धर्माग्निराजतस्करा ।
> ज्येष्ठपुत्रापमानेन
> कुप्यन्ते बान्धवास्त्रय ॥

લક્ષ્મીના ચાર દીકરા છે—ધર્મ, અગ્નિ, રાજા અને ચોર આ ચારે જણા ભાગીદાર છે જો તેના વડીલ પુત્ર-ધર્મને એ લક્ષ્મીથી બરાબર ન સતોષ્યો, તો, અર્થાત્ ધર્મ-કાર્યમા લક્ષ્મીનો વ્યય ન કર્યો તો બાકીના ત્રણેય છોકરા કોપાયમાન થાય છે અર્થાત્ અગ્નિ તેનો નાશ કરશે રાજા લૂટી જશે અને ચોર ચોરી જશે માટે જો તમે લક્ષ્મીનુ સાર્થક કરવા માગતા હો તો તેનો સત્કાર્યમા વ્યય કરો આથી તમારૂ નામ અમર રહેશે સુવર્ણ સાથે સુગન્ધ ભળવા પામશે મહાનુભાવો, તમે જરા વિચાર તો કરો કે તમને લક્ષ્મી શા માટે મળી છે? બીજાને જ્યારે ખાવા એક ટક

પણ મળતુ નથી ત્યારે તમે લક્ષ્મીથી ભરપુર છો તેનુ શુ કારણ છે? તમે જન્માતરમા એવુ કાઇક કામ કર્યું હતુ કે કે જેના ફળરૂપે તમે આજે લક્ષ્મી પામ્યા છો. પણ તમને ખબર છે કે એ પુણ્યની તીજોરી જ્યારે ખાલી થશે. અર્થાત્ તળીયા ઝાટક તીજોરી થશે, ત્યારે શુ થશે? તેનો કાંઈ તમે વિચાર કર્યો છે? ભવિષ્યના સુખ માટે તમે હમણાંથીજ કાઇંક કરો તો સારૂ છે જેમ પૂર્વજન્મે કઇક કર્યુ હતુ તો અહિ મળ્યુ છે તેમ આ જન્મમા કરશો તો ભવિષ્યમા મેળવશો

## ગૃહસ્થાશ્રમને સફળ કરવાનુ સાધન.

મહાનુભાવો, ભલે લક્ષ્મીની કોઈ કોઇ સ્થળે નિંદા કર વામા આવી હોય પરન્તુ હુ તો કહીશ કે ગૃહસ્થાશ્રમને સફળ કરવાનુ એક ઉત્તમમા ઉત્તમ સાધન લક્ષ્મી છે

જો તમે ગૃહસ્થાશ્રમને સફળ કરવા માગતા હો તો દુનિયામા કલ્યાણના કામો કરી પુણ્ય ઉપાર્જન કરો તમે તમારા પૈસાથી જગતનુ ભલુ કરી શકો છો—લોકોને તેનો લાભ આપી શકો છો કુવાને જેમ સાફ રાખશો તેમ કુવાનુ પાણી નિર્મળ રહેશે. કુવામાથો પાણી નહિ કાઢતા રહો, તો કુવો ગંધાઇ ઉઠશે, જેમ પાણી વપરાય તેમ સારૂ રહે છે લક્ષ્મીની બાબતમા પણ તમ છ માટે તેનો સદ્‌વ્યય કરી આત્માનુ કલ્યાણ કરો લોભને વશ બની જો તેનો ઉપયોગ નહિ કરો તો આપણા વધેલા નખ જેવી દશા થશે અર્થાત્ જેમ જેમ નખ વધતો જાય, તેમ તેમ તેને કાતરતા જવુ જોઈએ જો નખ અતિ વધી જાય તો જરા ઠોકર વાગતા, તે મૂળ નખને પણ

ઉખાડતો જશે પરિણામે આગળા પાકશે ને દુખ ઉઠાવવુ પડશે લક્ષ્મીની પણ આ દશા છે એને તો કાઢના રહે, એટલે બીજી આવતી રહે અને ન કાઢો તો એક વખત એવી ઠોકર વાગે કે સાફ મેદાન થઇ જાય

મહાશયો, પૈસો પ્રાપ્ત કરવો તે એક વસ્તુ છે અને તેને વાપરવો તે બીજી વસ્તુ છે મનુષ્યો સુખની ઈચ્છા કરે છે, તે માટે નાના પ્રકારના પ્રયત્નો કરે છે ફાફા મારે છે, પણ મનુષ્ય સુખને નથી મેળવી શકતો કેમકે વસ્તુનો સદ્‌ઉપયોગ કરતા તેને આવડતો નથી તલવાર તોજ કામની, કે જે તેને વાપરતાં આવડે, નહી તો તે તલવાર રાખનારનોજ ઘાત કરનાર થઇ પડે છે તેવી રીતે સ્ત્રી કે લક્ષ્મીનો ઉપયોગ જે કરી જાણે છે, તેને તો તે સુખદાયક છે, પણ તેનો દુરૂપયોગ કરે તો તે વસ્તુ તેના પ્રાણઘાતક થઈ પડે છે

તમે પૈસાની ઇચ્છા રાખો છો અને તે મેળવવા કોશીશ પણ કરો છો તેમ ભાગ્ય પ્રમાણે લક્ષ્મી મેળવો પણ છો, પરતુ તમને સતોષ નથી થતો કેમકે તમે લક્ષ્મીનો સદ્‌ઉપયોગ કરી નથી જાણતા તેનો હેતુ જાણો તો તમે દુખ ન ઉઠાવી શકો લક્ષ્મી સાધન છે–સાધ્ય નથી છતા તમે તેને સાધ્ય માની બેઠેલા છો સમાજ, દેશ, ધર્મના કાર્ય માટે ગૃહસ્થોએ લક્ષ્મી રાખવી જોઇએ જો લક્ષ્મીનો આવા કાર્યમા ઉપયોગ કરવામા આવે તો થોડી લક્ષ્મીથી પણ ઘણો આનદ મેળવી શકાય. આજે તો લાખો અને કરોડોની લક્ષ્મી છતા તમને શાતિ નથી, પણ બેચેની રહે છે, તે કેટલો દુખનો વિષય છે! લક્ષ્મીને તમે સાધન તરીકે સમજશો તો સુખનો અનુભવ કરી શકશો

## દાન ક્યારે થાય ?

જગતના દુખનું કારણ એજ છે કે લોકો લક્ષ્મીને સાધન તરીકે માનતા નથી પૂર્વ જન્મના પૂણ્યથી તમે ઉઃ । ઉઃ લક્ષ્મી મેળવતા જાઓ છો છતા પણ તમે સુખી નથી કેમકે તમને તેના પર મોહ મમત્વ ઘણો છે સારા કામો માટે લક્ષ્મી ખરચવી હોય, તો ભારે થઇ પડે છે ચમડી તૂટે પણ દમડી ન છુટે શરીરના દસ પ્રાણ કહ્યા છે તે જાય તો હરકત નથી પણ ૧૧ મો પ્રાણુ જે લક્ષ્મી છે તે જાય તો ભારે થઇ પડે છે જ્યા લક્ષ્મી માટે આવી મનોવૃત્તિ હોય, ત્યા કેવી રીતે સુખ મળી શકે? જેને દુખનુ ભાન હોય જેના દિલમા દર્દ ઉત્પન્ન થાય, તેને લક્ષ્મી ઉપરનો મોહ જરૂર ઓછો થાય છે પણ જેને દુખનુ ભાન નથી તેના દિલમા દર્દ કેવી રીત ઉત્પન્ન થાય ને તેનો લક્ષ્મી પરનો મોહ પણ કમ છૂટે?

જેને ભૂખ ન લાગી હોય, તેને ક્ષુધાની વેદનાની ખબર ન હોય જેને ઘેર બાળકો ન હોય તેને છોકરા મરવાથી માબાપોને શુ દુખ થાય છે તેનો ખ્યાલ આવી શકતો નથી જેને માથુ ન દુખતુ હોય તેને માથાના દુખાવાની વેદનાની શી ખબર પડે? તબીજ રીતે ખાવાપીવા અને એશ આરામના સાધનો ધનાઢ્યોને મળેલા છે તેથી તેઓ બીજાના દુખ સમજી શકતા નથી કદાચ લજ્જાથી થોડુ ઘણુ કરી નાખે, પણ દિલમા દર્દ થાય અને કાઇક આપે એની વાતજ બીજી છે

તમે દિવસમા પાચ પાચ વખત ખાઓ છો, ખાધેલુ પાચન નથી થતુ તો ઉપરથી ચૂરણની ગોળી ખાઓ છો,

આટલી બધી વાર ખાનારને ક્ષુધાર્તની-ભૂખ્યા માણસની વેદનાની ખબર પડી શકતી નથી પણ જેમને ખાવા માટે રોટલાનો ટુકડો મળતો નથી, તેમનેજ ભૂખના દુઃખની ખબર છે. તમે ગરીબોની ઝુંપડીમાં જાઓ તો ભૂખની વેદનાનો અનુભવ કરી શકો ધામની ઝુંપડીમાં એક વિધવા કોલેરાથી પીડાતી ફાટી તુટી ગોદડી પર પડી હોય તેને કોઈ પાણી પાનાર પણ ન હોય કોઇ દવા લાવી આપનાર ન હોય, ત્યારે એ બુઢીને લાગે કે જગતમાં મારૂ કોઈ નથી એવી એક બુઢીને જોઇ કોઈ ધનાઢ્ય તેની ઝુંપડીમાં દાખલ થાય અને તેના મનમાં એમ થાય કે આ વિધવાના સ્થાને હું હોઉં તો મારી શી દશા થાય? ત્યારેજ તેને તેના માટે હમદર્દી ઉપજે અને એમ થાય કે હુ મારી લક્ષ્મીનો સદ્ઉપયોગ કરૂ આવીજ રીતે જેણે ગરીબાઈ ભોગવી હોય છે, તેમનેજ ગરીબોના દુઃખોનો ખ્યાલ આવે છે મુંબઇના શેઠ વીરચંદ દીપચંદ જે પી નુ નામ ઘણાએ સાભળ્યુ હશે તેઓ દરિદ્ર અવસ્થા માંથી ધનાઢ્ય થયા હતા તેમની પાસેથી કોઇ દુખી માણસ કદી ખાલી હાથે પાછો હઠયો નથી, એમ મે સાભળ્યુ છે જો કે લક્ષ્મીનંદનો તો ઘણાય પડયા છે, પણ શેઠ વીરચંદ દુખી લોકોનુ દુઃખ જોઇ રહોતા શકતા આવા દુખીઓના સેની ઘણાય હશે-છે, કરાંચીમાં પણ છે એમ મે જાણ્યુ છે, ખરી કમાઈજ આ છે ખરૂ ધનેજ આ છે લક્ષ્મીને સાધન સમજી તેને જગતના ઉપકાર માટે વાપરવામા આવે, તોજ મનુષ્ય જન્મ અને લક્ષ્મી પણ સફળ છે

લોકો કહે છે કે અત્યારે કળીયુગ છે હુ કહું છું કે કળયુગ નહિ, પણ કર-યુગ છે એટલે કે એક હાથથી દો અને બીજા હાથથી લ્યો જન્માતરમાં તમે જે કાંઈ કર્યું

હશે તે તમને આ જન્મમા મળ્યુ છે ભવિષ્યમા તમારે સુખી થવુ હોય તો આ જન્મમા કાઇક સુકૃત કર્યા જાઓ

## પાપીઓ સુખી કેમ ?

દુનિયામા પાપીઓ પાસે પૈસો કેમ થાય છે અને ધર્માત્મા પાસે પૈસા કેમ નથી થતા ? આવો પ્રશ્ન ઘણા લોકો પૂછે છે આનો જવાબ મ્હેવો છે કારણ વિના કાર્ય બનતુ નથી આ જીદગીમા પાપ કરવા છતા પૈસો મળે છે, સુખી દેખાય છે એનુ કારણ છે પૂર્વજન્મમા ઉપાર્જન કરેલુ પુણ્ય પણ યાદ રાખશો કે જ્યારે તે પુન્ય ખવાઇ જશે, પુરૂ થશે ત્યારે તેમની પાસેથી લક્ષ્મી ચાલી જશે અને તે પછી તે એનો તો માથુ કુટતો રહી જશે કે હાય હાય પૈસો મેળવ્યો તો ઘણો પણ તેનો સદ્‌ઉપયોગ કર્યો નહીં તમે આના અનેક ઉદાહરણો જોયા હશે કે પૈસાની રેલમછેલ ઉડતી હોય છે ત્યારે જમીન પર પગ મૂકતા શરમાય છે અને થોડાજ વખતમા એ લક્ષ્મી ચાલી જાય છે, ત્યારે તેના છોકરા દર દરના ભીખારી બને છે એટલાજ માટે એક કવિએ કહ્યુ છે કે-

जब लग पूरबला पुण्यकी
पूजी नहीं करार ।
तब तक सब कुछ माफ है
अवगुण करो हजार ॥

ગ્રહ જ્યારે સારા હોય છે ત્યારે અવગુ પણ સવળુ થાય છે એક ઉદાહરણ આપુ એક માણસે એક જ્યોતિષીને પૂછ્યુ કે હમણા મારા ગ્રહ કેવા છે ? ત્યારે જ્યોતિષીએ તેને કહ્યુ કે તમે અવળુ કરશો તોપણ સવળુ પડશે આ

વાતની પરીક્ષા કરવા તે માણસ રાજદરબારમાં ગયો અને તેણે રાજાનો પગ પકડીને નીચે પટક્યો. આ વખતે રાજા તેને પકડાવીને મારી નખાવવાની તૈયારી કરવા લાગ્યો, એટલામાં તો બન્યું એવું કે તેજ વખતે છતનો એક પત્થર રાજસિંહાસન ઉપર પડ્યો અને તે વાગવામાંથી રાજા બચી ગયો. આ વખતે પેલા માણસે રાજાને કહ્યું કે દીવાલનો પત્થર પડવાનો છે, એવું મને જ્ઞાન થવાથી તમને મેં નીચે ફેંક્યા હતા. આ વાતથી રાજાએ તેનો આભાર માન્યો. એક માણસની પુણ્ય પ્રકૃતિ જોરમાં હોય છે, ત્યારે તે ખરાબ કરે છે તે પણ સારૂં દેખાય છે.

જ્યારે આથી ઉલટું, પુણ્ય પરવારે છે ત્યારે ગમે તેટલું સારૂં કરવા જાઓ તોયે ઉલટું પડે. અમાનુલ્લાખાન કેટલી સાહેબી ભોગવતા હતા? તેઓ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે સરકારે તેમનું કેવું સન્માન કર્યું હતું? પણ તે પછી થોડા દિવસ બાદ તેજ અમાનુલ્લાની શી દશા થઈ! પુણ્ય પ્રકૃતિ મોજૂદ હોય-પુણ્યનો ખજાનો ભર્યો હોય ત્યાં સુધી તમે ગમે તેમ કરી લો. પણ તે ખજાનો ખતમ થતાં બુરી દશા થાય છે. જે માણસ ધર્મ કરે છે તે સુખી થાય છે. અને પાપ કરે છે તે દુખી થાય છે, તે કુદરતનો કાયદો છે. એક પાપી માણસ સુખ ભોગવતો હોય તો પોતાના પૂર્વના પુણ્યને લઈને. માટે ધર્મ કરીને પુણ્યની પ્રાપ્તિ કરો.

## ધનપ્રાપ્તિના ઉપાયો

મહાનુભાવો, હું સારી પેઠે જાણું છું કે તમે ધર્મ કરતા ધન વધું ચાહો છો. અને ધન મેળવવા રાતદિવસ પ્રયત્ન

હશે તે તમને આ જન્મમા મળ્યુ છે ભવિષ્યમા તમારે સુખી થવુ હોય તો આ જન્મમા કાઈક સુકૃત કરતાં જાઓ

## પાપીઓ સુખી કેમ ?

દુનિયામા પાપીઓ પાસે પૈસા કેમ થાય છે અને ધર્માત્મા પાને પૈસા કેમ નથી થતા? આવો પ્રશ્ન ઘણા લોકો પૂછે છે આનો જવાબ એ છે કે કારણ વિના કાર્ય બનતુ નથી આ જીદગીમા પાપ કરતા છતા પૈસા મળે છે, સુખી દેખાય છે એનુ કારણ કે પૂર્વજન્મમા ઉપાર્જન કરેલુ પુણ્ય પણ યાદ રાખશે કે જ્યારે તે પુન્ય ખવાઈ જશે, પુરૂ થશે ત્યારે તેમની પાસેથી લક્ષ્મી ચાલી જશે અને તે પછી તે એવો તો સાશુ કુટતો રહી જશે કે હાય હાય પૈસા મેળવ્યો તો ઘણો પણ તેનો સદઉપયોગ કર્યો નહીં તમે આવા અનેક ઉદાહરણો જોયા હશે કે પૈસાની રેલમછેલ ઉડતી હોય છે, ત્યાર જમીન પર પગ મુકતા શરમાય છે અને થોડાજ વખતમા એ લક્ષ્મી ચાલી જાય છે, ત્યારે તેના છોકરા દર દરના ભીખારી બને છે એટલાજ માટે એક કવિએ કહ્યુ છે કે—

> जब लग पूरबल पूण्यकी
> पूंजी नहीं करार ।
> तब तक सब कुछ माफ है
> अवगुण करो हजार ॥

ગ્રહ જ્યાર સારા હોય છે ત્યારે અવગુ પણ સવળુ થાય છે એક ઉદાહરણ આપુ એક માણુને એક જ્યોતિષીને પૂછ્યુ, કે હમણા મારા ગ્રહ કેવા છે? ત્યારે જ્યોતિષીએ તેને કહ્યુ કે તમે અવળુ કરશો તોપણ સવળુ પડશે આ

વાતની પરીક્ષા કરવા તે માણસ રાજદરબારમાં ગયો અને તેણે રાજાનો પગ પકડીને નીચે પટક્યો આ વખતે રાજા તેને પકડાવીને મારી નખાવવાની તૈયારી કરવા લાગ્યો, એટલામાં તો બન્યું એવું કે તેજ વખતે છતનો એક પત્થર રાજસિંહાસન ઉપર પડ્યો અને તે વાગવામાંથી રાજા બચી ગયો આ વખતે પેલા માણસે રાજાને કહ્યું કે દીવાલનો પત્થર પડવાનો છે, એવું મને જ્ઞાન થવાથી તમને મે નીચે ફેંક્યા હતા આ સાંભળીને રાજાએ તેનો આભાર માન્યો 'એક માણસની પુણ્ય પ્રકૃતિ જોરમાં હોય છે, ત્યારે તે ખરાબ કરે છે તે પણ સારૂં દેખાય છે

જ્યારે આથી ઉલટું, પુણ્ય પરવારે છે ત્યારે ગમે તેટલું સારૂં કરવા જાઓ તોયે ઉલટું પડે અમાનુલ્લાખાન કેટલી સાહેબી ભોગવતા હતા? તેઓ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે સરકારે તેમનું કેવું સન્માન કર્યું હતું? પણ તે પછી થોડા દિવસ બાદ તેજ અમાનુલ્લાની શી દશા થઈ! પુણ્ય પ્રકૃતિ મોજૂદ હોય-પુણ્યનો ખજાનો ભર્યો હોય, ત્યાં સુધી તમે ગમે તેમ કરી લો પણ તે ખજાનો ખતમ થતાં બુરી દશા થાય છે જે માણસ ધર્મ કરે છે, તે સુખી થાય છે અને પાપ કરે છે તે દુઃખી થાય છે, તે કુદરતનો કાયદો છે એક પાપી માણસ સુખ ભોગવતો હોય તો પોતાના પૂર્વના પુણ્યને લઈને માટે ધર્મ કરીને પુણ્યની પ્રાપ્તિ કરો

## ધનપ્રાપ્તિના ઉપાયો

મહાનુભાવો, હું સારી પેઠે જાણું છું કે તમે ધર્મ કરતા ધન વધુ ચાહો છો, અને ધન મેળવવા રાતદિવસ પ્રયત્ન

કરો છો. એટલા માટે હુ ચાહુ છુ કે લક્ષ્મી મેળવવાન
થોડાક ઉપાયો તમને બતાવુ

ચૌથી પહેલા તો એ કે તમે લક્ષ્મીને લાત મારીને દૂ
કરતા શીખો અર્થાત્ તેને ખૂબ ખરચતા જાઓ કાઢતા જાઓ
વાપરતા જાઓ. જેમ તમે કાઢશો તેમ તે તમારી પાસે આવતી
જશે જો તમારામા આત્મવિશ્વાસ હોય તો લક્ષ્મી જરૂ
તમારી પાછળ આવે તમે ખરચતા જાઓ પણ તે ખુટ
નહીં કુવામાથી પાણી કાઢતા જાઓ, બીજુ પાણી જરૂ
આવશે આ બાબતનો તમને વિશ્વાસ છે, તેમ લક્ષ્મ
સબધી પણ તમને આવો વિશ્વાસ થવો જરૂરી છે

મહાત્મા આનદઘનજીએ કહ્યુ છે કે -

જે જેને અભિલષેરે
તે તો તેહથી નાસે

મહાનુભાવો, એ કુદરતનો નિયમ છે કે-જે માણસ જેન
ઉપર જેટલી આસક્તિ વધુ રાખે છે, તે વસ્તુ તેટલીજ દૂ
ભાગે છે

તમે લક્ષ્મી માટે જેટલી અભિલાષા રાખો છો, તેટલીન
તે તમારાથી દૂર ભાગે છે જો તમે લક્ષ્મીને લાત મારત
જશો-તેના પ્રત્યે બેદરકાર રહેશો તેને ખૂબ ખરચતા રહેશે
ઘરમાથી કાઢતા રહેશો, તેટલીજ તે તમારી સામે શિ
ઝુકાવતી આવશે

બીજો ઉપાય એ છે કે-તમે એક બોલ અને એક તો
રાખો એક વાર કપડાના ચાર આના ભાવ હોય, એક માણસ
પાસેથી તમે ચાર આના લ્યો અને બીજા પાસેથી ૧૦ આના લ્યો

એમ ન થવુ જોઇએ કેટલાક વેપારીઓ લેવાના તોલા જુદા રાખે છે અને દેવાના જુદા રાખે છે તમારે તોલ એકજ રાખવો જોઇએ અને કોઇને ઓછુ ન દવુ જોઇએ અને ચાર આનાના કપડાના ૮ કે ૧૦ આના લઇને ઘરાકને લુટ વાની વૃત્તિ પણ ન રાખવી જોઇએ ઇન્કમટેક્ષથી બચવા માટે કેટલાક વેપારી બબ્બે અને ત્રણ ત્રણ જાતના ચોપડા રાખે છે આમ થવાનુ પરિણામ એ આવે છે કે લક્ષ્મી એનાથી રીસાએલી રહે છે અને મોકો મળે છે કે તુર્ત લાત મારીને વિદાય થઈ જાય છે મીયા મૂઠે ચોરે ૮ તો અલ્લા ઊંટ ચોરે છે

## લક્ષ્મીનો વાસો કયાં?

મહાનુભાવો, તમે વિચાર તો કરો કે લક્ષ્મી એ તો દેવી છે તે બ્ગાન પાસે કેમ આવી શકે? તે તો જ્યાં પવિત્રતા, નિર્મળતા હોય ત્યાં જાય છે એક વખત ઇન્દ્રે લક્ષ્મીને પૂછયુ કે લક્ષ્મી દેવી! તમે કયાં રહો છો? તમારો વાસો કયા? ત્યારે તેણે જવાબ આપ્યો કે -

गुरवो यत्र पूज्यन्ते
धान्य सुसस्कृत भवेत्।
अदन्तकलहो यत्र
तत्र शक्र वसाम्यहम्

અર્થાત્-હે ઇન્દ્ર, જેના ઘરમા હમેશા વડીલોનું માન થાય છે, જેના ઘરમા ધાન્ય-અનાજ સારુસાફ કરીને ખાવામા આવે છે, અને જેના ઘરમા કચકચાટ કે કુસપ કલેશાદિ નથી થતા ત્યા મારો વાસો છે

સૌથી પહેલી વાત છે વડીલોના સન્માનની લક્ષ્મીને તમારા ઘરમા રાખવી હોય-મોભાવવી હોય, તો ગુરૂઓ અને વડીલો પ્રત્યે બહુ માન રાખો અને ઘરમા સ્વચ્છતા પૂર્વક કાગ ળથી રંધાયેલુ ધાન્ય ખાઓ જેના ઘરમા ઘણો કલેશ થાય છે કાગ થાય છે ત્યા પણ લક્ષ્મી વાસો કરતી નથી જ્યા સૌ પ્રેમરૂપી સૂત્રથી—એકતાની ગાઠથી બ ધાયેલા છે- સૌએ સ પસ પીને આનદ પૂર્વક રહે છે ત્યાજ લક્ષ્મી રહે છે જ્યા ઝગડા અને રગડા ચાલતા હોય, પારકા ઘરની પચાત, કુથલી નિંદા ચાલતી હોય, ત્યા લક્ષ્મી કેમ રહી શકે?

એક શેઠના ઘરમાથી લક્ષ્મી વિદાય થવાને તૈયાર થઈ તેના મનમા એમ થયુ કે હુ આ શેઠનુ ઘર છોડીને જાઉં છુ, તો તેને મળતી તો જાઉં? એમ ધારી રાતે બાર વાગે તે રૂમઝુમ કરતી શેઠની સામે જઇને ઉભી તે એક રૂપવતી દેવી હતી શેઠે તેને કહ્યુ કે આપ કોણ છો અને મને શુ કહેવા માગો છો? લક્ષ્મીએ કહ્યુ કે, હુ તમારા ઘરની લક્ષ્મી છુ હુ તમારૂ ઘર છોડી હવે જતી છુ આ સાભળીને શેઠ બહુજ ઉદાસીન થયો અને મનમા બોલવા લાગ્યો કે, હાય હાય ગજબ થયો લક્ષ્મી ચાલી જાય, તો હુ તો બાવો જ બની જાઉં ને! લક્ષ્મી દેવીએ ઉમેર્યુ કે તમારી ને મારી મહોબત છે એથી મને એમ થયુ કે તમને મળીને જાઉં તો ઠીક પણ તમારે મારી પાસેથી કાઇ માગવુ હોય તો માગો હુ તમને તે ખુશીથી આપીશ

મહાનુભાવો આવી રીતે લક્ષ્મી તમને પૂછે તો તમે શુ કહો વારૂ? શેઠે લક્ષ્મી પાસે ૨૪ કલાકનો ટાઇમ માગ્યો લક્ષ્મી દેવી તે ટાઇમ આપીને અ તર્ધાન થઇ ગઇ પછી શેઠે

પોતાના કુટુમ્બના બધા માણસોને ભેગા કર્યા પોતાના છોકરા તથા વહુઓને પણ બોલાવ્યા અને કહ્યુ કે લક્ષ્મી દેવી આપણા ઘેરથી જાય છે પણ જતા જતા આપણે તેની પાસે જે માગીએ તે આપવાને તૈયાર છે, તો તમે સૌ વિચાર કરીને કહો કે આપણે તેની પાસેથી શુ માગવુ ?

શેઠને સૌએ જુદી જુદી વાત કહી કોઇએ કહ્યુ કે લક્ષ્મી જાય છે તો આપણે ઇદ્રનુ સુખ માગી લ્યો, કોઇએ હીરા; માણેક મોતીની માગણી કરવાનુ કહ્યુ, પણ પોતાના નાના પુત્રની વહુએ કહ્યુ કે 'સસરાજી, તમે તો ડાહ્યા છો સૌએ પોત પોતાને ફાવ્યુ તેમ કહ્યુ છે, પણ તમેજ વિચાર કરો ને ? તમે લક્ષ્મીને એમજ કહી દોને કે 'તુ અમારા ઘરમાથી કાલે જતી હોય તો આજેજ જા તારી અમને જરૂર નથી, પણ અમારા ઘરમા કદાપિ કલેશ ન થાય, અને સૌ સપથી અને પ્રેમથી રહે, એવુ વચન આપતી જા શેઠને નાની વહુની આ સૂચના યોગ્ય લાગી ૨૪ કલાકની મુદત બાદ લક્ષ્મી દેવી આવીને હાજર થયા ત્યારે શેઠે એજ માગી લીધુ કે દેવી, આપને અમારા ઘરમાથી સીધાવવુ હોય તો આપ ભલે સીધાવો, પણ હુ આપની પાસેથી એક વચન માગી લઉ છુ કે અમારા ઘરમા દતકલેશ-કજીઓ વૈમનસ્ય કદિ ન થાય એટલુ કરતા જાઓ 'આ ઉપરથી લક્ષ્મીએ કહ્યુ કે હવે તમે મને ધક્કો મારીને કાઢશો તો પણ હુ નહિ જાઉં; કેમકે જ્યા સપ છે, પ્રેમ છે, ત્યાજ મારો વાસો છે'

તાત્પર્ય કે જ્યા સપ છે, ત્યાજ લક્ષ્મી રહે છે, માટે જો તમે સુખ સપત્તિ ચાહો તો ઘરમા કલેશ કલહ થવા દેશો નહિ જો સુખ થાય એવુ ચાહો તો તમામ ઠેકાણેથી વેર ઝેરની ભાવનાને કાઢી નાખો તમે લક્ષ્મીની ઉપાસના કરવા

માગતા હો-લક્ષ્મીની પૂજા કરવા માગતા હો, તો ઘરમા ક્લેશ કુસ૫ ન કરો તમે પાપમા રચ્યા પચ્યા રહેતા હો દુખી થતા હો તો તે બધાનુ કારણ ક્લેશ છે આપણે ત્યા ક્લેશ છે, તેથી તો લક્ષ્મી જઇ રહી છે સમાજમા મ ઘમા થોડુ ઘણુ વેર હોય, કુસ૫ હોય તો તે કાઢી નાખો અને સૌ પ્રેમથી બધાઓ, એટલે તમારે ત્યા લક્ષ્મી રૂમઝુમ કરતી આવશે.

## સાચી મિત્રતા

સગા મબધીજ નહીં પણ કોઈ પણ માણુસ સાથે તમારે દ્વેષ ન કરવો મહાવીર ભગવાને કહ્યુ છે કે મૈત્રી ભાવના ધારણુ કરો સમસ્ત જીવોને મિત્ર સમજો મિત્રતા-સાચી મૈત્રી આનુ નામ છે -

> मा कार्षित् कोऽपि पापानि
> मा च भूत् कोऽपि दुःखित ।
> मुच्यता जगदप्येषा
> मतिर्मैत्री निगद्यते ॥

અર્થાત કોઇ જીવ પાપ ન કરો, કોઈ જીવ દુખી ન થાઓ, અને આ જગતના જીવોની મુક્તિ થાઓ, આવી બુદ્ધિ એનુ નામ મૈત્રી છે

જ્યારે આવી મૈત્રી હૃદયમા ઉત્પન થશે, ત્યારે એકના સુખે સુખી અને એકના દુખે દુખી થઇ શકાશે ભગવાન્ મહાવીરે આવી મૈત્રીભાવના કેળવવા કહ્યુ છે

મિત્રતા તો દૂધ અને પાણીના જેવી હોય દૂધ અને પાણી જુદા જુદા છે રૂપ, રગ અને સ્વાદમા પણ જુદા છે

પણ તે બન્ને વચ્ચે મિત્રતા થાય છે અર્થાત્ બન્ને ભેગા થાય છે, ત્યારે શુ થાય છે? દૂધ પોતાનો રંગ પાણીને આપી દે છે બન્ને એકજ રંગના થઈ જાય છે આ મૈત્રીના બદલામા દૂધ ઉકળે છે ત્યારે પાણી બળવા માડે છે પાણી ખતમ થાય છે ત્યારે દૂધ વિચાર કરે છે કે મે પાણીને મારો રંગ આપ્યો તો પાણીએ મારા માટે પ્રાણ આપ્યો માટે મારે પણ તેની પાછળ બળી મરવુ જોઇએ એટલે પછી ઉભરો આવે છે, અને દૂધ તેની પછવાડે અગ્નિમા ઝપલાવે છે, તે વખતે તેમા પાણી નાખીયે એટલે દૂધનો ઉભરો શાંત થાય છે

આવી દૂધ અને પાણી જેવી મિત્રતા શ્વેતામ્બર, દિગમ્બર, સ્થાનકવાસી, દેરાવાસી, હિંદુ- મુસ્લીમ આર્યસમાજી અને સનાતનીઓ રાખે તો હિંદ ફરીથી દેવલોક બની જાય ને સ્વરાજ્ય અથવા આઝાદી તત્કાળ આવીને મળે લોકોમા સ્વાર્થ વૃત્તિએ ઘર ઘાલ્યુ છે તેમને ધર્મની નિંદાની પરવા નથી પોતાનો જાતભાઈ ભૂખ્યો મરે તેની પરવા નથી જો લોકોમાથી સ્વાર્થવૃત્તિ ન છૂટે તો તેઓ ત્યાગ ન કરી શકે તો પછી તેઓ વચ્ચે દૂધ અને પાણીના જેવી મૈત્રી ક્યાથી સભવે? તમે સૌ પ્રેમના દોરાથી બધાઈ જજો સ્વાર્થમા અધ બનશો તો બીજાનુ નુકસાન નહિ થાય, પણ તમારૂ પોતાનુજ નુકસાન થશે

## કુહાડાના હાથા ન બનશો

છેવટે આજનુ-ગઈકે ગૃહસ્થધર્મ સબધીનુ વિવેચન આજે પાચમાં દિવસે સમાપ્ત કરતા એક વાતની સૂચના કરી લેવી આવશ્યક સમજુ છુ અને તે એ છે તમે વધારે નહિ, તો કમમા કમ 'કુહાડાનો હાથો' બનવા જેવુ તો નજ કરશો,

કુહાડો લાકડાનો નાશ ત્યારેજ કરે છે જ્યારે લાકડાનો હાથ તેમા મળે છે તમને ખબર હશે કે કુહાડાઓથી ભરેલુ એ ગાડુ જગલમાથી પસાર થયુ, ત્યાર તે જોઇને જગલ ઝાડો થરથર કાપવા લાગ્યા કે હવે થોડા દિવસમા આપ સત્યાનાશ વળી જશે આ વખતે એક ઘરડા વૃક્ષે કહ્યુ, 'ત જરાયે ગભરાશો નહિ, જ્યા સુધી આપણી જાતિ એમા મ નથી ત્યા સુધી કઇ થવાનુ નથી'

> कुठारमालिका दृष्ट्वा
> द्रुमा सर्वे प्रकम्पिता
> वृद्धेन कथितं तत्र
> अत्र जातिर्न विद्यते ॥

આપણા ઝાડમાથી કોઇ કુહાડાનો હાથો નહિ બ ત્યાસુધી કુહાડો આપણને કાપનાર નથી આપણે જ્ય બીજાના હાથના હથીઆર બનીએ છીએ, ત્યારેજ આપ નાશ થાય છે, માટે મહેરબાની કરીને તમે કુહાડાના હા ન બનશો

બસ, લક્ષ્મી મેળવવાના આ ઉપાયો છે. તેને ત અમલમા મૂકો એટલે અનાયાસે લક્ષ્મી આવી મળશે

ॐ शान्ति



## સમયને ઓળખો

### ભાગ ૧-૨

મુડદાલ પ્રજામાં પણ ચૈતન્યનો સંચાર કરવાની તાકાત **મુનિશ્રી વિદ્યાવિજયજી**ની વાણી અને કલમથી આજે કોણ અજાણ છે? સમાજના એકે એક અંગમાં કયા કયા સડો પ્રવેશ કરી ગયા છે, એની બારીકાઇથી તપાસ કરી, સમાજનું શરીર નિરોગી કેમ થઇ શકે? એનો સાચો ઉપાય બતાવનારા મુનિશ્રીના ૬૦ લેખોના બે ભાગો વાંચો, અને સમાજ કે ધર્મ માટે તમને થોડું પણ અભિમાન હોય, તો તે લેખો તમારા મિત્રોને પણ વંચાવો તમારી મૂંગી જીભ તત્કાળ બોલી ઉઠશે કે હાય, હાય, આપણે આટલા બધા પાછા છીએ? અરે, આપણું આટનું બધું પતન થયું છે? આ લેખો જૈન જગતમાં એટલા બધા રોચક થયા છે કે ઝપાટાબંધ એની આવૃત્તિઓ કાઢવી પડે છે પાકું અને મનોહર બાઇન્ડીંગ

પહેલા ભાગની કિં ૦-૧૨-૦ } બન્ને ભાગ સાથે લેનારને
બીજા ,, ૦-૧૦-૦ } ૧-૪-૦

## વક્તા બનો

### (હિંદી, ગુજરાતી)

'બોલે તેના બોર વેચાય' એ કહેવતને તમે જાણો છો? આજે સામાજિક કે રાષ્ટ્રીય ઉથલપાથલો એક માત્ર 'વક્તૃત્વ કળા'ના આધારે થઇ રહી છે, એની તમને ખબર છે? મૂંગા મૂંગા બેસી રહીને, મુડદાલ જીવન જીવવા માગો છો, કે તમે પણ કંઇ છો, તમે કંઇ કરી શકો છો, એવું જગતને બતાવી આપી આનંદમય અને કીર્તિવાળું જીવન જીવવા ચાહો છો? જો તમને એમ થતું હોય,—પછી ભલે તમે યુવક હો કે યુવતી, સાધુ હો કે ગૃહસ્થ—કે તમારૂં અમર નામ થાય, એવું જીવન જીવી જાણવું છે, તો તમે તમારામાં વક્તૃત્વ કળાને કેળવો મુનિ શ્રી વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો પાછળ જૈન કે જૈનેતર તમામ પ્રજા મુગ્ધ બને છે, પાછળ પાછળ ફરે છે,

# આબૂ

આબૂ એટલે જગદ્ વિખ્યાત પહાડ આબૂની ન્હાનામા ન્હા અને મોટામા મ્હોટી દર્શનીય વસ્તુઓ, રસ્તાઓ અને એક દર્શને ઉપયોગી થઈ પડે, એવી તમામ વસ્તુઓની માહિતી આપનારૂં તેમજ આબૂના મન્દિરોની ઝીણામાં ઝીણી કોતરણીઓ અને સુન્દર સુન્દર ભાવો-દેખાવોના લગભગ ૭૫ ફોટાઓથી અલંકૃત આ પુસ્તક, જેમ 'આબૂ' ના યાત્રીઓને ઉપયોગી છે, તેમ ભારતવર્ષની પ્રાચીન શિલ્પકળા અને ઐતિહાસિક શોધખોળના અભ્યાસીઓ માટે પણ ઘણું જ મહત્ત્વનું છે, એના લેખક છે ઇતિહાસતત્ત્વવેત્તા, શાન્તમૂર્તિ **મુનિરાજશ્રી જયન્તવિજયજી**, મ્હોટા દળદાર ગ્રંથ, ૭૫ ફોટા, પાકું બાઇન્ડીંગ, અનેઉત્તમ ગેટઅપ હોવા છતા મૂલ્ય માત્ર ૨-૮-૦ હિંદી આવૃત્તિ પણ તેજ પ્રમાણેની અને તેજ કિંમતની

## આબૂલેખ સંદોહ.

'આબૂ' નો આ બીજો ભાગ દેલવાડાના અને અચલગઢના મન્દિરોમાંના ન્હાનાં મોટા લગભગ ત્રણસો સાતસો જેટલા શિલાલેખો, તેના અનુવાદ અને ટીપ્પણ અને વિવેચન સાથે બહાર પાડવામા આવ્યા છે ઐતિહાસિક સામગ્રીથી ભરપુર, મોટો દળદાર આ પણ ગ્રંથ છે. એના લેખક અને સંપાદક પણ મુનિરાજશ્રી જયન્તવિજયજી છે

કિંમત ૨-૮-૦ છે

## સુભાષિત પદ્યરત્નાકર

ભાગ ૧-૨-૩

જુદા જુદા સેંકડો વિષયોના હજારો શ્લોકોનો સંગ્રહ, ગુજરાતી અનુવાદ સાથે, એ શ્લોકોના સ્થાનો સાથે, આ સંગ્રહમાં આપવામાં આવેલ છે અત્યાર સુધીમાં નિકળેલા અનેક સુભાષિત સંગ્રહોમાં વિદ્વાનોએ આનું સ્થાન સૌથી પહેલું મૂક્યું છે ઉપદેશકોને માટે તો અત્યન્તજ ઉપયોગી વર્ષો સુધી વ્યાખ્યાનો કરવા હોય તો બીજું પુસ્તક હાથમાં લેવાની જરૂર ન પડે આને જોનાર જોઈ શકશે કે કેટલા પરિશ્રમપૂર્વક આના સંપાદક અને અનુવાદક મુનિરાજશ્રી વિશાળવિજયજીએ આ ભાગો તૈયાર કર્યા છે ઉંચા ગ્લેઝ કાગળો ચારસો ચારસો પાનાનો એક એક ભાગ, પાકુ કપડાનું બાઈન્ડીંગ ઉત્તમ છપાઈ અને દરેક રીતે સુંદર હોવા છતાં કિંમત દરેક ભાગની માત્ર સવા સવા રૂપિયો છે ચોથો ને પાંચમો ભાગ પણ બહુજ જલદી બહાર પડશે.

### મુનિરાજોને વ્યાખ્યાનમાં વાંચવા લાયક પત્રકારના બે ગ્રંથો

### ૧ પર્વ કથા સંગ્રહ

### ૨ બારવ્રત કથા સંગ્રહ

આ બન્ને ગ્રંથો ઊંચા ૬૦ રતલી લેજર પેપર ઉપર છપાવવામાં આવ્યા છે પત્રાકારે છે સંસ્કૃતનું સાધારણ જ્ઞાન ધરાવનાર પણ વ્યાખ્યાનમાં વાંચીને શ્રોતાઓને આનંદ આપી શકે છે કારણ કે કથાઓ અત્યન્ત સરલ છે તેમ ભાષા પણ સરલ છે, સ્વર્ગસ્થ વિદ્વાન મુનિ શ્રી હિમાંશુવિજયજીએ આનું સમ્પાદન કર્યું છે પ્રત્યેકની કિંમત ૭ આના છે

વ્યાખ્યાન ૧૫ મું

# ઈશ્વરવાદ: ઈશ્વરનું અસ્તિત્વ.

## (૧)

ભાઈઓ અને બહેનો,

હુ આજે જે વિષય પર બોલવા માગુ છુ, તેના સબધમાં કોઈને કઈ શકાઓનો ખુલાસો કરવો હોય તો વ્યાખ્યાન બાદ અગર તો ત્યાર પછીના કોઈ પણ વખતે મારી પાસે આવીને કરી શકે છે વકતા તો પોતાના જ વિચારો રજુ કરે છે આમાથી કેટલુ માનવુ, કેટલુ ન માનવુ, કેટલુ મુકીને જવુ, કેટલુ લઈને જવુ, તે શ્રોતાઓની મુન્સફીની વાત છે સભવ છે કે આ વિચારોમા કોઈનો કઈ અશે મત ભેદ હોય-હશે, પણ વિચારોની આપલે શાતિથી કરી શકાય છે હુ તો માત્ર મારા જ્ઞાન પ્રમાણે મારા વિચારો જણાવુ છુ

ઈશ્વરનુ અસ્તિત્વ

ઈશ્વરવાદ નો વિષય એટલો બધો વિચિત્ર મહત્વનો મન ગમ્ય છે કે જેના ઉપર આજે તમામ ધર્મોના પાયા ચાયા છે અને જેના માટે અનેક પ્રકારનો ઉહાપોહ થઈ ગયો છે અને મતભેદો મડાયા છે અને કહેવાની જો ટ મળતી હોય તો હુ તો કહી શકુ કે આજે જગતમા જે ઝગડાઓ ચાલી રહ્યા છે તેનુ કારણ જ ઇશ્વરને માનવાનુ છે અને તેનાથી જ ઝગડા થયા છે-થાય છે નૈયાયિકો સાખ્ય વેદાન્તિઓ વૈશેષિકો જૈનો બૌદ્ધો વગેરે તમામ શાસ્ત્રકારો પોતપોતાના મત પ્રમાણે ઈશ્વરના જુદા જુદા સ્વરૂપો બતાવે છે આટલુ કરીને જ તેઓ બેસી નથી રહ્યા તેમણે અન્ય ધર્મો ઉપર પ્રહારો કર્યા છે તિરસ્કાર અને ઘૃણાની દૃષ્ટિથી જોતા રહ્યા છે એકબીજાને 'નાસ્તિક મિથ્યાદૃષ્ટિ અને પાખડી' તરીકે ઓળખાવ્યા છે આ બધુ ઇશ્વરના કારણેજ થઇ રહ્યુ છે જગતમાથી ઈશ્વરને માનવો જ જો બધ કર્યો હોત તો ધર્મના નામે આટલા ઝગડાઓ ન થાત એમ એક દૃષ્ટિએ વિચાર કરતા આપણને જણાય છે પણ જરા સબુર કરો

આપણે ઈશ્વરને ન માની શકીએ-તેની હસ્તી ટાળી શકીએ કે કેમ? એ પણ એક વિવાદાસ્પદ બાબત છે, અને તેટલા માટે ઈશ્વર જેવી કોઈ વસ્તુની આવશ્યકતા છે કે કેમ? હોઈ શકે કે કેમ? આના વિચારની સાથે જ સાથે જગત જેવી વસ્તુ છે કે નહિં? તે ઉપર આપણે વિચાર કરવો પડશે હા આપણી સગી આખે જોઇએ છીએ કે આ જગત જેવી એક વસ્તુ જરૂર છે પૃથ્વી, પાણી, વાયુ તેજ આદિ પદાર્થો આપણી નજરે જરૂર પડે છે વળી કોઇ સુખી

છે, કોઈ દુખી છે, કોઈ લુવો છે, કોઇ લગડો છે, કોઇ ગજા છે કોઇ ગરીબ છે એવી પણ વિચિત્રતા જોવાય છે એટલે જેનો જગત્ શબ્દથી વ્યવહાર કરીએ છીએ, એવી વસ્તુ અવશ્ય છે

જો કે કેટલાકો એમ કહે છે કે આ, જે જે પદાર્થો દેખાય છે, અથવા જેના જેનો આપણે અનુભવ કરીએ છીએ, એ કઇ વસ્તુ જ નથી, એ તો ખાલી જીવની ભ્રમણા છે, ભ્રાન્તિ છે જેમ સ્વપ્નમા કોઇ ખાય, પણ એની ભૂખ મટતી નથી, અર્થાત્ સ્વપ્નનુ ભોજન ભ્રાન્તિ માત્ર છે

વળી જેમ અધારામા પડેલી દોરડીને જોઇને કોઇ તેને સાપ સમજે છે, તેવી જ રીતનુ આ જગત્ છે પરન્તુ વસ્તુત ઠીક નથી જે વસ્તુજ ન હોય તેનો આઘાત-પ્રત્યાઘાત થતો જ નથી સસલાને શિંગડુ નથી, એનો અર્થ એ છે કે એનો અભાવ છે, વસ્તુજ નથી એટલે સસલાનુ શિંગડુ કોઇને વાગ્યુ હોય, એવુ કોઇ કહેતુ નથી પરન્તુ દોરડીમા સાપની ભ્રાન્તિવાળો માણસ તેને સાપ સમજીને એ દોરડીથી દૂર દૂર જરૂર રહે છે સ્વપ્નના કોઈ ભયવાળી વસ્તુ દેખીને જરૂર માણસ ડરે છે કોઇ સારી વસ્તુ જોઇને ખુશી થાય છે કોઇ સ્રીને જોઇને વિકારી બને છે જો વસ્તુત સસારમા કોઇ વસ્તુ જ ન હોય, તો તેનુ કઇ પરિણામ જ ન આવવુ જોઈએ હર્ષ, શોક, ભય, ઈત્યાદિ પ્રકારની લાગણીઓ થવી, એજ વસ્તુનુ અસ્તિત્વ બતાવે છે ભોજન, એ જો કઇ વસ્તુજ ન હોય તો ક્ષુધાની નિવૃત્તિ ન જ થાય ત્યારે કોઇ એમ કહે કે કે સત્ય બ્રહ્મ મિથ્યા જગત્ એમ જે કહેવામા આવ્યુ છે, એનુ શુ ? બેશક બ્રહ્મ-આત્મા-ઈશ્વર એ સત્ય છે, શાશ્વત છે;

નિત્ય છે, જ્યારે જગત્ મિથ્યા છે નાશવાન છે, અનિત્ય છે આ બન્નેના સ્વરૂપો બતાવવા માટે જ એમ કહેવામા આવ્યુ છે જે જગત મિથ્યા છે, અનિત્ય છે–નાશવાન છે, તેના ઉપર મોહ મમત્વ ન રાખવુ એ એનો આશય છે આત્માને એમા આસકત નહિં થવા દેવા માટેનું એ કથન છે, પરન્તુ એનો અર્થ એ નથી કે જગતમા કઇ ચીજ જ નથી

હવે જ્યારે જગત્ જેવી વસ્તુનુ અસ્તિત્વ સ્વીકારીએ તો પછી જગતથી પર એવી વસ્તુ અવશ્ય હોવી જોઇએ કારણ, હમેશા શબ્દોનો વ્યવહાર સાપેક્ષ જ હોય છે

આપણે જ્યારે એક માણસને કહીએ છીએ કે તે સાચો છે ત્યારે એ વાત સિદ્ધ થાય છે કે દુનિયામા જુઠા માણસો હોય છે, માટે જ સત્ય શબ્દનો વ્યવહાર થયો છે ચોરી છે તો અચોરી વ્યવહારમા આવે છે દરેક શબ્દ સાપેક્ષ છે સફેદ રંગ શાથી? બીજા રંગની આપેક્ષાએ સજ્જન એટલા માટે કહીએ છીએ કે દુર્જન છે મોઢામાથી તમે ગમે તે એક શબ્દનું ઉચ્ચારણ કરો એક વસ્તુ છે તો બીજી વસ્તુ નકકી છે આપણે જો જોઇ શકતા હોઇએ કે જગત્ છે તો જરૂર એ વસ્તુ પણ છે કે જે તેનાથી પર હોવી જોઇએ પછી તેને ઇશ્વર કહો કે પરમાત્મા કહો સિદ્ધ કહો ગોડ કહો ખુદા કહો,–ગમે તે કહો, અમને નામ સાથે કાઇ લાગતુ વળગતુ નથી અમારે તો તેની હસ્તી છે કે કેમ? એજ માત્ર વિચારવાનું છે જો તે ન હોય તો સસાર, દુનિયા, પંચભુત શબ્દનો વ્યવહાર જ ન થાત

## ઇશ્વર શા માટે?

આ પર વસ્તુ તે કઇ? જેને લોકો ઇશ્વર કહે છે–પરમાત્મા કહે છે ઇશ્વર શા માટે હોવો જોઇએ? ઇશ્વરની હસ્તી

હોય તો શા માટે ? 'ઇશ્વર છે' આવી ભાવના શા માટે ઉદ્દ ભવવી જોઇએ ? એ જગ વિચારવા જેવુ છે

ધ્યાનમા રાખો કે સસારમા જેટલી પ્રવૃત્તિઓ બને છે, એનુ કઇને કઇ પ્રયોજન હોય છે પ્રયોજન વિના કદિ પણ પ્રવૃત્તિ સભવતી નથી મનુષ્ય જીવનમા પણ કાઈ ને કાઈ ધ્યેય-પ્રયોજન રહેલુ જ છે દરેક મનુષ્ય ચાહે છે કે હુ મારા ધ્યેયને પહોચુ-લક્ષને પ્રાપ્ત કરૂ મનુષ્યનુ ધ્યેય શુ હોવુ જોઇએ ? સુખને પ્રાપ્ત કરવુ બેશક, મનુષ્ય જીવનમા પણ સુખ તો જરૂર છે, કારણ કે સુખદુખ એ તો સાપેક્ષિત વસ્તુઓ છે, પરન્તુ સસારમા જે સુખ છે, તે ક્ષણિક માત્ર છે, અથવા એમ કહેવુ જોઇએ કે દુખની ક્ષણિક નિવૃત્તિ માત્ર છે એટલે જ જીવ ચાહે છે કે હુ જે સુખ ભોગવુ છુ તેના કરતા શાશ્વતુ સુખ મેળવુ દરેક મનુષ્ય એવુ સુખ લેવા માગે છે કે જે શાશ્વત સુખ આત્યતિક સુખ-મોક્ષનુ સુખ કહેવાય છે આ સુખની અભિલાષા દરેક મનુષ્યને છે તો આ સુખની પ્રાપ્તિ કેમ થાય ? જેમણે તે સુખ મેળવ્યુ છે અને જે તે સુખ અનુભવી રહ્યા છે તેનો સમાગમ કરવાથી-ઉપાસના કરવાથી તે મળી શકે છે

હવે એ પણ કુદરતી કાયદો છે કે જે વસ્તુની આપણને ચાહના હોય, તે વસ્તુ જેની પાસે હોય, તેની પાસે જવાથી જ-તેની યાચના કરવાથી જ અથવા તેનો સગ કરવાથી જ તે વસ્તુ મેળવી શકાય છે

એક દરિદ્ર-કગાળ ચાહે કે હુ પૈસાદાર થાઉ હવે પૈસાદાર થવા માટે તે કોની પાસે જશે ? જેની પાસે પૈસા-

હશે તેની પાસે. ભીખારી કે દરિદ્રી પાસે તે નહિ જશે સંસારથી દુ:ખી થયેલો એક માણસ, સંસારની ઉપાધિ ટાળવા માગતા હોય-આત્માની શાંતિ મેળવવા ચાહતો હોય તો જેણે ઉપાધિ છોડી છે-જેણે આત્માનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેની પાસે જ તેણે જવું જોઈએ તે બીજાઓની પાસે નહિ નહિ જાય કે જેથી તેને ખાડામાં પડવાનો સમય આવે એક માણસ કોઈ રાજાની મહેરબાની મેળવવા ચાહે છે તો તો રાજાની ખુશામત કરવીજ જોઈએ એક મનુષ્ય ચાહે છે કે વેશ્યા કેવી છે તેની પાસે જવાથી કેવું સુખ-આનંદ મળે છે તે મેળવવા જે વેશ્યાગામીઓ છે તેની જ શોધ કરશે અને જે માણસ ઇચ્છે છે કે મારે જ્ઞાન પ્રાપ્ત કરવું છે તે જરૂર જ્ઞાની અને સાક્ષર પાસે જઈને શીખશે તેવીજ રીતે ઇતિહાસ શીખવાની ઇચ્છાવાળા ઇતિહાસજ્ઞ પાસે ચિત્રકળા શીખવા માટે ચિત્રકાર પાસે અને શિલ્પકળા શીખવા માગનારે શિલ્પકાર પાસે જઈને તે તે જ્ઞાન મેળવવું પડશે

આવી જ રીતે યદિ મનુષ્ય આત્યાંતિક સુખ-અનંત સુખ-શાશ્વત સુખ મેળવવા ચાહે છે, તો તેણે એવાનો જ સંગ કરવો જોઈએ, એવાની જ ઉપાસના કરવી જોઈએ કે જેણે એવા અનન્તસુખની-શાશ્વત સુખની પ્રાપ્તિ કરી છે અને એવું શાશ્વત સુખ ભોગવનાર ઈશ્વર જ છે-પરમાત્મા જ છે મોક્ષને પ્રાપ્ત કરેલા જીવો જ છે કારણ કે સંસારમાં પરિભ્રમણ કરી રહેલો કોઈ પણ જીવ આત્યન્તિક સુખ-સ્વાભાવિક સુખને ભોગવી શકતો જ નથી કારણ કે

संसारात्मा सदा दुःखी
जन्ममरणशोकमाक् ।

चतुरशितिलक्षासु
योनिषु भ्राम्यते सदा ॥

જન્મ મરણ કે શોકમા ડૂબેલો સસારી આત્મા હમેશા દુખી જ છે અને તે ચોરાશી લાખ જીવાયોનિમા ભ્રમણ કરે છે

## સસારમા અનુભવાતુ સુખ શુ છે?

સસારમા રહેતા જીવો, જે સુખનો અનુભવ કરે છે, તે વસ્તુત સુખ છે કે કેમ? એ ખાસ વિચારવા જેવો વિષય છે ધ્યાનમા રાખો કે સસારમા અનુભવાતા સુખો એ દુખની ક્ષણિક નિવૃત્તિરૂપ છે એક મનુષ્યને કામજ્વર થયો, તે વિષયનુ સેવન કરે છે, એટલે તે સમજે છે કે મને સુખ થયુ કામજ્વરની દવા વિષયસેવન કરવાથી તે જ્વર ઉતરી ગયો એમા સુખ કઇ રીતે થયુ? ભૂખ લાગી ને ખાધુ, એટલે સુખ થયુ ટાઢ વાઇ, ને ગરમ કામળ ઓઢી એટલે સુખ થયુ અગૂઠો પાકયો, ઓપરેશન કરાવ્યુ ને પીપ કાઢી નાખ્યુ, એટલે જાણ્યુ કે સુખ થયુ પણ જેને ભૂખ લાગી નથી, એ ખાવાથી સુખ માનશે? જેને ટાઢ લાગી જ નથી, એ કામળ ઓઢવાથી સુખ માનશે? જેને અગૂઠો પાકયો જ નથી, એ ઓપરેશન કરાવવાથી સુખ માનશે? નહિ જ ત્યારે એ નકકી થયુ કે આ સસારના સુખો એ ક્ષણભર દુખની નિવૃત્તિ જ માત્ર છે પાછા એના એ જ દુખો આવીને ઉભા રહે છે

## સ્વાભાવિક સુખમાં રમણ થાય તે ઇશ્વર.

ખરી રીતે ખરૂ સુખ—વાસ્તવિક સુખ એ છે, કે જે સુખની પ્રાપ્તિ પછી તે સુખ નષ્ટ થાય જ નહિ દુખ આવે

જ નહિ અર્થાત્ સર્વથા દુ ખની નિવૃત્તિ થાય-સ્વાભાવિક સુખમા રમણુતા થાય આવુ સુખ ભોગવનાર જે વ્યકિત હોય તેની પાસે જવાથી સુખ મળી શકે આ વ્યકિત કોણ છે? જેની પાસે જવાથી પરમ સુખ આત્યંતિક સુખ મળી શકે? તે એક જ વ્યકિત છે અને તે ઇશ્વર છે-પરમાત્મા છે

અહિં કોઈ એમ પૂછે કે તમે શાથી કહ્યું કે તે ઇશ્વર જ એક છે કે જે પરમસુખ-આત્યન્તિક સુખને ભોગવી રહેલ છે? ઉત્તર, આ કથન કેવળ શાસ્ત્રના જ આધારે નથી કરતો પણ યુકિત અને અનુભવથી પણ તે વાત સમજાવી શકીશ આપણે એ વાત પહેલા જ જોઇ ગયા છીએ કે એક વસ્તુનો વ્યવહાર કદિ થઇ શકતો નથી શબ્દોનુ ઉચ્ચારણ માત્ર સાપેક્ષિત છે વસ્તુ માત્ર સાપેક્ષિત છે એટલે સંસાર છે તો સંસારથી પર વસ્તુ કોઇ હોવી જ જોઇએ અને તે વસ્તુનું નામ મોક્ષ-મુકિત-સિદ્ધિ ગમે તે કહો આ વસ્તુમા અને સંસારમા એજ ફરક છે કે સંસારમા આધિ- યાધિ-ઉપાધિ રહેલ છે આ ત્રિવિધતાપથી સંતપ્ત જીવ, એ સંસારી જીવ, અને આ ત્રિવિધતાપથી દૂર થએલો જીવ, એનુ નામ સિદ્ધ-બુદ્ધ-મુકત-ઈશ્વર ગમે તે કહો કોઇ પૂછશે કે તેઓ પરમસુખ ભોગવી રહ્યા છે, એમ શાથી જાણ્યુ? અલબત, તે માટે તાર નથી આવ્યો ચીઠી નથી આવી કે એપીઓ નથી આવ્યો કે જે એમ જણાવતો હોય કે હુ પરમ સુખ ભોગવી રહ્યો છુ, છતા કલ્પના, અનુભવ યુકિત વગેરેથી આપણે જાણી શકીએ છીએ કે ૮૪ લાખ જીવો જ્યારે અનેક પ્રકારના કષ્ટો આધિ વ્યાધિ અને ઉપાધિ ભોગવી રહ્યા છે, તો સંસારથી વિરકત થયેલો આત્મા પરમ સુખનો અનુભવ કરનારો જ હોવો જોઇએ સંસારમા અમુક પ્રકારના દુ ખો

ન્હેલા છે, તો સમાન્ની જે પર થયેલા છે, તેમને તે દુ ખો ન હોય, એ સ્વાભાવિક જ છે અને તેટલા જ માટે તેને પરમાત્મા કહેવામા આવે છે

આ પ્રસગે મારે તમને આત્માના ભેદો સમજાવવા જોઇએ આ ભેદો, અને તેનુ સ્વરૂપ સમજતા તમને સ્વત ખ્યાલ આવશે કે ઇશ્વર જેવી કોઇ વસ્તુ હોવી જ જોઇએ

જો કે એ વાત ભૂલવા જેવી નથી જ કે આત્માના મૂલ સ્વરૂપમા કોઇ પણ જાતનો ભેદભાવ નથી આત્મા શી વસ્તુ છે? આત્મા જેવી કોઇ વસ્તુ છે કે કેમ? સ્વરૂપે એક જ પ્રકારના બધા ય આત્માઓ હોવા છતા, આ જગતની વિચિત્રતા શાથી દેખાય છે? એ બધી બાબતો મેં મારા ત્રીજા 'આત્મ સ્વરૂપ' સબધી વ્યાખ્યાનમા બતાવી છે અને તે ઉપરથી તમે સમજી શક્યા હશો કે આત્મા સ્વભાવે અચ્છેદી, અભેદી, અરૂપી અને અકષાયી છે આત્મા પોતાના સ્વરૂપથી એકસરખો છે, પણ જુદી જુદી ઉપાધિ-આવરણોને કારણે ભિન્ન કહી શકાય અને તેટલા માટે આત્માના બહિરાત્મા, અતરાત્મા, પરમાત્મા એમ ત્રણ ભેદો પાડવામા આવ્યા છે આ ત્રણે પ્રકારના આત્માઓ કોણ કોણ કહી શકાય, એ પણ એ વ્યાખ્યાનમા બતાવવામા આવ્યુ છે, એટલે પુનરુક્તિ ન કરતા માત્ર એટલુ જ કહીશ કે જે આત્મા મોહરૂપી નિદ્રામા મસ્ત બન્યો છે અર્થાત્ શરીર, પુત્ર, ધન, માતા-પિતા, પતિ, પત્ની, વિગેરે પદાર્થો, એજ હુ છુ, એ જ મારો આત્મા છે, એવી માન્યતા જે રાખી રહ્યા છે, તે બહિરાત્મા છે

જે જીવ બાહ્ય પદાર્થો ઉપરના મોહને હઠાવી લઈ આત્મામાં જ આત્માનો નિશ્ચય કરી લે છે, તે એમ સમજે છે કે હું-આત્મા જુદો છું, ને આ બાહ્ય પદાર્થો જુદા છે હું નિત્ય છું આ બાહ્ય પદાર્થો અનિત્ય છે આવી ભાવનામાં જ દૃઢ થયો છે, તે અંતરાત્મા છે

જ્યારે નિર્લેપ આવરણ-કર્મ રહિત અશરીરી શુદ્ધ રાગ-દ્વેષના વિકારોથી દૂર અવિનાશી અપુનરાવર્ત-એવો આત્મા-એ જ પરમાત્મા છે

ટૂંકમાં કહીએ તો આવરણ યુક્ત આત્મા એ અંતરાત્મા ને બહિરાત્મા છે, જ્યારે આવરણ રહિત-નિર્લેપ આત્મા એ પરમાત્મા છે ઈશ્વર છે

જો કે એ આવરણ શી વસ્તુ છે ? તે સંબંધમાં પણ તે વખતના વ્યાખ્યાનમાં કહેવાયું છે છતાં સંક્ષેપમાં અહિં પણ કંઈક કહીશ

## આવરણ-કર્મ શી વસ્તુ છે?

એ એક સ્વાભાવિક નિયમ છે કે, પ્રાણી માત્ર જે કંઈ ક્રિયા કરે છે એનું કંઈ ને કંઈ પરિણામ અવશ્ય બને છે પછી તે ક્રિયા શરીરથી કરાય વચનથી કરાય કે મનથી કરાય ગમે તે રીતે પણ કરાએલી ક્રિયાનું પરિણામ હોય છે બીજા શબ્દોમાં કહીએ તો ક્રિયા ત્યાં કર્મ જરૂર છે બસ, આ કર્મ, એનું જ નામ છે આવરણ અને તેનું જ એ પરિણામ છે કે દરેક જીવ સુખ-દુઃખનો અનુભવ કરે છે સંસારમાં કેટલાક જીવો એવા છે કે જેને શરીર સિવાય

બીજી કોઇ ઇન્દ્રિય જ નથી કોઈને શરીર અને મુખ હોય છે, કોઈને શરીર, મુખ અને નાક હોય છે, કોઇને શરીર મુખ નાક અને આખો હોય છે, કોઇને શરીર મુખ નાક, આખ, અને કાન હોય છે આમ એક બ ત્રણ, ચાર, પાચ -એમ ઇન્દ્રિયો હોય છે હવે પાચ ઇન્દ્રિયો હોવા છતા પણ કોઇને ચાર પગ હોય છે કોઇને બે પગ હોય છે બે પગ વાળા મનુષ્યોમા પણ કોઈ ગરીબ કોઈ તવગર કોઈ શેઠ કોઇ રાજા, કોઈ ગૃહસ્થ, કોઇ સાધુ, કોઈ લૂલો કોઇ લગડો કોઇ બહેરો કોઇ બોગડો, કોઈ કાળો, કોઇ ગોરો આ બધી વિચિત્રતાનુ કઈને કઈ કારણ હોવુ જોઇએ અને તે કારણ છે કર્મ-આવરણ આ કર્મો, આવરણો જ્યારે દૂર થાય, ત્યારે જ આ આત્મા પરમાત્મા બને-ઈશ્વર બને

હવે કોઇ એ શકા કરે કે-આ જીવ ઉપર આ આવરણ કર્મ આવ્યા કયારે? એનો ઉત્તર સીધો ને સરળ છે જો જીવને આદિ માનવામા આવે, તો જ કર્મ-આવરણનો પણ ઉત્પત્તિકાળ માની શકાય જીવ અનાદિ છે જીવને કોઈએ ક્યારે પણ ઉત્પન્ન કર્યો નથી એ તો સર્વમાન્ય સિદ્ધ વસ્તુ છે જ્યારે જીવ અનાદિ છે, તો પછી આવરણરહિત-કર્મ રહિત જીવ કદાપિ રહી શકે નહિ, અને કર્મરહિત હોય તો આ સસારમા ભ્રમણ કરી શકે નહિ દેહધારણ કરી શકે નહિ સુખ-દુખનો અનુભવ કરી શકે નહિ એ પણ બે ને બે ચાર ' જેટલી જ સત્ય વાત છે આવી સ્થિતિમા જેમ જીવ અનાદિ કાળથી છે, તેમ તેની સાથેના આવરણ-કર્મ અનાદિકાળથી જ રહેલા છે બેશક, એમા પરિવર્તન થયા કરે ઉદાહરણ તરીકે-

જમીનમાથી સોનુ નિકળે છે આ વખતે સોનુ માટી મિશ્રિત હોય છે સોના સાથે માટી ઓતપ્રોત થયેલ છે કોઇ પૂછે કે માટી ને સોનુ ભેગા કયારે થયા? અને ભેગા થવાનુ કારણ શું? આવા જાતના પ્રશ્નો ઉપસ્થિત થાય છે માટી અને સોનુ અનાદિકાળથી મિશ્રિત છે મિશ્રિત થયુ કે કર્યું છે? એમ કહેવાનો કાઇ આધાર જ નથી હવે જ્યારે વિજ્ઞાનથી માટીને અને સોનાને અલગ કરવામા આવે છે ત્યારે સોનુ માટી રહિત થાય છે, અને તેને શુદ્ધ સોનુ કહેવામા આવે છે એમ, આવી જ રીતે જીવ અને કર્મ અનાદિ કાળથી સાથે જ રહેલા છે જ્યારે, આત્મા-જીવ પ્રયત્નો દ્વારા તે કર્મોને અલગ કરશે, નાશ કરશે ત્યારે તે શુદ્ધ આત્મા-પરમાત્મા કહેવાશે

## કર્મનુ ફળ કેવી રીતે મળે છે?

કોઇ એમ પૂછે કે આ કર્મોનું-આવરણોનુ ફળ કેવી રીતે મળે છે? એનો ઉત્તર એ છે કે કર્મ એ જડ પદાર્થ છે અને આત્મા ચૈતન્ય શકિત છે પરન્તુ જેમ આત્માની શકિત અનન્ત છે તેમ જડપદાર્થની શકિત પણ અનન્ત છે કર્મનુ ફળ સ્વાભાવિક રીતે જ મળે છે એમા ઇશ્વરની કે કોઇની પ્રેરણાની જરૂર નથી લોહચુબક લોઢાને પોતાની તરફ ખીંચે છે એમા બીજાની પ્રેરણાની જરૂર નથી હોતી એક બીજુ ઉદાહરણ આપુ -

બે તુબડા છે બન્ને પોલા છે, હલકા છે બન્નેને પાણીમા મૂકીએ, એટલે બન્ને તરશે કારણ હલકો પદાર્થ પાણીમા તરે, એ એનો સ્વભાવ છે હવે તેમાના એક તુબડા ઉપર

કપડપટ્ટી કરવામા આવે કપડુ માટી કપડુ માટી, એમ લગાવીને-સૂકવીને ભારે બનાવી દેવામા આવે હવે એ જ તુબડાને પાણીમા મૂકો જોઈ શકશો કે એ જ તરવાવાળુ તુબડુ હવે વજનદાર થવાથી પાણીમા ડૂબી ગયુ આને ડૂબવામા કોઈની જરૂર નહોતી આવી જ રીત કર્મથી-આવરણથી ભારે બનેલો આત્મા નીચે જાય છે ચારે ગતિયોમા ચોરાશી લાખ જીવાયોનિયોમા ભ્રમણ કરે છે કારણ કે કર્મ નો-આવરણોનો સ્વભાવ જ એવો છે

હવે પેલુ ડૂબેલુ તુબડુ, ધીરે ધીરે ભીંજાતા ભીંજાતા એનુ આવરણ-એની માટી દૂર થાય છે જે વખતે એના ઉપરનો બોજો દૂર થશે કે તત્કાળ તે ઉપર આવશે એમા કોઈની પ્રેરણાની જરૂર નહિ રહે

આવી જ રીતે કર્મના આવરણોથી ભારે બનેલો આત્મા, જ્ઞાન, ધ્યાન તપસ્યા અને એવા અનેક સાધનોથી એ આવરણોને દૂર કરશે, ત્યારે એ આત્મા સ્વત ઉપર આવશે મુક્ત થશે સચ્ચિદાનદમય થશે.

બસ, આ સ્થિતિએ જે આત્મા આવશે તે જ પરમાત્મા છે, તે જ ઇશ્વર છે

આ પ્રમાણે ઇશ્વર થવા અગાઉની સ્થિતિ બતાવી હવે હુ તમારી આગળ ઇશ્વરના સ્વરૂપ અને તેના કાર્ય સબધી કહીશ



વ્યાખ્યાન ૧૬ મુ

# ઈશ્વરવાદ ઈશ્વરનુ સ્વરૂપ.

## (૨)

ભાઈઓ અને બ્હેનો,

ગઈ કાલે ઈશ્વરના અસ્તિત્વ સબધી મે તમને સમજા
છે જગત જેવી વસ્તુ છે તો તેથી પર બીજી વસ્તુ જરૂર
અને તે ઇશ્વર છે

### ઇશ્વર એક છે કે અનેક ?

ઇશ્વરનુ સ્વરૂપ હુ તમારી આગળ કહુ તે પહેલા ઇશ
એક છે કે અનેક ? એ સબધી જરા ખુલાસો કરી નાખુ

એ તો હું કાલના વ્યાખ્યાનમાં જ કહી ચૂક્યો છું કે સંસારમાં પરિભ્રમણ કરતા આત્માઓ, કે જે બહિરાત્માઓ છે, તે અંતરાત્માની સ્થિતિમાં જાય છે, અને અંતરાત્માની સ્થિતિમાંથી તે જ આત્મા પરમાત્મા બને છે અર્થાત્ સમસ્ત પ્રકારના કર્મોનો–આવરણોનો ક્ષય કરનાર આત્મા પરમાત્મા છે–ઈશ્વર છે સંસારચક્ર અનાદિકાળથી ચાલી રહ્યું છે એટલે આ સંસારચક્રમાંથી એવા અનેક આત્માઓ અસંખ્ય આત્માઓ પરમાત્મસ્વરૂપ બન્યા હશે આ દૃષ્ટિએ વિચારીએ તો જેટલા આત્માઓ પરમાત્મા સ્થિતિએ પહોંચ્યા છે, તે બધાય પરમાત્મા છે–ઈશ્વર છે એટલે ઈશ્વર અનેક છે પરન્તુ પરમાત્મસ્થિતિમાં પહોંચેલા તમામ આત્માઓનું સ્વરૂપ એક છે જ્યોતિમાં જ્યોતિ મળી જાય છે સ્વરૂપથી એનું જુદાપણું કંઈ રહેતું નથી આ દૃષ્ટિએ પરમાત્મા–ઈશ્વર એક છે

આમ બન્ને દૃષ્ટિએ વિચારતા ઈશ્વર એક પણ કહી શકાય અને ઈશ્વર અનેક પણ કહી શકાય સાધારણ રીતે ઈશ્વરના સ્વરૂપમાં કંઈ ભેદ ન હોવાના કારણે આપણે એક ઈશ્વર માનીએ તે કંઈ ખોટું નથી અને તેથી જ આ જગતમાં એક ઈશ્વર તરીકેનો જ વ્યવહાર થાય છે.

## ઈશ્વરનું સ્વરૂપ

હવે મારે ઈશ્વરના સ્વરૂપ સંબંધી કહેવાનું છે પરન્તુ અહિં તમે કહી શકશો કે ગઈકાલના વ્યાખ્યાનમાં તો ઈશ્વરને 'અરૂપી' તરીકે ઓળખાવેલ છે, તો પછી તેનું સ્વરૂપ કેવું ? વાત બિલકુલ સાચી છે ઈશ્વર આપણી દૃષ્ટિએ જરૂર

અરૂપી છે પરન્તુ અરૂપી હોવા છતાં પણ 'ઈશ્વર' જેવી વસ્તુ જરૂર છે અને જ્યારે વસ્તુ છે તો તે પોતાના સ્વરૂપમાં તો જરૂર 'સ્વરૂપી' છે એનું 'સ્વરૂપ' તે પોતે જ સમજી નહિ છતાં ભૂત ભવિષ્ય અને વર્ત્તમાનના ભાવોને અને અગમ્ય વસ્તુઓને પણ જાણવાળા અતિન્દ્રિય જ્ઞાનીઓએ ઈશ્વરનું સ્વરૂપ અથવા ઈશ્વરના સ્વભાવનું–ઈશ્વરના લક્ષણોનું જ વર્ણન કર્યું છે, તે ઉપરથી ઈશ્વર કેવા હોય એ આપણે સમજી શકીએ છીએ

જો કે સાધારણ રીતે જોઈએ તો ઈશ્વર અને જગતનું સ્વરૂપ જુદા જુદા દર્શનકારોએ જુદી જુદી રીતે બતાવ્યું છે તેમ જગતનો કોઈ પણ ધર્માનુયાયી એક ઈશ્વર તરીકેની ઉપાસના જરૂર કરે છે પછી ભલે તેના નામ જુદા હોય દાખલા તરીકે એક કવિએ ઈશ્વરની પ્રાર્થના કરતા કહ્યુ છે-

> यं शैवाः समुपासते शिव इति
> ब्रह्मेति वेदान्तिनो,
> बौद्धा बुद्ध इति प्रमाणपटव
> कर्त्तेति नैयायिकाः ।
> अर्हन् इत्यथ जैनशासनरताः
> कर्मेति मीमांसकाः ,
> सोऽयं वो विदधातु वाञ्छितफलं
> त्रैलोक्यनाथो हरिः ॥

ભાઈઓ અને બહેનો,

તમે સમજી શકયા હશો કે શૈવો જેને 'શિવ' કહે છે વેદાન્તિઓ જેને બ્રહ્મ કહે છે, બૌદ્ધો જેને 'બુદ્ધ' ક

છે, નૈયાયિકો જેને જગતના કર્તા તરીકે ઓળખે છે, જૈનો જેને અર્હન્ અથવા અરિહંત કહે છે અને મીમાંસકો જેને 'કર્મ' તરીકે ઓળખે છે, એવા ત્રૈલોક્યના નાથ પ્રભુ તે તમારી ઇચ્છાઓને પૂર્ણ કરો

આવી જ રીતે એક જૈનાચાર્યે પ્રાર્થના કરતા કહ્યુ છે,-

> यस्य निखिलाश्च दोषा
> न सन्ति सर्वे गुणाश्च विद्यन्ते।
> ब्रह्मा वा विष्णुर्वा
> हरो जिनो वा नमस्तस्मै ॥

જેના સમસ્ત દોષો નષ્ટ થયા છે, દૂર થયા છે, અને જેનામા સમસ્ત ગુણો વિદ્યમાન છે, એને બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, જિન યા કોઇ પણ નામના હોય, એમને મારા નમસ્કાર છે

એક બીજા વિદ્વાને પણ કહ્યુ છે -

> यत्र तत्र समये, यथा तथा
> योऽसि सोऽस्यभिधया यया तया।
> वीतदोषकलुष स चेत् भवान्
> एक एव भगवन् ! नमोऽस्तु ते ॥

ગમે તે સમયમા, ગમે તેવી સ્થિતિમા અને ગમે તે નામથી હે ભગવન્ તમે હો પરન્તુ જો સમસ્ત દોષથી રહિત છો, તો હે ભગવન્, મારા તમને નમસ્કાર છે

મહાનુભાવો, મારે કહેવાનો આશય એ છે કે ઇશ્વરને ગમે તે નામથી કે સ્વરૂપથી ભિન્ન ભિન્ન દર્શનકારો માનતા હોય, છતા માને છે જરૂર અને તે પ્રભુને-ઇશ્વરને સંસારથી વિરક્ત, રાગ દ્વેષથી રહિત માને છે, એ વાત નક્કી છે

૨ પ્રથમ ...હીએ તો દેવનુ-મહાદેવનુ-ઈશ્વરનુ સ્વરૂપ અથવા લક્ષણુ આ પ્રમાણે બતાવ્યુ છે

सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वर ॥

અર્થાત્ જે સર્વજ્ઞ છે રાગ-દ્વેષ-મોહ-મત્સર ઈત્યાદિ દુષ્ટોથી દૂર છે, ત્રિલોકીના જીવો જેને માને-પૂજે છે, અને જ યથાસ્થિત-સત્ય સત્ય પદાર્થના પ્રકાશક છે તે જ દેવ છે અર્હન્ છે અથવા પરમેશ્વર છે

તમે સમજી શકયા હશો કે દેવના આ લક્ષણથી કોઈ પણ દર્શનકાર, અથવા કોઈ પણ ધર્મ-મતાનુયાયી જુદો ન પડી શકે

આવી જ રીતે જૈન ધર્મમા ઈશ્વરને મહાદેવ તરીકે પણ ઓળખાવેલ છે અને તે એટલા માટે મહાદેવ તરીકે ઓળખાવેલ છે કે દેવો બે પ્રકારના બતાવ્યા છે લૌકિક અને લોકોત્તર લૌકિક દેવમા ચાર પ્રકારના દેવોનો સમાવેશ કરવામા આવ્યો છે ૧ ભવનપતિ, ૨ વાણવ્યન્તર, ૩ જ્યોતિષ અને ૪ વૈમાનિક જ્યારે અર્હન્-ઈશ્વર-પરમાત્મા એને લોકોત્તર દેવ કહ્યા છે અને એટલા જ માટે લોકોત્તર દેવ એટલે 'મહાદેવ' એમ કહેવામા આવેલ છે એક આચાર્ય આ મહાદેવની સ્તુતિ કરતા તેના સ્વભાવનુ આખુ ચે નિરૂપણ કરી નાખે છે તે જૂઓ —

यस्य सक्लेशजननो रागो नास्त्यैव सर्वथा ।
न द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानल ॥

न च मोहोऽपि सद् ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोक्यख्यातमहिमा महादेव स उच्यते ॥
यो वीतराग सर्वज्ञो य शाश्वतसुखेश्वर ।
क्लिष्टकर्मकलातीत सर्वथा निष्कलस्तथा ॥
य पूज्य सर्वदेवाना यो ध्येय सर्वयोगिनाम्
य स्रष्टा सर्वनीतीना महादेव स उच्यते ॥

મતલબ એ છે કે જેનાથી કલેશ ઉત્પન્ન થાય છે એ રાગ સર્વથા નથી, જીવોની શાન્તિ રૂપી લાકડાને બાળવામા દાવાનલ સમાન દ્વેષ નથી, શુદ્ધ જ્ઞાનને ઢાકનાર અને અશુદ્ધ પ્રવૃત્તિમા જોડનાર મોહ પણ નથી ત્રણ લોકમા જેનો મહિમા ફેલાએલો છે એનુ નામ મહાદેવ છે એટલુ જ નહિ-

જે વીતરાગ છે જે સર્વજ્ઞ છે, જે શાશ્વત-આત્યન્તિક સુખના ભોક્તા છે, જેના કિલષ્ટકર્મો સર્વથા દૂર થઇ ગયા છે, વળી જે કળાઓથી રહિત છે, સમસ્ત દેવતાઓના પણ જે પૂજ્ય છે સમસ્ત યોગીઓના જે ધ્યેય છે, સમસ્ત નૈતિક નિયમોના જે ઉત્પાદક છે એનુ નામ મહાદેવ છે

આવા મહાદેવને નમસ્કાર કરતા કહે છે

प्रशान्ताय शान्ताय कृतकृत्याय धीमते ।
महादेवाय सतत सम्यग्भक्त्या नमो नम ॥

અર્થાત્ એવા પ્રકારના શાન્ત કૃતકૃત્ય, મહાજ્ઞાની એવા મહાદેવને નિરતર ઉત્તમ ભક્તિપૂર્વક નમસ્કાર હો

મારા આટલા વક્તવ્ય પછી જેઓ એમ માની રહ્યા હોય અથવા કહી રહ્યા હોય કે જૈનો અનીશ્વરવાદી છે-જેનો

ઇશ્વરને માનતા નથી, તેઓ જરૂર લાજવાબ બનશે મૂક થશે એમની ખાતરી થઈ હશે-ખાતરી થશે કે ખરેખર જૈનો ઇશ્વરને માનનારા છે, એટલું જ નહિ પરન્તુ સર્વોત્કૃષ્ટ રીત માનનારા છે

જૈનો, બીજાઓ કરતા, ઇશ્વરની માન્યતામા જુદાઈ કયા પડે છે, એ હુ તમને આગળ જતા બતાવીશ અહિ તો માત્ર એટલુ જ કહીશ કે બીજાઓ ઇશ્વરને રાગ-દ્વેષ રહિત, અશરીરી, અરૂપી વિગેરે વિશેષણ વિશિષ્ટ માનવા છતા પણ ઇશ્વરને એવા કફોડી સ્થિતિમા મૂકી દીધા છે, કે જેના લીધે ઇશ્વરનુ રાગ-દ્વેષ રહિતપણુ, ઇશ્વરનુ અશરીરપણુ ઇશ્વરનુ અરૂપીપણુ રહી શકતુ જ નથી જ્યારે જૈન ધર્મે ઇશ્વરનુ જે સ્વરૂપ માન્યુ છે તે જ સ્વરૂપમા ઇશ્વરને રાખ્યા છે અને તેમ રાખીને જ તેની પૂજા-ભક્તિ-ઉપાસના વિગેરે કરે છે આ સબધી વિશેષ હકીકત આગળ ઉપર કહેવાશે.

ટૂકામા કહુ તો તમામ લોકોએ ઇશ્વરનુ સ્વરૂપ જે બતાવ્યુ છે, તે લગભગ એક સરખુ જ છે અને તે એ કે-સમસ્ત કર્મોથી રહિત રાગદ્વેષથી રહિત, મોહ મમત્વથી રહિત એવા ઇશ્વર છે

ઇશ્વરનુ આટલુ સ્વરૂપ કહ્યા પછી હવે હુ ઇશ્વરને લગતી બીજી બીજી બાબતનો સબધી જણાવીશ

## ઇશ્વર અવતાર ધારણ કરે?

ભાઇઓ અને બહેનો આપ સૌ જાણો છો કે હુ ખડનાત્મકશૈલીને પસદ કરનારો નથી કોઈ પણ ધર્મની

માન્યતાનુ ખ ડન કરીને મારી માન્યતા બનાવવી, એ બિલ કુન ઇચ્છના જોગ નથી અને તેટલા માટે ઇશ્વરના સ બ ધમા જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય, એને હુ તો તમારી પાસેથી જ હલ કરાવવા મ ગુ છુ

ઈશ્વરનુ સર્વમાન્ય સ્વરૂપ હુ તમને બતાવી ચૂકયો છુ એ સ્વરૂપ સમજ્યા પછી, હવે ઈશ્વર-સમસ્ત કર્મોથી મુક્ત થએલ ઇશ્વર અવતાર ધારણ કરી શકે કે કેમ ? એ સ બધી સમજવુ તમારા માટે જરાયે કઠણ નથી

આપણે વિચારવાનું એટલુ જ રહે છે કે આ સ સારમા જીવો પરિભ્રમણ કરી રહ્યા છે, એનુ કારણ શુ છે ? એનુ કારણ આત્મા ઉપર લાગેલા કર્મો છે એ વાત અત્યાર અગાઉ હુ તમને સ્પષ્ટ રીતે સમ તવી ચૂકયો છુ હવે જ્યારે એ કર્મોથી રહિત આત્મા બને છે, ત્યારે તે આત્મા શુદ્ધ, નિરજન નિરાકાર, જ્યોતિસ્વરૂપ અથવા બીજા શબ્દોમા કહીએ તો શુદ્ધ સચ્ચિદાન દમય બને છે અને જ્યારે આવો શુદ્ધ આત્મા બન્યો તો પછી તેને પુનર્જન્મ લેવાનુ રહેતુ નથી, એ વાત સ્વત સિદ્ધ થાય છે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી સ સારમા પરિભ્રમણ કરવાનુ —એક ભવમાથી બીજા ભવમા જવાનુ કારણ છે કર્મ અને એ કર્મનો અભાવ જેને છે, એવો ઇશ્વર આ જગતમા પુન અવતાર કેમ લઇ શકે ? એ સમજાય એવી વસ્તુ છે જરા વિચારો તો —

दग्धे बीजे यथात्यन्त
प्रादुर्भवति नाङ्कुर ।

कर्मबीजे तथा दग्धे
न रोहति भवांकुर ॥

બીજ અત્યન્ત બળી ગયા પછી અંકુરો ઉત્પન્ન થતો નથી તેમ કર્મરૂપી બીજ બળી ગયા પછી સંસારરૂપી અંકુરો ઉત્પન્ન નજ થાય

જ્યારે આમ છે તો પછી સમયે સમયે મહા પુરુષો ઉત્પન્ન થયા છે, અને સંસારના જીવોને સન્માર્ગદર્શક થયા છે, એ કોણ?

ખરી વાત એ છે કે એ ઉત્પન્ન થનારા જીવો તે ખુદ પરમાત્મા નહિ ઈશ્વરને તો સંસારમાં આવવાનું—જન્મ ધારણ કરવાનું કંઈ કારણ જ નથી રહ્યું એ આત્માઓ છે આપણા જ જેવા સંસારની ચાર ગતિમાં ફરનારા જીવો

પરમાત્માથી નીચી શ્રેણીના બીજા જીવો—પ્રભાવશાળી જીવો અહિં ઉત્પન્ન થઈ પોતાના શુભ કર્મોથી મહાન્ પુરૂષાર્થ ભર્યાં કામો જગતના કલ્યાણ માટે કરે છે અને જગતને સન્માર્ગદર્શક બને છે એટલે આપણે એમને અવતારી પુરુષ તરીકે ઓળખીએ છીએ જો ખુદ પરમાત્મા અવતાર ધારણ કરીને આવે તો પછી આ સંસારના જીવોમાં અને તેનામાં ફર્ક શો? સંસારમાં આવનાર જીવ જેમ સુખ અનુભવે છે, તેમ દુઃખ પણ અનુભવે છે ત્યારે ઈશ્વર સંસારમાં સુખ-દુઃખ અનુભવવા આવે, એ તો કલ્પના જ વિચિત્ર છે

હું તમને જરા યાદ આપું છું 'કલ્યાણ' નામનું એક ઉચ્ચ કોટીનું માસિક પત્ર નિકળે છે તેના 'ઈશ્વરાંક' મા

એક સુંદરમાં સુંદર ચિત્ર છે કદાચ તમે જોયું હોય તો તેમાં સંસારની ભૂમિકા બતાવી છે, અને ત્રીજી ભૂમિકા પર ઇશ્વરની કલ્પના કરી છે અહીં ઈશ્વર રહે છે એમ બતાવી એ સમજાવ્યું છે કે અહિં પહોંચેલો આત્મા સંસારમાં પુન નથી આવતો પણ એ સ્થાનની નીચે જ-બિલકુલ નજીક જ એક ભૂમિકા બતાવી છે અને એમ બતાવ્યું છે કે આટલે ઉંચે પહોંચેલા આત્માઓ, કે જેમને ઇશ્વર સ્થાનને પ્રાપ્ત કરવામાં થોડુંક જ બાકી રહેલું છે, તેઓ જનતાની સેવા કરવા જગતમાં અવતાર ધારણ કરે છે અને પછી તેઓ મુક્તિને પામે છે

આ ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે કે ઇશ્વર જેટલી પરાકાષ્ટાની સ્થિતિએ પહોંચેલ જીવ પાછો સંસારમાં નથી આવતો ભાઇઓ આપણે સુખ દુ ખ અનુભવીએ છીએ, સંસારની ક્રિયા કરીએ છીએ, પણ જે જીવ સમસ્ત કર્મોનો ક્ષય કરી મોક્ષમાં જાય છે તે અવતાર ધારણ કરતા નથી તે જીવ ઈશ્વર સ્વરૂપ બને છે તે પછી આપણા જેવા કાર્યો કરે, તો આપણામાં ને તેમનામાં ફેર કશો રહેતો નથી

આ ઉપરથી નક્કી થયું કે ઈશ્વર અવતાર ધારણ કરતા નથી પણ ઇશ્વરથી નીચેની શ્રેણીના બીજા જીવો કે જેઓ દયાળુ છે, તેઓ આ સંસારમાં આવે છે લોકોના સુખ દુ ખમાં ભાગ લે છે કલ્યાણનો માર્ગ બતાવે છે અને પોતાના શુભ કર્મથી જગતને સન્માન દર્શક બને છે,

મહાનુભાવો,

આપણે કહીએ છીએ કે સંસારના ઉદ્ધાર અર્થે સમય

સમય ન મહાત્માઓ ઉત્પન્ન થાય છે તો તે કેવી રીતે ? ધ્યાનમા રાખો કે તઓ આપણા જેવાજ આત્મા છે જબર-જસ્ત પુન્ય પ્રકૃતિને કારણે આવા મહાપુરૂષો સસારમાથી યે ઉત્પન્ન થઇ શકે છે અને દેવલોકમાથી દેવતાના જીવો આ દુનિયામા આવે છે દેવલોકમા રહેતા આત્માઓને આ દુનિયાના-મૃત્યુલોકમા આવ્યા વિના મુકિત થતી નથી એમ જૈનો માને છે દેવો સમૃદ્ધિ ને ભોગમા મનુષ્યો કરતા ઉંચા છે પણ તેઓ રાગ દ્વેષથી ભરેલા છે તેથી મનુષ્ય જન્મમાં આવ્યા વિના તેમની મુકિત થઇ શકે નહીં સસારથી પાર થવાનુ-મોક્ષમા જવાનુ કોઇ સ્થાન હોય- તો તે મનુષ્ય લોક છે-મનુષ્ય લોકમાથી મોક્ષમા જઇ શકાય છે

એ દેવતાઓમાથી કોઇ મહાપુરૂષ ઉત્પન્ન થાય અને સસારના કલ્યાણના કામો કરે; ત્યારે આપણે માનીએ છીએ કે તે અવતારી પુરૂષ છે કારણ કે તે આપણા પર મહાન્ ઉપકાર કરે છે આપણા દુખોને નિર્મૂળ કરે છે તે જબર દસ્ત કામ કરે છે આપણને સારો માર્ગ બતાવે છે પોતે દુખો ઉઠાવે છે અને પોતાનું કર્તવ્ય બજાવે છે મહાવીર રામ કૃષ્ણ આપણા ઉદ્ધાર માટે જન્મ્યા હતા. તેઓ દેવ લોકમાથી જન્મ્યા હતા પોતાનુ કર્તવ્ય બજાવી ઘોર તપસ્યા કરીને તેઓ મોક્ષમા ગયા મોક્ષમા ગયેલો આત્મા સસારમા પાછો આવી શકતો નથી

આટલા વિવેચન ઉપરથી તમારી ખાત્રી થઇ હશે કે ઇશ્વર અવતારને ધારણ કરતા નથી આ જગતમા આવતા નથી ઈશ્વર રાગ દ્વેષથી હિન છે ઇશ્વર કોઇનુ ભલુ ભૂડુ

કરતા નથી, તો પછી ઇશ્વર અને જગતનો શો સબધ છે? જગતના મનુષ્યોએ ઇશ્વરને શા માટે માનવો કે પૂજવો જોઈએ? અને જો ઇશ્વર કઈ જ કરતો નથી, તો આ જગત્-દૃશ્યમાન જગત્ એ કયાથી ઉત્પન્ન થયુ? એ બધા પ્રશ્નો જરૂર ઉત્પન્ન થાય છે આજે તો આ વ્યાખ્યાન અહિં જ બધ કરી, 'હવે ઇશ્વર અને જગતનો સબધ' તે સબધી કાલે વિવેચન કરીશુ



વ્યાખ્યાન ૧૭ મુ

# ઈશ્વરવાદ. ઈશ્વર અને જગત્‌નો સબધ

(૩)

ભાઇઓ અને બહેનો,

પરમદિવને ઈશ્વરના અસ્તિત્વ સબધી અને ગઇ કાલે ઈશ્વરના સ્વરૂપ સબધી મે વિવેચન કર્યું હતુ ગઇ કાલના વ્યાખ્યાનમા મે એ પણ બતાવ્યું છે કે ઈશ્વર અવતાર ધારણ કરી શકે કે કેમ? હવે ત્યા એ શકા ઉઠી છે કે ઇશ્વર અવતાર ધારણ ન કરે, તો પછી ઈશ્વરનો અને જગતનો સબધ શો હોવો જોઇએ? આ સબધી આજે મારે તમારી સમક્ષ કહેવાનુ છે

સજ્જનો, ઈશ્વર સબધી તો હુ તમનેકહી ચૂકયો છુ હવે, ઇશ્વરનો અને જગતનો સંબધ બતાવના અગાઉ,

જગત્ શી વસ્તુ છે? એ સબધી માત્ર તમને કઈક કહેવુ જોઇએ

## જગત્ શી વસ્તુ છે?

જગત્ શબ્દ એટલો બધો પ્રચલિત છે કે, એના માટે વધારે વિવેચન કરવાની જરૂર ન હોય જગત્મા જે કઈ પદાર્થો દેખાય છે અથવા છે, એ બધા બે વિભાગોમા વિભક્ત કરી શકાય ચેતન અને જડ આ બે પદાર્થોનો સમુચ્ચય વ્યવહાર એનુ નામ જગત્ પૃથ્વી પાણી, તેજ, વાયુ ,વનસ્પતિ, દેવ, મનુષ્ય, તિર્યંચ સૂર્ય, ચદ્ર, તારા, ગ્રહ નક્ષત્ર એ વિગેરે બધા યે પદાર્થોનો સમાવેશ જગતમા થઈ જાય છે

મહાનુભાવો, આપણે હવે જોવાનુ એ છે કે, જગત્ રૂપે જે જે પદાર્થો આપણે જોઈએ છીએ, તે પદાર્થો ઇશ્વરે બનાવ્યા કે કેમ?

જગત્ અને ઈશ્વરનો સબધ કા તો જન્ય-જનકભાવ સબધ હોવો જોઈએ અથવા તો પૂજક-પૂજ્ય ભાવ સબધ હોવો જોઇએ આ બેમા જન્ય-જનકભાવ સબધ માનવામા આવે તો જન્ય જગત્ અને જનક ઇશ્વર એમ હોઇ શકે અર્થાત્ જો ઇશ્વરે આ જગતને ઉત્પન્ન કર્યું હોય તો જગતનો અને ઇશ્વરનો સબધ જન્ય-જનક ભાવ સબધ બરાબર સિદ્ધ થઈ શકે એટલા માટે આપણે એ વિષય ઉપર જરા વિચાર કરવો પડશે કે શુ ખરેખર ઇશ્વરે આ જગતને બનાવ્યુ છે?

### જગતની ઉત્પત્તિ શાથી થઇ ?

આ પ્રસંગે જગતની ઉત્પત્તિના સબધમા મારે તમને કઇક કહેવુ જોઇએ જગતની ઉત્પત્તિના સબધમા લગભગ ૨૧ મતો જુદા જુદા મત ધરાવનારા છે. પણ અત્યારના સમયમાં તો ૨૧ હજાર મતો હશે કોઈ કેવી રીતે માને છે કોઇ કેવી રીતે માને છે એક બીજાથી મળતા આવે જ નહિ જેના જેના મગજમા જેવી જેવી કલ્પના આવી, એવુ ઠોકી માર્યુ

કોઇ કહે છે કે ત્રણ પ્રકારે મૂર્તિ વિભક્ત થઇ- હરિ, શિવ અને બ્રહ્મા શભુ જગતનુ બીજ છે કૃષ્ણ જગતના કર્તા છે અને બ્રહ્મા ક્રિયા છે કેટલાકો કહે છે કે વિષ્ણુથી આ જગત ઉત્પન્ન થયુ છે કેટલાકો કહે છે કે જગત કાલકૃત છે ઇશ્વરની પ્રેરણાથી થએલ છે કેટલાક બ્રહ્માથી ઉત્પત્તિ માને છે કેટલાકો પ્રકૃતિના અનુક્રમથી માને છે કેટલાક દૈવથી માને છે, તો કેટલાક સ્વભાવથી માને છે કોઇ અક્ષરથી માને છે તો કોઈ ઇડાથી માને છે કોઇ પાચભૂતના વિકારથી ઉત્પન્ન જગત માને છે, તો કોઇ અનેક રૂપવાળુ માને છે

ભાઇઓ અને બ્હેનો કલ્પનાનુ તે કઇ ઠેકાણુ છે આ બધીએ કલ્પનાઓ ઉપર હુ વિવેચન કરવા બેસુ તો મને લાગે છે કે, આખા વર્ષ સુધી આ ઇશ્વરની ભાજગડમાંથી છૂટા જ ન થઇએ. એટલે બીજા વિષયો ઉપર બોલવાનુ જ ન રહે, છતા આમાના એકાદ મત ઉપર તો જરાક મને કહેવા દેવાની જરૂર છૂટ આપશો

મનુસ્મૃતિના ૧ લા અધ્યાયના ૮ મા શ્લોકમાં કહ્યુ છે -

सामिध्याय शरीरात्स्वात
सिसृक्षु विविधा प्रजा ।
अप एव ससर्जादौ
तासु बीजमवासृजत् ॥

અર્થાત્ જુદી જુદી જાતની પ્રજાને ઉત્પન્ન કરવાની ઈચ્છા વાળા ઈશ્વરે, પોતાના શરીરથી ધ્યાન કરી, પ્રથમ પાણી ઉત્પન્ન કર્યું અને તેમા બીજ નાખ્યુ

મિત્રો, તમને શકા નથી થતી કે ઈશ્વરે સૌથી પહેલા પાણી ઉત્પન્ન કરીને એને મૂક્યુ ક્યા ? આધાર વિના આધેય રહી શકે ? વળી પોતાના શરીરથી ધ્યાન કર્યું અરે, ભાઈ, ઈશ્વરને શરીર જ નથી હોતુ તો વળી શરીરથી ધ્યાન થઈ જ શી રીતે શકે ?

ઠીક, ભાઈઓ અને બહેનો, આટલામા આપણું પને તેમ નથી મનુજી મહારાજ કહે છે કે-એ શક્તિરૂપ બીજ નાખ્યુ હતુ, તેનું ઇડુ થઈ ગયુ સૂર્યના જેવુ ને સૂર્યના જેવી કાન્તિ વાળુ અને પછી એ ઈંડામા લોકોના દાદા બ્રહ્મા ઉત્પન્ન થયા પછી ? પછી એ કે ભગવાન્ એ ઈંડામા એક વર્ષ પર્યન્ત રહ્યા અને પછી સ્વય પોતાનું ધ્યાન કરી, એ ઈંડાના ભડાક દઇને બે ટુકડા કર્યા એક ટૂકડો સ્વર્ગ બન્યો અને બીજો ટુકડો ભૂમિ બની અને વચમા રહી ગયુ એ આકાશ.

જરા એક બે વાતો કહી લઉં ભગવાને પાણી પહેલા બનાવ્યુ, તો પાણીને ઝીલવા માટે જમીન તો જરૂર જ બનાવી હોવી જોઇએ ને ? પણ ના, એ તો પાણીમા રહેલું

ઈંડુ ફૂટયુ ત્યારે એનો એક ભાગ પૃથ્વી તરીકે થયો ઠીક, બીજુ બ્રહ્માજી એક વર્ષ ઇંડામા રહ્યા પણ તમને ખબર છે કે બ્રહ્માજીનુ આ વર્ષ કેવડુ ?

કહેવામા આવે છે કે આપણા એક ક્રોડ ને વીસ લાખ વર્ષ થાય, ત્યારે બ્રહ્માજીનો એક દિવસ થાય અને તેટલા જ વર્ષે એક રાત્રી થાય એટલે બે ક્રોડ ને ચાલીશ લાખ આપણા વર્ષો બરાબર બ્રહ્માજીનો એક અહોરાત્ર થાય હવે તેને ૩૬૦ થી ગુણો એટલે ઝટ માલુમ પડી જશે કે બ્રહ્માજીનું એક વર્ષ, એટલે આપણા કેટલા વર્ષ ? સમજી શકયા હશો કે ૮ ૦૦૦૦૦૦૦૦ વર્ષ સુધી બ્રહ્માજી ઈંડામા રહ્યા

સજ્જનો તમે કોઇ એ કલ્પના ન કરશો કે હુ આ વાત કાઇ ગપોડા પુરાણથી કહી રહ્યો છુ નહિં, આ વાત ખાસ મનુસ્મૃતિની અંદર કહેલી છે હુ આ બધા શ્લોકો અને તેનું લબાણુ વિવેચન કરીને તમારા અધિક સમય લેવા નથી ચાહતા હુ માત્ર તમારી આગળ એટલુ જ બતાવવા ચાહુ છુ કે આ જગતની ઉત્પત્તિ જેવી રીતે બતાવવામા આવી છે તેની રીતે માન્ય થઈ શકે ખરી ? શુ એ પ્રમાણે જગતની ઉત્પત્તિ સભવિત છે ? ઇશ્વર પોતાના શરીરથી જગતને ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી, તો પછી પહેલા પાણી ઉત્પન્ન કરીને એમા ઇંડુ બનાવીને એ ઇડામા એક વર્ષ એટલે આઠ અબજ અને ચોસઠ કરોડ વર્ષ સુધી ઇડામા રહેવાની જરૂર શી હતી ? ઇડામા રહીને પછી પણ જ્યારે જગત્ બનાવ્યુ, તો પછી જેમ પહેલા પાણી બનાવ્યુ તેમ પૃથ્વી અને બીજી બધીયે ચીજો બનાવી નાખી હત તો શુ ખોટુ હતુ ?

સજ્જનો ને કે આ મળ ઘમા ઘણુ ઘણુ કહી શકાય તેમ છે આપણી બુદ્ધિની કસોટી ઉપર આ સિદ્ધાન્ત ખરેખર કસવા જેવા છે પણ એટલો નમય ક્યા? છતા એક વાત બીજી પણ કહી લઉ ને મનુસ્મૃતિના પહેલા અધ્યાયમા ઉપર પ્રમાણે જગતની ઉત્પત્તિ બતાવવામા આવેલ છે, તેજ પહેલા અધ્યાયમા એ પણ કહ્યુ છે —

> द्विधा कृत्वात्मनो देह-
> मर्धेन पुरुषोऽभवत् ।
> अर्धेन नारी तस्या स
> विराजमसृजत् प्रभु ॥

જોઈ લેજો ૩૨ મો શ્લોક

શુ કહ્યુ ? પોતાના શરીરના બે ટુકડા કરી, અર્ધા શરીર વડે પુરૂષ અને અર્ધા શરીર વડે સ્ત્રી કરી તે સ્ત્રીમા મૈથુન સજ્ઞા કરી, એટલે બ્રહ્માજીએ મૈથુન સેવી વિરાટ પુરૂષ પેદા કર્યો

બુદ્ધિવાદના જમાનામા આવી ઉત્પત્તિનો કોઇ સ્વીકાર કરી શકે ખરો ? ખરી વાત એ છે કે કોઇ પણ વસ્તુ ત્યારે જ માની શકાય કે, જ્યારે શ્રુતિ એટલે શાસ્ત્ર, યુક્તિ અને અનુભૂતિ અર્થાત્ અનુભવ-એ ત્રણ દ્વારા સિદ્ધ થતી હોય શાસ્ત્રોમા કહેલુ હોવા છતા જો તે તર્કથી યા અનુભવથી સિદ્ધ ન થતુ હોય, તો તે એકદમ સ્વીકાર્ય ન હોઇ શકે અસ્તુ

## ઇશ્વર જગતને બનાવી શકે ?

જગતની ઉત્પત્તિ ઈશ્વરે કરી, એવુ જુદા જુદા મતો દ્વારા બને કહેવાતુ હોય, પરન્તુ હુ તમને જણાવીશ કે ઈશ્વર સર્વશક્તિમાન્ હોવા છતા, તે આ જગતને કદિ ન બનાવી શકે, અને જો બનાવે તો તે ઇશ્વર જ ન કહેવાય હુ તમને એના અહિ ઔર પ્રમાણો આપુ છુ જૂઓ–તમે મને કહેશો કે

સસારમા એવી કોઇ વસ્તુ નથી કે જે બનાવ્યા વિના બની હોય એક નાનામા નાની ચીજ ઘડીયાળ મકુ મટુવ ક ઘડાનો પણ બનાવનાર તો હોય છેજ તો પછી આટલા મોટા વિશાળ જગત–મસાર–ના બનાવનાર અને નિયત્રણ કરનાર કોઇ ન હોય એ તે કેમ ચાલે ? કેમ સભવી શકે ?

પરન્તુ મિત્રો, તમારે આ કથનની સાથે એક વિચાર જરૂર કરવો પડશે અને તે એ કે જેટલી વસ્તુઓ બનેલી આપની સમક્ષ નજરે પડે છે તે બધીયે વસ્તુઓનો બનાવનાર શરીરી છે કે અશરીરી ? તમારે કબુલ કરવુ પડશે કે જે જે વસ્તુઓ બની છે બને છે અને હવે પછી બનશે તેનો બનાવનાર જરૂર શરીરધારી છે જ્યારે એમ છે તો પછી ઇશ્વર તો અશરીરી (શરીર રહિત), અમેરી, અનાહારી, રાગદ્વેષ રહિત અને અરૂપી છે, એમ આપણે ઇશ્વરના સ્વરૂપના જોઈ ગયા છીએ, અને માનીએ છીએ, તો પછી શરીર વગરના અરૂપી ઇશ્વર આવડુ મોટુ જગત કેમ બનાવી શકે ?

બીજુ દુનિયાનો એ તો એક કુદરતી નિયમ છે કે સાધન વિના સાધ્ય વસ્તુની સિદ્ધિ નથી થતી કુભારને એક સાધારણ ઘડો બનાવવા માટે પણ માટી, પાણી, ચાક, દ ડ વગેરે સામગ્રી ભેગી કરવી પડે છે ત્યારે ભિન્ન ભિન્ન પ્રકાર અને સ્વભાવવાળુ આ જે જગત્ દેખાય છે, તે બનાવવા માટે શુ ઈશ્વરને કોઇ સામગ્રીની જરૂર નહિ પડી હોય ? પણ ઈશ્વરને જ્યા શરીરજ નથી, ત્યા બીજા સાધનોનો વિચાર કેવી રીતે કરી શકાય ? ઈશ્વરને શરીર નહીં હોવાને કારણે કોઈ વસ્તુ બની ન શકે, એ ચોક્કસ છે

ત્રીજુ દુનિયાનો કોઈ પણ પદાર્થ ઈચ્છા વિના બની નથી શકતો, ઘડો બનાવવાની કુભારને ઈચ્છા થાય છે, ત્યારેજ તે બનાવી શકે છે પ્રથમ મનમા વિચાર ઉઠે છે-ભાવના જાગે છે અને પછી ક્રિયા બને છે ઈશ્વરે જગત્ને બનાવ્યુ, ત્યારે તેમને તે બનાવવાની ઈચ્છા થઇ હશે કે કેમ ? જરા ધ્યાનમા રાખજો ઈચ્છા થવી એ રાગદ્વેષનુ પરિણામ છે જેઓ રાગદ્વેષવાળા છે, તેમનેજ ઈચ્છા થઈ શકે છે આ જગત્ને બનાવવાની ઈશ્વરને ઈચ્છા થાય, તો ઈશ્વર રાગદ્વેષી કહેવાય અને ઈશ્વરને રાગ-દ્વેષ તો નથીજ, એ વાત દુનિયાના તમામ ધર્મો સ્વીકારે છે આપણે સસારના જીવો જરૂર રાગદ્વેષી છીએ પણ જો ઈશ્વર પણ આપણી પેઠેજ રાગદ્વેષી હોય, તો પછી આપણે કબુલ કરવુ પડશે કે આપણામા અને ઈશ્વરમા કશો ફરક નથી પણ આપણે તો જોયુ છે કે ઈશ્વરમા રાગદ્વેષ નથી પ્રેમ નથી ગુસ્સો નથી તેઓ કોઈ જાતની ક્રિયા કરતા નથી અને તેટલાજ માટે તે આપણા ઈશ્વર છે, પ્રભુ છે પરમાત્મા છે જ્યારે એમ છે તો પછી તે પરમાત્મા જગત્ને કેમ બનાવી શકે ? ઈશ્વર તો ઇચ્છા

રહિત છે, માટે ઈશ્વરથી જગત્ બન્યુ છે તે દલીલ સાથે આપણે સહમત થઇ શકીએ નહિ

ચોથુ એક સવાલ એ પણ ઉઠે છે કે જો ઇશ્વરે જ આ જગત્ બનાવ્યુ હોય તો તે કયારે બનાવ્યુ ? અને જ્યારે તમણે જગત્ ન્હોતુ બનાવ્યું, ત્યારે આ જગતને ઠેકાણે બીજુ શું હતું ? જો તે વખત પાણી ન્હોતું, વાયુ ન્હોતો, તેજ ન્હોતુ પૃથ્વી ન્હોતી, સૂર્ય ન્હોતો ચદ્ર ન્હોતો, તારા ન્હોતા, પશુ-પક્ષી મનુષ્ય, કીટ, વનસ્પતિ સુખ દુખ વિગેરે કઇ જ ન્હોતુ તો પછી તે ઈશ્વર એકલા કેમ રહી શકયા ?

ભાઇઓ અને બહેનો

એ વાત હુ તમને અનેક વખત કહી ચૂકયો છુ કે શબ્દો હમેશા આપેક્ષ હોય છે વસ્તુ માત્ર હમેશા સાપેક્ષ હોય છે જગત્ જેવી કોઇ વસ્તુ જ ન હોય તો ઇશ્વર શબ્દનો વહેવાર પણ ન થાય અને ઇશ્વર શબ્દનો વહેવાર નથી તો જગત્ નથી જગત્ શબ્દનું ઉચ્ચારણ ઇશ્વરને આધીન છે જગત્ નહિં હતુ, પરતુ એકલા ઇશ્વર જ હતા તો તે કોના હતા

ઇશ્વર એટલે માલીક માલ નહિં તો માલીક કેમ હોઈ શકે ? ઈશ્વર એટલે પૂજ્ય પૂજક નહિં, તો પૂજ્ય કોના ? ઇશ્વર એટલે પિતા પુત્ર નહિં તો પિતા કોના ? માટે જગત્ નહિં, તો ઇશ્વર નહિં

પાચમુ શાસ્ત્રકારો કહે છે કે प्रयोजनमनुद्दीश्य मन्दोऽपि न प्रवर्तते । અર્થાત્ પ્રયોજન વિના કોઇની પણ પ્રવૃત્તિ થઇ શકતી નથી વિના કારણે કોઇ પણ માણસ કઇ પણ કામ કરતો નથી ઈશ્વરે જ્યારે જગતને મ્હોતુ બનાવ્યુ, ત્યારે ઈશ્વરને શું પ્રયોજન હતુ કે આ જગત્ બનાવવુ પડ્યું ? તમે સૌ અત્રે આવ્યા છો, તે વ્યાખ્યાન સાભળવાના પ્રયોજનથી વ્યાપારી વ્યાપાર કરે છે પૈસો કમાવવાના પ્રયોજનથી દુનિયાની એવી કોઇ પણ પ્રવૃત્તિ નથી, કે જે પ્રયોજન વિના કોઇ કરી શકે ? અરે, વરસાદના દિવસોમા ન્હાના ન્હાના બાળકો ભીંજાએલી રેતીના ઢગલામા પગ ઘાલીને ઘર બનાવે છે હુ તો કહુ છું કે એમા યે બાળકોની પ્રવૃત્તિનુ પ્રયોજન છે આનન્દ-વિનોદ ત્યારે જગત્ બનાવવામા ઇશ્વરને શુ પ્રયોજન હતુ ? એ કોઈ બતાવે છે ? અરે, જેઓ એમ માને છે કે ઇશ્વરે જગત્ બનાવ્યુ, તેઓ-તે શાસ્ત્રકારો પણ સ્પષ્ટપણે નથી કહી શકતા કે અમુક પ્રયોજનથી જગત્ બનાવ્યુ તે પ્રયોજન આપણે કહી શકતા નથી જ્યાર પ્રયોજન વિના કોઈ પણ વસ્તુ ન બની શકે, ત્યારે એ વાત નકકી થાય છે કે ઇશ્વર આ જગતને ન બનાવી શકે

છઠ્ઠુ નેચર-સ્વભાવ-કુદરત વિરુદ્ધ આ જગત્મા કોઇ કામ બનેલુ જોયુ છે ? પત્થરમા કોઈ દિવસ ઘાસ ઉગ્યુ ? જવ વાવીને કોઇએ ઘઉ લીધા ? કારણ વિના કાર્યની ઉત્પત્તિ કયાય થઈ ? ના, જરા થોડા વખતને માટે એમ માની લઈએ કે ઇશ્વરે જગતને બનાવ્યુ, તો પહેલા શુ બનાવ્યુ ? જે વસ્તુ પહેલા બનાવી અર્થાત્ પાણી, તે સબધી તો હુ પહેલા જ એનો પ્રતિવાદ કરી ચૂકયો છુ આપણે એક મૂરઘીનુ જ ઉદાહરણ લ્યો. ઇશ્વરે મુરઘી ઈ હેલા

શું બના શુ? મુરઘી કે ઇડુ? કાઇ કહી ગઅયો કે મુરઘી વિના ઇડુ કે ઇડા વિના મુ ઘી બની ગઇ? તે કુદરત નેચરની વિરૂદ્ધ છે ત્યારે ઇ વરે પહેલા શુ બનાવ્યુ?

આ બધી બાબતોનો વિચાર કરતા એ સ્પષ્ટ થાય છે કે ઇશ્વર કદાપિ જગતને બનાવી શકે જ નહિ જેને રાગ દ્વેષ નથી જેને ઇચ્છા નથી, જેને શરીર નથી જેને પ્રયોજન નથી, જેને ક્રીડા નથી, જેને બાલચેષ્ટા નથી જેને વિનોદ નથી, જેને શરીર નથી, જેને રૂપ નથી, રગ નથી એવા ઇશ્વર જગતને ઉત્પન્ન કરે એ વાત જરા માત્ર પણ ગળે ઉતરે તેવી નથી

મજ્જનો આજના મારા બધા વિવેચન ઉપરથી, હવે મારે એ સમજાવવાની કે કહેવાની જરૂર નથી રહી કે ઇશ્વરનો અને જગતનો શો સબધ છે? અર્થાત્ આજે મે પ્રારભમા જે પ્રશ્ન ઉઠાવ્યો હતો કે ઇશ્વરનો અને જગતનો શો સબધ છે? તેનો ઉત્તર તમારો આત્મા જ આપી શકશે કે ઇશ્વરનો અને જગત્ સબધ જનકાને-જન્ય-ભાવ સબધ તો નથી જ અર્થાત્ જગત્ રૂપી જન્ય વસ્તુને ઇશ્વર રૂપી જનકે ઉત્પન્ન કર્યું હોય, એવુ તો નથી જ ત્યાર ઇશ્વરનો અને જગતનો શો સબધ છે? એ તો આપણે આગળ વિચારીશુ

અત્યારે તો હવે જગત્ શી રીતે બન્યુ? અને આ જગતનો જે વ્યવહાર ચાલી રહ્યો છે એ બધો કોના નિયત્રણથી ચાલી રહ્યો છે? એ સબધીનો વિચાર આપણે આવતી કાલે કરીશુ



વ્યાખ્યાન ૧૮મુ

# ઈશ્વરવાદ. કર્મનું પ્રાધાન્ય.

(૪)

ભાઇઓ અને બ્હેનો,

ગઇકાલના વ્યાખ્યાનમા આ જગતને ઈશ્વરે બનાવ્યુ છે કે કેમ? બનાવી શકે કે કેમ? અને બનાવ્યુ છે, એમ જો માનીએ તો ઇશ્વરમા ઇશ્વરત્વ રહી શકે કે કેમ? એ બતાવી, એ સિદ્ધ કરી બતાવ્યુ છે કે જગત્ અને ઇશ્વરનો સબધ જન્ય જનકભાવ સબધ નથી.

જ્યારે એમજ છે તો પછી આ જગત્ બન્યુ શાથી? અથવા નથી બન્યુ, તો પછી આ શુ છે? તેમજ આ જગત્મા જે બધી ક્રિયાઓ બની રહી છે, એ બધાની નિમત્રણ દોરી કોના હાથમા છે? શાથી બધો ક્રમ ચાલી રહ્યો છે? એ મારે તમને બતાવવાનુ છે

## પદાર્થનો સ્વભાવ

ભાઇઓ આ જગત્ એ અનત પદાર્થોના સમૂહનું નામ
છે આ જગત્ એ અનાદિ સિદ્ધ વસ્તુ છે જેમ ઇશ્વ
અનાદિકાળથી છે છે ને છેજ તેવીજ રીતે આ જગત્ પણ
અનાદિકાળથી છે, છે ı છેજ ઇશ્વર કોઈ વખતે નહિ હત
એમ જ્યારે નથી કહી શકતા, તો જગત્ પણ ક્યારે નહિ
હતુ એમ પણ નજ કહી શકાય એટલે ઇશ્વર અનાદિ છે
અને જગત્ પણ અનાદિકાળથીજ છે બેશક આ જગતના
પ્રત્યેક પદાર્થનો સ્વભાવ ઉત્પાદ-વિનાશ ધર્મવાળો પણ છે
અર્થાત્ એક દીપકથી લઇ કરીને આકાશ પર્યન્તના બધા
પદાર્થોમા નિત્યપણુ અને અનિત્યપણુ રહેલુ છે સમજ
રાખશો કે દ્રવ્યની અપેક્ષાએ આ જગત્ નિત્ય છે અને
પર્યાયની અપેક્ષાએ અનિત્ય પણ છે જગતજ શા માટે
જગતનો પ્રત્યેક પદાર્થ નિત્ય ને અનિત્ય ધર્મવાળો છે
સસારનો કોઈપણ પદાર્થ એકાન્તે નિત્ય નથી કે એકાન્
અનિત્ય પણ નથી

આ પ્રસગે મારે તમને સમજાવવુ જોઇએ કે 'નિત્ય
શુ છે? અને અનિત્ય' શુ છે? કોઇ કોઇ શાસ્ત્રકારોએ
નિત્યનુ લક્ષણ કર્યું છે કે— **अप्रच्युतानुत्पन्नस्थिरैकरू**
**नित्यत्वम्** અર્થાત્ જે કદિ નાશ થાય નહિ ઉત્પન્ન થ
નાહ અને સ્થિર-એક રૂપવાળુ રહે, તેનુ નામ છે નિત
આથી ઉલટુ 'અર્થાત્ જેનો નાશ થાય, તેનુ નામ છે અનિત
જૈનશાસ્ત્રકારોએ નિત્યનુ લક્ષણ બતાવ્યુ છે **तद् भावाव्य**
**नित्यम्** ' અર્થાત્ જે પોતાના ભાવથી નાશ પામે નહિ, એ
નામ છે નિત્ય જે વસ્તુ જેવી હોય તેવીને તેવી કાયમ રહે

એનું નામ જે નિત્ય ધ્યાન રાખો કે સંસારમાં જે પદાર્થો છે તે બધા નિત્ય ને અનિત્ય બન્ને ધર્મોવાળા છે હું તમને જરા ઉદાહરણો આપીને સમજાવુ જેમ આ આત્મા છે આ આત્મા આ શરીરને છોડીને જાય, ત્યારે આ શરીરરૂપી પર્યાયનો નાશ થયો અને દેવલોકના શરીરને કે જે કંઇ શરીરને પ્રાપ્ત કર્યું, તે શરીરની ઉત્પત્તિ થઇ એટલે ઉત્પત્તિ અને વિનાશ પણાની અપેક્ષાએ એ અનિત્ય થયો, પણ જે આત્મસ્વરૂપ ધર્મ પેલા શરીરમા હતો તેજ આત્મસ્વરૂપ ધર્મ ઉત્પન્ન થએલા શરીરમા પણ છેજ એટલે એ અપેક્ષાએ આપણે આત્માને નિત્ય માનીએ છીએ સોનાની કંઠીને ગળાવીને બંગડીઓ બનાવી, એટલે કંઠીનો નાશ ને બંગડીની ઉત્પત્તિ, એ અપેક્ષાએ એ અનિત્ય છે, પણ સુવર્ણત્વ કંઠીમા પણ હતુ ને બંગડીમા પણ છે, એ અપેક્ષાએ એ નિત્ય છે આમ દરેક પદાર્થમા નિત્યત્વ અનિત્યત્વ-બન્ને ધર્મો રહેલા છે અને તેટલાજ માટે પદાર્થનુ લક્ષણ-વસ્તુનુ લક્ષણ જૈનાચાર્યોએ બાધ્યુ છે કે उत्पाद-व्यय ध्रौव्ययुक्त सत्" અર્થાત્-ઉત્પન્ન થવુ નાશ થવો અને સ્થિર રહેવુ આ ત્રણ વસ્તુઓ જેમા રહેલી હોય, એનુ નામ છે પદાર્થ-ચીજ-વસ્તુ-દ્રવ્ય એવી દુનિયાની કઈ વસ્તુ છે કે જેની અંદર આ ત્રણ સ્વભાવો ન રહ્યા હોય? મનુષ્યનુ શરીર બળીને ભસ્મ થઈ જાય, એટલે આપણે કહીએ છીએ કે તેનો નાશ થયો બેશક જે શરીરને આપણે જોતા હતા, તેનો નાશ જરૂર થયો છે, પરન્તુ એ શરીરના પરમાણુ રાખ રૂપે પરિણમ્યા છે અર્થાત્ મનુષ્યના શરીરનો નાશ ને રાખની ઉત્પત્તિ થઇ પણ જડતા ધર્મ તો બન્નેમ રહે છે શરીરમા યે હતો, ને રાખમા યે છે એટલે ધ્રૌવ્ય છે

ક્યાજ કરે કે એમા જરાપણ ફેરફાર થતોજ નથી અ
સ્વભાવ ઉષ્ણતા છે પાણીનો સ્વભાવ શીતલતા છે, વ
સ્વભાવ ગતિશીલતા છે આ સ્વભાવોમા જરાયે ફેરફાર
નથી પચાસ વર્ષ સુધી એક માણસ એક પગે ઉભો
તપસ્યા કરે, છતા બાજરી વાવીને ઘઉં લણી શકેજ
અને એટલાજ માટે 'વત્થુસહાવો ધમ્મા' 'વસ્તુનો સ
એજ ધર્મ' બતાવવામાં આવેલ છે

અહિં તમે મને પૂછી શકો છો કે ભલે પાચભૂતરૂ
જગત્ ઇશ્વરે ઉત્પન્ન ન કર્યું હોય અને તે અનાદિ
પોતપોતાના સ્વભાવ પ્રમાણે બધી વસ્તુઓની પ્રવૃત્તિ
રહી હોય પરન્તુ આ જગતમા જીવો-મનુષ્યો જે સુ
પામી રહ્યા છે, ધર્મ-અધર્મ કરી રહ્યા છે સજ્જનતા
નના બનાવી રહ્યા છે રાજા-રંક થઇ રહ્યા છે રાગી
સતાપી વધ રહ્યા છે એ બધી વિચિત્રતાઓ જે જોવા
છે એ તો બધુ ઇશ્વર કરેજ છેને ? એકને એક ડઝન
હોય, એકને મરી જાય ત્યા સુધી એકકેય ન થાય,
મહેનત કરીને મરી જાય છતા પાસ ન થાય, બીજો
મહેનતે મોજ કરતો પાસ થાય એક માણસ શરીરને
સભાળે, છતા બારે માસ ડાકટરના ઘરના ડાઝો
રહે અને બીજો ગમે તેવુ ખાય ને ગમે તેમ ફરે
ખુબ તદુરસ્ત રહે આ બધુ શાથી બને છે ? શુ
ઇશ્વરની દખલગિરી, ઇશ્વરની સચાલન ક્રિયા નથી ?

ભાઇઓ અને બહેનો હુ કહીશ કે ના ઇશ્વર
આમ નજ નચાવે કંઇ પ્રયોજન ? અને જો બધુ
કરતો હોય તો માનો એક માણને કોઇનુ ખુન કર્યુ

આવ્યો મેજીસ્ટ્રેટ આગળ એને ઉભો કરવામા આવ્યો તે વખતે તે ખુની પોતાના બચાવમા એમ કહે કે મે કઇ કર્યું નથી, મને તો ઇશ્વરે-આપણા બધાઓના બાપે પ્રેરણા કરી કે તુ આને મારી નાખ, એટલે મે મારી નાખ્યો, એટલે એમા મારો શો દોષ ? દોષ ઇશ્વરનો કે જેણે મને એવી બુદ્ધિ સૂઝાડી મેજીસ્ટ્રેટ, આમ કહેવાથી આ ખુનીને છોડી દેશે ખરો ? હરગીઝ નહિ એક માણસ વેશ્યાને ત્યા જાય, અને પછી કહે કે ઇશ્વરે મને વેશ્યાને ત્યા જવાની બુદ્ધિ આપી પરન્તુ તેમ કહેવાથી તે છટી શકતો નથી

ત્યારે કબૂલ કરવુ પડશે કે આ બધી પ્રવૃત્તિઓમા મૂળ કારણ જીવે કરેલા શુભાશુભ કર્મોજ છે અને કર્મો એના સ્વભાવ પ્રમાણે જીવને સુખદુખની પ્રાપ્તિ કરાવે છે

જીવ મન વચન, કાયાથી જે જે પ્રવૃત્તિ કરે છે તેના પ્રમાણમા શુભ કે અશુભ કર્મો આત્માની સાથે બધાય છે જ્યા ક્રિયા છે ત્યા કર્મ છે અને એ કર્મનો મબધ આત્મા સાથે બધાય છે, જ્યારે એ કર્મો પાકે છે, ત્યારે તેનું ફળ મળે છે આ કર્મ, એજ આત્મા ઉપરનું આવરણ છે

કદાચ કોઈ કહે કે ભલે કર્મ પ્રમાણે ફળ મળતુ હોય, પરતુ આ કર્મ પ્રમાણે ફળ આપનાર-સજા કરનાર ન્યાયાધીશ તો કોઈ જોઇએને ? એ ન્યાયાધીશ, એજ ઇશ્વર પરન્તુ ઈશ્વિર કે એવા કોઈ પણ ન્યાયાધીશની કઈ જરૂરજ નથી ,કર્મમાજ એવી સત્તા છે, સ્વભાવ છે કે તે પોતે જે તરફ લઇ જવા ચાહે, તે તરફ જીવને લઇ જઈ શકે છે સુખદુખ આપી શકે છે તૂબડાનો સ્વભાવ પાણીમાં તરવાનો હોવા છતા, તેના ઉપરની માટીનો લેપ તૂબડાને

નીચેજ લઇ જશે. એ માટીનો સ્વભાવ છે લોહચુંબકને કોઇ નથી કહેતુ કે તુ લોઢાને તારી તરફ ખીંચ પરન્તુ લોહચુંબકનો એ સ્વભાવજ છે કે તે લોઢાને પોતાના તરફ ખીંચેજ છે આવીજ રીત કર્મનો પણ સ્વભાવ છે કે તેના લીધે સુખ દુખ ઉત્પન્ન થાયજ, એમા ઇશ્વરની કે કોઇની પણ પ્રેરણાની જરૂર નથીજ

## કર્મનુ પ્રાધાન્ય

સજ્જનો,

કર્મની પ્રબળતા કેટલી બધી છે? મનુષ્ય ધારે છે શુ ને થાય છે શુ? એટલા જ માટે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે—

> कर्मणो हि प्रधानत्वं
> किं कुर्वन्ति शुभाग्रहाः ।
> वशिष्टदत्तलग्नोपि
> रामः प्रव्रजितो वने ॥

વશિષ્ઠ ઋષિ જેવા સમર્થ ગુરૂએ ભગવાન્ રામચંદ્રજીને ગાદીએ બેસારવાનુ મુહૂર્ત આપ્યુ હતુ, છતા ગાદી ગાદીને ઠેકાણે રહે છે અને તેમને વનવાસ જવુ પડે છે એમા શુ ઇશ્વરનો દોષ હતો? શુ ઇશ્વરે એમને ગાદી પર નહિ બેસવા દીધા? રામચંદ્રજી જેવા પુરૂષોત્તમ પુરૂષ ઉપર પણ ઇશ્વર આટલો પ્રકોપ કરે ખરો? નહિ એમા કર્મનુ જ પ્રાધાન્ય છે

આ વખતે શ્રીમદ્ રામચંદ્રજી સ્વયં શુ કહે છે?

यच्चिन्तित तदिह दूरतर प्रयाति
यच्चेतसा न गणित तदिहाभ्युपैति ।
प्रातर्भवामि वसुधाधिपचक्रवर्ती
सोऽहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥

જે વસ્તુનો હુ મારા મનમા વિચાર કરી રહ્યો હતો તે આજે મારાથી હજારો કોષ દુર ગઈ છે અને જેનો મે સ્વપ્ને પણ વિચાર નહોતો કર્યો, તે આજે મારી સામે આવીને ઉભી છે અર્થાત્ પ્રાતઃકાળમા હુ દુનિયાનો ચક્રવર્તી રાજા થવાનો છુ આમ મનમા મોટી મોટી આશા ખાતરી હતી, પણ તેને બદલે તો હુ જટાધારી તપસ્વી થઈને જ ગલમા જાઉં છુ આ બધી કર્મની વિચિત્રતા છે તે ધારે છે તે કરી શકે છે લોહચુબક જડ છતા હજારો ટનની સ્ટીમરોને ખેચી શકે છે, તેમ કર્મ જડ છતા ધારે ત્યા માણસોને લઈ જઈ શકે છે

આ કર્મ એક જબરદસ્ત વસ્તુ છે સદ્બુદ્ધિને દુર્બુદ્ધિમા ફેરવી નાખનાર કર્મ છે, 'बुद्धि कर्मानुसारिणी' બુદ્ધિ કર્મને અનુસરનારી છે શુ રામચદ્રજી જેવા પુરૂષોત્તમ પુરૂષ નહિ સમજતા હતા કે સુવર્ણના તે કઇ મૃગલા હોતા હશે ? શુ પાડવો નહિ સમજતા હતા કે જુગાર ખેલવો એ મહા પાપ છે, એટલા જ માટે કહેવામા આવ્યુ છે કે-

अवश्यं भाविभावाना
प्रतिकारो भवेद् यदि ।
प्रतिकुर्युर्न किं नून
नल-राम-युधिष्ठिरा ॥

અવશ્ય ભાવીનો જો પ્રતિકાર હોત-ઉપાય હોત તો શુ નલ-રામ-ને યુધિષ્ઠિર ન કરત પણ ખૂબ સ્મરણમા રાખો કે કર્મ પ્રમાણે બરાબર ફળ મળતું રહે છે ભલે આ કર્મને કોઈ માયા કહે, અદૃષ્ટ કહે, પ્રકૃતિ કહે-ગમે તે કહે વાત એક જ છે વસ્તુ એક જ છે કર્મનુ પ્રાધાન્ય ગાનારા અનેક વાકયો જૈન જૈનેતર તમામ શાસ્ત્રોમા મળે છે

'तस्मै नम कर्मणे' 'भाग्य सर्वत्र कारणम्,' कर्मायत्त फल पुसाम् 'न चलताय भाविनी कम रखा,' कर्म च शुद्ध मतयो यतयो गृणन्ति,' 'फलति कपाल न भूपाल' ।

વિગેરે વિગેરે એટલે કર્માનુસાર જ બધુ બની રહ્યું છે

## પાચ કારણો

મહાનુભાવો જગ એક વાત ધ્યાનમા લઈ ટયો બેશક સુખ દુખ અને તમામ ક્રિયામા કર્મ તો કારણભૂત છે જ કર્માનુસાર તો બધી પ્રવૃત્તિ થાયજ છે, પરન્તુ તેની સાથે સાથે બીજા પણ કારણો છે તે પાચ કારણો છે કાલ,સ્વભાવ નિયતિ પુરૂષાર્થ અને કર્મ ઘણા લોકો એમ કહે છે કે જૈનો કર્મવાદી બનીને પુરૂષાર્થહીન બન્યા છે પરન્તુ તે ખોટુ છે જૈનો જેમ કર્મને માને છે તેમ પુરૂષાર્થને પણ માને છે અને પુરૂષાથને માને છે, તેમ તેની સાથે કાળ સ્વભાવ અને નિયતિને પણ માને છે આ પાચે કારણોનો સયોગ મળે છે, ત્યારે કોઇપણ કાર્યની ઉત્પત્તિ થાય છે બેશક, એ વાત ખરી છે કે કર્મન ઉત્પન્ન પણ પુરૂષાર્થ કરે છે અને તેવીજ રીતે પુરૂષાર્થ થવો એ પણ કર્માનુસાર બને છે બન્ને એક બીજાના જેમ કારણ છે, તેમ પોતે કાર્ય પણ છે

કર્મની ઉત્પત્તિ પુરૂષાર્થથી થાય છે હવે વિચાર કરો કે કોઈ પણ કાર્યને માટે જ્યા સુધી સમય આવતા નથી, ત્યા સુધી તે કાર્ય થતુ નથી ચાહે ગમે તેટલો પુરૂષાર્થ કરવામા આવે તમે સવારમા વિચાર કરો કે મારે તો આજે ગુજરાત નગર જવુ છે, પણ ત્યા તમે તેજ કાળે જઈ શકશો કે જે કાળ તમારા માટે નિર્માણ થયો છે કન્યામા-સ્ત્રીમા સતાન પેદા કરવાની શકિત છે, પણ સમય આવશે ત્યારેજ તે સતાન પેદા કરશે અસમયમા નહિજ

આવીજ રીતે કાર્યની ઉત્પત્તિમા સ્વભાવ પણ કારણ છે સ્વભાવ વિના ઉત્પત્તિ નથી થતી તમે મગ પકાવો, પણ કોરડુ મગનો સ્વભાવ છે કે નહી ચડે તેનુ કારણ તેનો સ્વભાવ છે નિયતિ એટલે હોનહાર-ભવિતવ્યતા તમે ઈચ્છો કે ઘરમા પુત્રની પ્રાપ્તિ થાય પણ જો ભવિતવ્યતા નથી તો તે નહીજ થાય બચ્ચુ જન્મે પણ મરેલુ જન્મે તે હોનહાર-ભવિતવ્યતાનુ પરિણામ છે આવીજ રીતે પુરૂષાર્થ પણ જોઇએ, એતો હુ હમણાજ કહી ચૂકયો છુ પુરૂષાર્થ વિના કાઇ બનતુ નથી ભાગ્યમા હશે તો કયાય જવાનુ નથી, એમ કહેનારાઓ જો ઓરડામા બેસી રહે અને પડયા પડયા પુસ્તકો વાચે તો તેમના ઘરમા પૈસો આવી જવાનો નથી પૈસા માટે તો તેમણે પુરૂષાર્થ કરવોજ રહ્યો ઉદ્યમ કરો-મહેનત કરો સ્ત્રીમા પુત્રોત્પત્તિ કરવાની તાકાત છે, પણ છતા જો પુરૂષનો સયોગ ન થાય તો તે કદાપિ ઉત્પન્ન ન થાય માટે પુરૂષાર્થની જરૂર છે સાથે સાથે ભાગ્યની પણ જરૂર છે ભાગ્યમા હશે તોજ થશે ઘણા ઉપાય કરીએ પણ ભાગ્યમા ન હોય તો ? એક શિક્ષક પાસે બેને વિદ્યાર્થીઓ ભણે છે, તેમા એક પાસ થાય છે અને બીજો નાપાસ થાય

છે બનેની મહેનત સયોગ સરખા પણ એકના ભાગ્યમા માન થવાનુ નથી તો તે નહિજ થાય

તમે મુબઈ જાઓ, રૂના ભાવમા તેજી છે તમે ૧૦૦૦-૨૦૦૦ હજાર પેદા કરો છો પછી એકદમ મદી આવે છે તેજીના તમે કમાયા, તેથી વિશેષ ગુમાવી બેસો છો તમે તમારી આખ આમે રૂ ૫૦૦૦નો ચોકખો નફો જોયો હતો, પણ ભાવ એકદમ ગબડી ગયા તેનો અર્થ એજ કે તમારા ભાગ્ય મતેજ નહોતા તે વખતે લાભાન્તરાયનો ઉદય હતો લાભ થવાનો હતો, પણ ન થયો હવે જૂઓ તમારા માટે સયોગો સારા હતા, પુરૂષાર્થ કર્યો હતો, પણ ભાગ્યમા નહિ હતુ તેથી તમને ફાયદો ન થયો.

આમ પાચે કારણો મળે છે, ત્યારે કોઈપણ કાર્યની ઉત્પત્તિ થાય છે, પણ એમા કર્મનુ પ્રાધાન્ય છે એ વાત હુ તમને બરાબર રીતે સમજાવી ચૂકયો છુ. ક્રિયાએ કર્મ, પરિણામે બધ ને ઉપયોગે ધર્મ ક્રિયા કરો તેમા કર્મ જરૂર છે, હાલો, ચાલો ઉઠો, બેસો ગમે તે કરો, તે બધામા ક્રિયા છે કોઇ એવી વસ્તુ નથી કે જેમા ક્રિયા નથી ધાર્મિક, સામાજીક સસારિક, માનસિક, દરેક ક્રિયામા કર્મ લાગે છે પછી શુભ કે અશુભ જેટલા કર્મ કરીએ છીએ તે પુરૂષાર્થને આધીન છે એક માણસ સુખી છે યા દુખી છે, તે પોતાના કર્મો વડે આજનુ મારૂ કર્મ તે વખતના કાર્યનુ કારણ છે આજે આપણે સુખ યા દુખ ભોગવી રહ્યા હોઇએ, તો તે પૂર્વ કર્મનુ કારણ છે

## ઈશ્વરને સંડોવવાનુ કારણ?

હવે મારે એક જ વસ્તુ આ સબંધે સમજાવવાની રહી છે. અને તે એ છે, તો પછી ઈશ્વરને સંડોવવાનુ કારણ શુ? તમારામાના ઘણાઓને હમણા હમણા થતુ હશે કે જો કર્માનુસાર સુખ દુખ વિગેરે બધુ થાય છે, તો પછી વાત વાતમા ઈશ્વરને સંડોવવાનુ કારણ શુ? અર્થાત્ ઈશ્વરનો અને આપણો સબંધ લેન દેન સબંધી છે નહિં એને ત્યાં ચોપડા નથી, આપણુ ખાતુ નથી અને જો ઈશ્વર કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરતા જ નથી તો પછી પ્રત્યેક વ્યક્તિ-સાધુ કે ગૃહસ્થ બાળક કે સ્ત્રી ઈશ્વરનુ નામ શા માટે લે છે? છોકરો મરી જાય તો કહે કે ઈશ્વરને ગમ્યુ તે ખરૂ સુખ દુખ થાય તો કહેશે કે ઈશ્વરની મરજી ૫૦૦૦ રૂા પેદા થાય, તો કહેશે કે હુ શુ કમાયો, એ તો પરમાત્માએ આપ્યા જો ઈશ્વરને અને આપણને સબધ નથી, જો આપણાથી તે હજારો કોસ દૂર છે, તો લોકો વાત વાતમા ઈશ્વર પર આરોપ કેમ મૂકે છે? શુ આ બાબત વિચારવા જેવી નથી? આવુ તમને થતુ હશે આનો ઉત્તર સીધો ને સરલ છે કેવળ વિનયની ખાતર જ આ ભાષા છે તમે ખૂબ ગભીરતાથી વિચાર કરશો કે ઈશ્વર આપણા પૂજ્ય છે, સર્વ શક્તિમાન છે આપણા પિતા છે, માટે કેવળ આપણી લઘુતા બતાવવા માટે જ આપણે ઈશ્વરનુ નામ લઈએ છીએ ૯ એક ઉદાહરણ આપુ એક સાધુ મહાત્મા કોઈને ઘરે આવે છે ત્યા એક છોકરાને રમતો જોઈને તે ઘરવાળાને પૂછે છે કે આ છોકરો કોનો છે? ત્યારે ગૃહસ્થ કહે છે કે મહારાજ એ આપનો છે શુ આ વાત સાચી છે? ના એક બ્રહ્મચારી સાધુ એ છોકરાનો બાપ કેમ હોઈ શકે? સાધુને છોકરો કેવો? ત્યારે તે ગૃહસ્થ આમ કેમ બોલ્યો? કેવળ પોતાની

આ પ્રસંગે હું તમારું ફરીથી એક વાત તરફ ધ્યાન ખેચું છું હું એક વ્યાખ્યાનમાં એક વાત સ્પષ્ટ રીતે સમજાવી ચૂક્યો છું કે ઈશ્વરનો અને જગતનો જન્યજનકભાવ સબંધ નથી ઈશ્વરનો અને જગતનો મિત્રતાનો સબંધ નથી, ઈશ્વરનો અને જગતનો સબંધ છે પૂજ્ય-પૂજકભાવ સબંધ ઈશ્વર પૂજ્ય છે જગત્ પૂજક છે ઈશ્વર પૂજ્ય શા માટે છે? એ તમે મને પુછી શકો છો હું એ વાત પ્રારંભમાં બતાવી ચૂક્યો છું કે ઈશ્વર શી વસ્તુ છે? ઈશ્વરનું સ્વરૂપ કેવું છે? અર્થાત્ આપણા આત્મા કરતા જે વધારે શુદ્ધ આત્મા હોય, એ આપણો પૂજ્ય કહેવાય વ્યવહારમાં પણ જે વડીલ હોય તે પૂજ્ય ગણાય છે ઈશ્વર આપણા કરતા વધારે શુદ્ધ છે વધારેજ નહિ, પરન્તુ ઈશ્વર સંપૂર્ણ શુદ્ધ છે ઈશ્વર પૂર્ણ છે, આપણે અપૂર્ણ છીએ ઈશ્વર સર્વશક્તિમાન્ છે, આપણે અલ્પશક્તિમાન છીએ ઈશ્વર સર્વજ્ઞ છે આપણે અલ્પજ્ઞ છીએ અતએવ ઈશ્વર આપણા વડીલ છે, અને તેટલાજ માટે તે પૂજ્ય છે

વળી ઈશ્વર એટલા માટે પણ પૂજ્ય છે કે તેમનામાં આપણા કરતા હજારો, લાખો કરોડો ગુણા ગુણો વધારે છે જે માણસ-વ્યક્તિ વધારે ગુણવાન્, શક્તિમાન જે વધારે નિર્મળ હોય અને આપણો આદર્શ બની શકે તેમ હોય તે પૂજ્ય ગણી શકાય છે સાધુને ગૃહસ્થનો સબંધ પૂજ્ય પૂજકનો છે સાધુઓ તમને શું આપે છે કે તમે તેમને પૂજ્ય ગણો છો? ઈશ્વર જેમ કાંઈ આપતા નથી, તેમ સાધુ પણ કાંઈ આપતા નથી છતા તેમને તમે પૂજ્ય તો જરૂર માનો છો? એટલા માટે કે તેઓ તમારા કરતા વધારે ગુણી છે તમે પ્રલોભન, સંસારની વાસના, આધિ વ્યાધિ,

ઉપાધિમા ફસેલા રહો છો જ્યારે સાધુઓને એમાનુ ન<br>હોતુ નથી તમો વેપાર ધધા કરો છો પૈસા નાખો છો,<br>અને સ્ત્રી સાથે રહો છો જ્યારે સાધુઓ તો ત્યાગી છે<br>તઓ સ્ત્રી ક પૈસા કા પણ રાખતા નથી તે તમારાથી<br>હજાર ગુણા ઉંચા સ્થાને છે માટે જ ત પૂજ્ય છે

## પૂજ્યની પૂજા

સાધુઓ ઉપદેશ આપે કે ન આપે પણ તેઓ તમારા<br>કરતા વધારે ગુણવાન છે અને એટલા માટે તે તમારા પૂજ્ય<br>છે તેની જ રીતે ઇશ્વર આપણુ કરતા હોય કે નહી, છતા<br>ઈશ્વર આપણા કરતા ઉંચા છે સ્વ-સ્વરૂપમા રમણ કરે છે,<br>તેથી આપણી અને એમની વચ્ચે પૂજ્ય પૂજકનો ભાવ<br>રહેવો જોઈએ એ નક્કી છે કે જે પૂજ્ય હોય, તેની પૂજા<br>પૂજક કરે, ત્યારે તો એ નક્કી થયુ કે આપણે ઈશ્વરના<br>પૂજક છીએ અને આપણે ઇશ્વરની પૂજા કરવી જોઇએ

અહિ કોઇ એમ શકા કરે કે જ્યારે ત કઈ આપતા<br>લેતા નથી, દયા કરતા નથી દ્વેષ કરતા નથી લાભ કરતા<br>નથી નુકશાન કરતા નથી, તો પછી એમની પૂજા શા માટે<br>કરવી જોઇએ ?

જવાબ સીધો અને સરળ છે

પહેલા આપણે જરા એ જાણી લેવુ જોઇએ કે આ જીવનનુ<br>ધ્યેય શુ છે ? આપણી દોડ શાને માટે છે ? આપણે કયા<br>જવા ઇચ્છીએ છીએ ? આપણે શુ થવા ઇચ્છીએ છીએ ?

આ બધાનો જવાબ એક જ છે અને તે એકે આપણે આ અનિત્ય સુખ-પરમ સુખ લેવા ઇચ્છીએ છીએ આપણે આ રાગીના ફેનમાંથી છૂટવા ઇચ્છીએ છીએ આપણે જન્મ જરા-મૃત્યુના ફંદમાંથી મુક્ત થવા ઇચ્છીએ છીએ ટૂંકમાં એમ કહીએ કે આપણે ઇશ્વર થવા ઇચ્છીએ આપણા આત્માને ઇશ્વર સ્વરૂપના લઈ જવા માગીએ છીએ બીજા શબ્દોમાં કહું તો જ્યોતિમાં જ્યોત મીલાવવાની આપણી ભાવના છે જો એમ છે તો આપણે ઇશ્વરની પૂજા ભકિત, ઉપાસના કરવી જ જોઇએ આપણા દિલમાં ઇશ્વર પ્રત્યે ભકિત ઉત્પન્ન થવી જ જોઇએ કારણ કે એ કુદરતી કાયદો છે કે જે માણસને જેની જરૂર હોય, તે માણસ તેની જ પાસે જશે કે જેની પાસે તે વસ્તુ હોય નોકરીની ઇચ્છાવાળો માણસ કોઈ શેઠ કે ઓફીસરની પાસે જ જાય દરિદ્ર માણસ શ્રીમન્તની પાસે જ જાય. મહાયોગી બનવાની ભાવનાવાળો માણસ કોઇ સાધુ-સંત પાસે જ જાય વિદ્યાભિલાષી માણસ વિદ્વાન્ પાસે જ જાય વેશ્યા ગામી થવાની ભાવનાવાળો માણસ કોઇ એવા વેશ્યાગામીને જ શોધે તેવી જ રીતે જો આપણે વીતરાગ થવુ હોય જો આપણે શુદ્ધ થવુ હોય જો આપણે ઇશ્વર થવુ હોય તો આપણે ઇશ્વર પાસે જ જવુ, ઇશ્વરની જ ઉપાસના કરવી, એ બિલકુલ સિદ્ધ થાય છે

## ફલ પ્રાપ્તિનો આધાર

અહિં એક વસ્તુની શંકા પાછી જરૂર ઉઠે છે અને એ કે, ઇશ્વરને તો આપણે નિષ્ક્રિય માનેલ છે રાગ દ્વેષથી રહિત માનેલ છે કંઈ પણ લેવા-દેવાના ધંધાથી દૂર રાખેલ

છે, તો પછી ઇશ્વરની ઉપાસના કરવાથી ઇશ્વરની ભક્તિ કરવાથી, ઇશ્વરની મૂર્તિઓ બનાવીને પૂજા કરવાથી ફાયદો શો છે? તે તો કઇ આપવાના છે જ નહિ

આનો ઉત્તર ન્હેલો છે માત્ર એટલુ સમજી લેવુ જોઇએ કે કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ શાથી થાય છે? દાખલા તરીકે –

એક માણસ વેશ્યાને ત્યા જાય છે ત્યારે આપણે કહીએ છીએ કે તે દુખી થશે નરકમા જશે સજા ભોગવશે વેશ્યાને ત્યા જનારને નરકમા મોકલનાર કોણ? વેશ્યા છે? નરકની ટીકીટ શુ વેશ્યાને ત્યાથી મળે છે? ના ખરી રીતે વેશ્યાને તો નરકનુ જ્ઞાન પણ નથી, તેમ કોઇને નરકમા મોકલવાની તેનામા તાકાત પણ નથી છતા આપણે કહીએ છીએ કે તે નરકમા જશે નરકમા તે શાથી જવાનો? કારણ તેનુ અત કરણ, આત્મા મલીન થાય છે, તેટલા માટે? વેશ્યા કોઇને નરકમા મોકલતી નથી કોઇની પાસેથી નરકની ટીકીટ મળી શકતી નથી પણ વેશ્યાને ત્યા જનાર માણસનો આત્મા નાપાક, મલીન થાય છે, તેથી તે નરકમા જાય છે એક બીજુ ઉદાહરણ

એક માણસે એક ગરીબ માણસને દાન આપ્યુ દાન કરનાર માણસ સ્વર્ગમા જાય છે, સુખી થાય છે ધનાઢય થાય છે એમ આપણે શાથી કહીએ છીએ? દાન લેનારમા– જેણે દાન લીધુ તેનામા શુ એ તાકાત છે કે તે પેલા આપનારને સુખી કરી શકે? તેને સ્વર્ગમા મોકલી શકે? ના, દાન કરતી વખતે એ દાતાના હૃદયમા જે દયા ઉત્પન્ન થાય છે હમદર્દી ઉત્પન્ન થાય છે, એનાથી એને પુણ્ય

ઉપાર્જન થાય છે શુભ કર્મો તે ઉપાર્જન કરે છે, કારણ કે સારી ક્રિયા કરીને તે ખુશી થાય છે પરિણામે તેનુ હૃદય દયાનુ પવિત્ર બને છે તેથી તે ઉંચા સુખને મેળવશે, એમ આપણે માનીએ છીએ

સુખ દુઃખને મેળવવાનુ સાધન માત્ર હૃદયની પવિત્રતા અને અપવિત્રતા છે હૃદયની જેટલી અપવિત્રતા અશુદ્ધિ તેટલુ દુઃખ અને જેટલી પવિત્રતા અને શુદ્ધિ તેટલુ જ સુખ સુખ અને દુ ખનું કારણ હૃદયની શુદ્ધિ અને અશુદ્ધિ " मन एव मनुष्याणा कारण बंध मोक्षयो ।" એનો અર્થ શો છે? આનો અર્થ જ એ છે કે બન્ધ અને મોક્ષ એનુ કારણ મનજ છે જેવા જેવા મનના પરિણામ તેવો તેવો બન્ધ અને મોક્ષ થાય છે ઇશ્વર તો આ બધી વસ્તુઓથી નીરાળા છે—પર છે રાગ દ્વેષ રહિત છે હૃદયમા શુદ્ધતા અશુદ્ધતા થાય છે, તે કારણે આપણે સ્વર્ગ નરક મેળવી શકીએ

ટૂંકમા કહુ તો-આપણે જે જે પ્રવૃત્તિઓ કરીએ છીએ તે બધાના ફળનો આધાર આપણા મન ઉપર- માનસિક ભાવો-આપણા હૃદયની ભાવના-આપણા અન્ત કરણની શુદ્ધિ અશુદ્ધિ ઉપર રહેલો છે કારણ કે મન-વચન-કાયાની પ્રવૃત્તિથી શુભાશુભ કર્મ બધાય છે અને તેજ શુભાશુભ કર્મ પોતાના સ્વભાવ પ્રમાણે સુખ દુ ખ સ્વર્ગ નરક, લાભ અલાભ ઉત્પન્ન કરે છે તમે જેટલુ કરશો તેટલા અશમા ફાયદો થશે ત્યારે હવે એ નકી થયુ છે કે હૃદયની શુદ્ધિ માટે ઇશ્વરની ઉપાસના જરૂરી છે તે આપણને કઇ આપે કે ન આપે પણ ઇશ્વરની ઉપાસનાથી-ઈશ્વરની ભક્તિથી આપણને

હૃદયશુદ્ધિ થશે, આજે તેની ઉપાસનાનું ભકિતનુ–પૂજાનુ ફળ–અને એટલા માટે આપણે ઈશ્વરની પૂજા-ભકિત-પ્રાર્થના કરવી જોઈએ

## ઈશ્વર ભકિતના પ્રકાર.

હવે ઈશ્વરની પૂજા કરવી આરાધના કરવી, ઉપાસના કરવી ત નકકી થયુ, તો પછી તે કઇ રીતે કરવી ? એ વિચાર વાનુ રહે છે, કારણ કે ઇશ્વર તો અરૂપી અને અદૃશ્ય છે તે કાઈ કરતા યે નથી, તો પછી આવા ઇશ્વરની ઉપાસના કરવી કેવી રીતે ? એ એક સવાલ છે કોઇ સાધુ હોય તો આપણે તેમની પાસે જઈએ, તેમના પગ દાબીએ, તેમને ખાવા દઈને, દાન આપીને તેમની ભકિત પણ કરીએ, પણ જે આપણાથી હજારો અને કરોડો માઈલ દુર છે, જેમના સ્થાનનો આપણને પત્તો નથી જે અરૂપી તરીકે ઓળખાય છે, એમની ઉપાસના કે ભકિત કઇ રીતે કરવી ?

કોઇપણ વસ્તુ ચાહે તે પ્રત્યક્ષ હોય કે પરોક્ષ રૂપી હોય કે અરૂપી, દૃશ્યમાન હોય કે અદૃશ્યમાન, સ્થૂલ હોય કે સૂક્ષ્મ-એની ભક્તિ ત્રણ પ્રકારે થઈ શકે છે સ્મરણથી, દર્શનથી, અને સ્પર્શનથી આ ત્રણ પ્રકારો પૈકી, એક, બે કે ત્રણે પ્રકારથી ભકિત થાય સેવા થાય પૂજા થાય આમાનો પહેલો પ્રકાર છે સ્મરણ. પૂજનીય વસ્તુનુ સ્મરણ કરવુ એનુ ધ્યાન કરવુ એ પ્રથમ પ્રકારની ભકિત કે સેવા છે ભૂતકાળમા જેટલા મહાપુરૂષો થઈ ગયા છે, સતીયો થઇ ગએલ છે, એ બધાઓનુ આપણે સ્મરણ કરીએ છીએ પ્રાત કાળમા ઉઠીને નામ લઇએ છીએ, એ એમની ભકિત છે એમના

यत्र तत्र समये यथा तथा
योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुष स चेत् भवान्
एक एव भगवन्नमोऽस्तु ते ॥

ગમે તે સમયમા ગમે તે સ્થિતિમા ગમે તે નામથી તમે હો, પણ જો આપ દોષની કલુષિતતાથી દૂર છો, તો એક જ એવા હે ભગવન્ તમને નમસ્કાર છે

સજ્જનો, મારે કહેવાની મતલબ એ છે કે ગમે તે નામથી કે ગમે તે રીતે તમે પ્રભુનુ સ્મરણ કરો, પરન્તુ જો શુદ્ધ ભાવથી કરશો તો તેનાથી તમારી હૃદયશુદ્ધિ જરૂર થશે.

## નામ સ્મરણથી થતો ફાયદો

માનો કે કોઈ એક બહાદુર માણસ આપણી સાથે નથી, અને જેને આપણે દેખ્યો પણ નથી, છતા તેનું નામ લેતાજ આપણામા શક્તિનો સચાર થાય છે આપણે પ્રતાપ કે શીવાજીને દેખ્યા નથી, છતા પણ તેમના નામ લેવાથી આપણા હૃદયમા વીરતાના અકુરો ઉત્પન્ન થાય છે શક્તિ-પાવર ઉત્પન્ન થાય છે અને એવી ભાવના ઉત્પન્ન થાય છે કે હું પણ પ્રતાપ કે શીવાજી બનુ તેવી જ રીતે હજારો કોસ દુર રહેવાવાળા ત્યાગીઓને આપણે યાદ કરીએ છીએ હજારો વર્ષ પહેલા થઈ ગયેલા ઋષિ મહાત્માઓનુ આપણે નામ સ્મરણ કરીએ છીએ, તેનુ શુ કારણ ?

એજ કારણ છે કે એનાથી આપણને પ્રેરણા મળે છે, બળ મળે છે હૃદયમાંથી પાપવૃત્તિઓ ઓછી થાય છે તેટલા સમયને માટે આર્ત ધ્યાન-ખરાબ વિચારો દૂર થાય છે

નામ એ જડ છે એવા જડ નામમા પણ આની તાકાત રહેલી છે તે આપણા હૃદયમા જાતથી આણે છે આપણે મહાન મા ઉડના મહાન સતીઓ-સીતા, દ્રૌપદી, સુલસા આદિના નામો લઇએ છીએ, તેમને ઉત્પન્ન થયાને હજારો વર્ષો થઇ ગયા છે છતા તેમના નામની ચમત્કારિક અસર આજ પણ થાય છે તે આપણા આત્માને જાગ્રત કરે છે તેમનુ નામ લેતાને વાર તેમના ગુણો આપણી નજર સામે તરવરે છે ભગવાન્ રામચદ્રને યાદ કરતા તેમણે જે મહાભારત કામ કર્યું, તે આપણી નજર સામે ખડુ થાય છે, તેમના ગુણોનુ સ્મરણ કરતા તેવી ભાવના આપણા હૃદયમા ઉત્પન્ન થાય છે એટલા માટે ઈશ્વરનુ ભજન કરવુ જરૂરી છે ઈશ્વરનુ નામ સ્મરણ કરવુ જરૂર છે, કારણ કે તેનાથી હૃદયની શુદ્ધિ થાય છે માનસિક શક્તિ-વીલ પાવરમા એટલી બધી તાકાત છે કે તેનો અભ્યાસ કરીને જગતને વશ કરી શકાય છે આત્માની શક્તિનો વિકાસ કરીને એક મનુષ્ય ધારે તે કરી શકે છે માનસિક વિચારોનો પ્રભાવ બીજા પર એટલો બધો પડે છે કે ન પુછો વાત

## આત્મિક શકિતનો પ્રભાવ

ભાઇઓ અને બહેનો, આત્મિક શકિત કેટલુ બધુ જબરદસ્ત કામ કરે છે, એના ઉદાહરણો તમે ઘણીવાર સાભળ્યા હશે તમે જાણ્યુ હશે કે આપણા ઋષિઓ મહર્ષિઓ જગલમા ધ્યાનસ્થ બેસતા હતા આત્મસ્મરણતામા તલ્લીન થતા હતા, ઈશ્વરની સાથેની એકતાનો તાર સાધતા હતા, ત્યારે શુ થતુ હતુ ?

सारगी सिंहशाव स्पृशति,
सततधिया नन्दनी व्याघ्रपोत,

मार्जारी हंसबालं प्रणयपरिवशात्
केकिकान्ता भुजंगम् ।
वैराण्या जन्मजाताऽपि गलितमदा
जंतवोऽन्ये त्यजेयु-
र्दृष्ट्वा, सौम्यैकरूढ
प्रशमितकलुष योगिन क्षीणमोहम् ॥

શાન્તિમા આરૂઢ થએલા ક્લેષથી દૂર થએલા અને મોહને દૂર કરાએલા–એવા યોગીને જોઇને હરણી સિંહના બચ્ચાને પ્યાર કરે છે, ગાય વાઘના બચ્ચા પર વ્હાલ કરે છે મોર સર્પને પકડે છે પણ ઇજા નથી કરતો બીલાડી હંસના બચ્ચા સાથે ખેલે છે આમ જન્મથી વૈર રાખનારા પ્રાણીઓ પણ પોતપોતાના વેરનો ત્યાગ કરે છે આવા મહાત્માઓનો – ત્યાગીઓનો – તપસ્વીઓનો પ્રભાવ છે આત્માની શકિતનો આ પ્રભાવ છે આ શકિત જબરદસ્ત છે તેના પર ધ્યાન કરવાથી આપણને ખૂબ ખૂબ ફાયદો થાય છે તેથી આપણા માટે જરૂરી છે કે આપણે ઈશ્વરનુ નામ સ્મરણ અવશ્ય કરવુ જોઇએ

મિત્રો જરા એક વાત ધ્યાનમા રાખજો ધ્યાન કરતી વખતે ઇશ્વરનુ મરણ કરતી વખતે એકલા નામ સ્મરણ થીજ આપણુ કામ નથી ચાલવાનુ તમને ખબર જ છે કે રામ, કૃષ્ણ મહાવીરના નામો ધરાવનાર તો હજારો માણસો દુનિયામા છે છતા આપણુ લક્ષ, આપણુ પરિણામ આપણી ભાવના કયા રામ કયા કૃષ્ણ કયા મહાવીર કયા બુદ્ધ પરત્વે છે તે આપણે ખૂબ વિચારવાનુ છે તે નામધારી વ્યકિતનું આપણે સ્મરણ કરીએ છીએ કે જે મોક્ષમા ગયા છે ઇશ્વર થયા છે અને ઇશ્વર સ્વરૂપે એકત્વને પામ્યા છે અને તે કારણે જ આપણે તેનુ સ્મરણ કરીએ છીએ

વ્યાખ્યાન ૨૦ મું

# ઇશ્વરવાદ. મૂર્તિની આવશ્યકતા

(૬)

ભાઈઓ અને બહેનો,

ગઈકાલના વ્યાખ્યાનમા હું તમને ઈશ્વર અરૂપી, અશરીરી, અનામી હોવા છતા તેની ઉપાસના જરૂરી છે, એમ હું બતાવી ગયો છુ તેની સાથે ઇશ્વરની ભક્તિ ત્રણ પ્રકારે કરી શકાય છે સ્મરણથી, દર્શનથી અને સ્પર્શનથી, એ પણ બતાવ્યુ છે

ઈશ્વરનુ નામ સ્મરણ કરવુ એ જરૂરનુ છે, કારણ કે એનાથી ઈશ્વર પ્રત્યે આપણી ભક્તિ વધે છે આપણુ હૃદય શુદ્ધ થાય છે, ખરાબ વાસનાઓ દૂર ભાગે છે અ પવને પ્રેરણા મળે છે, બળ મળે છે, આત્મિક શક્તિ વધે છે વિગેરે

## સ્મરણ કરતા દર્શન, સ્પર્શનનુ મહત્ત્વ

હવે ઈશ્વરની બીજી ભકિત દર્શનભક્તિ છે આ ઉપર માત્ર તમને કહેવાનુ છે તમને અહિં જરૂર શકા થશે કે દર્શન અને સ્પર્શન એ તો એનાજ હોઇ શકે કે જે પ્રત્યક્ષ હોય શરીરધારી હોય તે વિના દર્શન અને સ્પર્શન કેમ થઇ શકે? બિલકુલ ઠીક છે જે વસ્તુ દશ્યમાન નથી હોતી પ્રત્યક્ષ નથી હોતી, એના દર્શન કે સ્પર્શન નજ થઇ શકે જ્યારે એ પણ વાત સાચી છે કે કોઈ વસ્તુનુ-માણસનુ કે કાળનુ પણ આપણે નામ લઇએ એના કરતા જો એને જોઈએ, અને તેથી આગળ વધી તેનો સ્પર્શ કરીએ તો વધારે આનદ થાય છે વધારે સ્ફૂર્તિ થાય છે અરે રૂવાડે રૂવાડા ઉભા થાય છે આ સબધીં હુ તમને એક ઉદાહરણ આપુ

ધારો કે એક ગ્રહસ્થનો છોકરો વિલાયત ગયો છે ૧૫-૨૦ વરસ થયા તેનો કાંઈ કાગળ પત્ર નથી એક બીજાના કોઇને કાંઇ સમાચાર નથી કોઇ કોઈની સભાળ લેતુ નથી પણ અચાનક એક દિવસ પિતાના હાથમા એક પોસ્ટકાર્ડ આવીને પડે છે અક્ષરો જોતા તેને ખાત્રી થાય છે કે મારા દીકરાનાજ આ અક્ષરો છે ત્યારે ૨૦ વર્ષ થયા ભુલાયલા પુત્ર પ્રત્યેનો સ્નેહ તેને યાદ આવે છે જાણે પુત્ર જેવો ને તેવો તેની આંખો સ્હામે ઉભો થાય છે ૨૦ વર્ષ પહેલા છોકરાને નવરાવતો, ખવરાવતો સ્કૂલે મોકલતો એ બધુ એને યાદ આવે છે અર્થાત્ છોકરો યાદ આવતા છોકરા પ્રત્યેનો પ્રેમ જાગ્રત થયો

હવે પોસ્ટકાર્ડ વાચતાજ પિતાને માલુમ પડયુ કે, છોકરો લખે છે કે હુ ૧લી એપ્રીલે કરાચીના બારામા ઉતરીશ ૧ની તારીખને હજુ આઠ દિવસ બાકી છે, છતાં આજથી પિતા જાગ્રત રહેશે તે દિવસોની ગણત્રી કર્યા કરે છે કે કયારે તારીખે મારો દીકરો આવી પહોચશે તે મનમા વિચાર કર્યા કરે છે કે ૧લી તારીખ ક્યારે આવે અને ક્યારે હુ છોકરાને મળુ ?

૧લી તારીખ આવી પહોચે છે બાપ મોટર લઈને સ્ટીમર પર સ્હામે જાય છે તે દરિયામા છેટે સુધી નજર ખેચીને જોયા કરે છે કે સ્ટીમર કેટલી દૂર છે ? કયારે આવશે ? હુ મારા દીકરાનુ મોઢુ ક્યારે જોઇશ ? આવા વિચારો એને થયાજ કરે છે એનુ હૃદય છોકરાને મળવા માટે-જોવા માટે તલસી રહ્યુ છે એટલામા સ્ટીમર આવી પહોચે છે પિતાની ને છોકરાની આખો મળે છે બેની ચાર થાય છે બન્ને એક બીજાને ઓળખે છે આ વખતે બન્નેના હૃદયમા આનદનો ઉભરો કેટલો ઉભરી રહ્યો હશે વારૂ ? પેલુ કાર્ડ જોતા છોકરાનુ સ્મરણ થતા છોકરા પ્રત્યે જેટલો પ્રેમ થયો હતો, તેના કરતા અત્યારનો આનદ કેટલાયે ગણો વધારે છે હવે પિતા સ્ટીમર ઉપર ગયા છોકરો પિતાના ચરણોમા પડયો પિતા છોકરાના બાવડા પકડી ઉભો કરે છે છાતીથી છાની મેળવે છે માથે હાથ ફેરવે છે, માથે ચુબન કરે છે આ વખતે પિતાના અને છોકરાના આનદનુ વર્ણન કરી શકાય તેમ છે ? બન્નેની આખોમાથી હર્ષનો શ્રાવણ ભાદરવો વહી રહ્યો છે ત્યારે કહો, સ્મરણ કરતા દર્શનમા અને દર્શન કરતા યે સ્પર્શનમા વધારે આનદ છે, એમા કોઇ ના પાડી શકે તેમ છે ?

ત્યારે એ નક્કી થયુ કે ઇશ્વરનુ નામ સ્મરણ કરીને ઈશ્વરની ભકિતનો જે લાભ આપણે ઉઠાવી શકીએ, એના કરતા ઇશ્વરનુ દર્શન અને ઇશ્વરનુ સ્પર્શન જો થાય, તો તેનાથી અનત ગુણો લાભ ઉઠાવી શકીએ

## દર્શન અને સ્પર્શનનુ સાધન મૂર્તિ

પણ ભાઇઓ અને બહેનો, તમે સમજતા હશો કે ઇશ્વર તો અરૂપી અશરીરી-અગોચર એના દર્શન અને સ્પર્શન કરવાનું આપણને સૌભાગ્ય કયાથી સાપડે? નહિ તમે જરાએ નિરાશ થશો નહિ કુદરતે આપણા માટે એના એવા નિયમો બનાવી રાખ્યા છે કે એવી કોઈ ચીજ નથી કે જેના લીધે આપણે નિરાશ થવુ પડે અદૃશ્ય અગોચર અરૂપી એવી વસ્તુના દર્શન અને સ્પર્શન કરવાનું પણ સાધન આપણને બતાવ્યુ છે અને તે છે મૂર્તિ ગમે તેવી વસ્તુ કમ ન હોય તમે મૂર્તિદ્વારા કાર્યસિદ્ધિ કરી શકો છો જરૂરની વસ્તુ છે માત્ર તમારા હૃદયની ભાવના ગમે તેવી આકૃતિમા, ગમે તેવી મૂર્તિમા તમારા હૃદયનો જેવો ભાવ સ્થાપન કરશો જેવી દૃષ્ટિથી તમે જોશો તેવા જ પ્રકારનુ ફળ તમે મેળવી શકશો આ અનાદિ સિદ્ધ નિયમ પ્રમાણે ઇશ્વરના દર્શન અને સ્પર્શનનો લાભ ઉઠાવવા માટે તમે ઇશ્વરની મૂર્તિ બનાવીને તેમા ઇશ્વરનો આરોપ કરીને તમે તે રીતનો લાભ ઉઠાવી શકો છો

આ પ્રસગે હુ તમારી આગળ મૂર્તિ શી વસ્તુ છે, અને તે શુ કામ કરે છે? તે સબધી જરા વિસ્તારથી કહીશ

## મૂર્તિમય જગત્.

કોઈપણ વસ્તુનુ સ્મરણ એ નામની સાથે સબધ રાખે છે જ્યારે દર્શન અને સ્પર્શન એ કોઇ પણ ચીજની વિદ્યમાનતાનો સબધ રાખે છે-અને તેથી જ આપણે ઈશ્વરની મૂર્તિ બનાવવાની આવશ્યકતા છે આજે આખા જગતમા મૂર્તિ સિવાય બીજુ શુ દેખાય છે વારૂ ? જગતનુ કામ મૂર્તિ વિના ચાલ્યુ નથી, ને ચાલવાનુ નથી

ભાઈઓ અને બહેનો,

ઈશ્વરવાદ સબધી વ્યાખ્યાન શરૂ કરતા હુ પહેલા વ્યાખ્યાનના પ્રારભમા જ કહી ચૂક્યો છુ કે હુ જે કઇ કહી રહ્યો છુ, તે કેવળ મારા પોતાના જ વિચારો વ્યક્ત કરી રહ્યો છુ સભવ છે કે મારા વિચારોથી તમે ભિન્ન વિચાર રાખતા હો, અથવા મારા વિચારો તમને પસદ પણ કદાચ નહોય, પરન્તુ આ પીઠ ઉપરથી બોલતા મારૂ કર્તવ્ય તો એજ છે કે જે હુ માનુ છુ, તેજ મારે બતાવવુ એમાથી જેને જેટલુ રૂચે, તેટલુ સ્વીકારે હુ કોઇના પણ ઉપર આક્ષેપ કરવા નથી ચાહતો, એટલે કદાચ તમારા વિચારો મારાથી ભીન્ન હોય તો તેથી તમે જરાપણ ગ્લાનિ કે સકોચ નહિ રાખશો મારા વિચારો તમારે સ્વીકારવા જ જોઈએ, એવો મારો આગ્રહ નથી

દુનિયામા આપણે એકબીજાને દેખીયે છીએ તે બધી મૂર્તિઓ જ છે જેને મારવાડી અને મેવાડી, સાધુ, ગ્રહસ્થ, સીપાઇ, રાજા, રક કહી રહ્યા છીએ એ બધા મૂર્તિ જ છે મૂર્તિ સિવાય બીજુ શુ છે ? તમે મને એક સાધુ તરીકે

જૂઓ તે શાથી સાધુ તરીકે જૂઓ છો? મારા વેષ ઉપરથી અંદરથી સાધુ છુ કે નહિ—મારામા સાધુપણુ છે કે નહિ તેની તમને ખબર નથી, પણ સાધુના વેશ ઉપરથી–મૂર્તિ ઉપરથી તમે મને સાધુ કહો છે અત્યારે મારા હાથમા મુહપત્તી છે, તેને જો હુ મોઢા આડી બાધુ તો તમે શુ કહો? તમે એમ જ કહેશો કે વિદ્યાવિજયજી સ્થાનકવાસી થઈ ગયા માત્ર કપડાના ફેરફાર પરથી તમે તેમ કહી શકો છો

આવી રીતે જગતનો વહેવાર માત્ર મૂર્તિથી ચાલી રહ્યો છે મૂર્તિ એટલે મુગો ઉપદેશક એક ચિત્ર તમારી સામે રજુ કરવામા આવ્યુ છે, તેણે બખતર ધારણ કરેલુ છે કમર પર પટો બાધ્યો છે હાથમા ભાલુ છે આ ચિત્ર કોનુ છે? પ્રતાપનુ કે શીવાજીનુ? તમે તેનુ ચરિત્ર નથી જાણતા પણ તમે જરૂર એમ તો કહેશો કે આ કોઈ બહાદુર આદમીનો ફોટો છે કે જે મેદાને જગમા ઉતર્યો હશે એજ રીતે હાડકા અને પાસળીઓ દેખાતી હોય એવા ત્યાગી સાધુનુ ચિત્ર રજુ કરૂ છુ તો તમે એમ નહિ કહો કે એ ચિત્ર શીવાજી કે પ્રતાપનુ હશે કોઈ બહાદુર લડવૈયાનુ હશે, પણ એમજ કહેશો કે આ એક ત્યાગી મહાત્માનુ ચિત્ર હોવુ જોઈએ

## અદૃશ્ય વસ્તુની મૂર્તિ

જરા આગળ વધો આ તો મે વસ્તુઓના ચિત્રની વાત કરી, પરન્તુ જે વસ્તુ કઇ નથી હોતી તે પણ ચિત્ર વિના નથી સમજી શકાતી જૂઓ, તમારો છોકરો સ્કુલમા ભણે

છ માસ્તર પૂછે છે કે છોકરા, હિન્દુસ્તાન કેવો છે? છોકરો કહે કે માસ્તર સાહેબ, હિંદુસ્તાન કેમ જોઇ શકુ? અને કેમ બતાવી શકુ? પણ તેની સામે નકશો ઉભો કરવામા આવે અને તેને કહેવામા આવે કે આ હિન્દુસ્તાન છે, આ દરિયો છે આ પહાડ છે, ત્યારે છોકરાને જ્ઞાન થાય છે કે આ હિન્દુસ્તાન છે જે દરયમાન વસ્તુ છે, તે ચિત્રથી બતાવી શકાય છે, પણ જે અદશ્યમાન છે તે પણ મૂર્તિ વિના નજ બતાવી શકાય એક છોકરાને એક વખત માસ્તરે પૂછયુ કે ૫૨૭ માથી ૫૨૭ બાદ કરીએ તો બાકી શુ રહે? તેણે જવાબ આપ્યો કે કાઇ નહિ પણ માસ્તરે કાઇ નહિ ના અર્થ ન સમજતા હોય, એમ પૂછયુ કે કાંઈ નહિ એટલે શુ? એટલે કાઇ નહિનુ એક ચિત્ર એક મૂર્તિ–મીંડુ કાઢી બતાવ્યુ, ત્યારે તે સમજ્યા કે આનુ નામ કાંઈ નહિ અર્થાત્ પાચ સો સત્તાવીસમાથી પાચ સો સત્તાવીસ બાદ કરીએ તો કાઇ નથી રહેતુ, એ 'કાંઈ નહિ' ને સમજાવવા પણ 'મૂર્તિ રૂપે મીંડુ' બનાવવુ પડે છે

બીજી વાત ધારો કે મને ભૂખ લાગી છે હુ મુગો ને બ્હેરો છુ બોલી શકતો નથી, તેમ સાભળી શકતો નથી હવે મારે મારો મનોગત ભાવ બીજાને જણાવવો છે શી રીતે જણાવીશ? મારે કહેવુ છે કે મને ભૂખ અને તૃષા લાગી છે મારે બીજાને તેમ બતાવવા માટે ભૂખની મૂર્તિ બનાવવી જ પડશે અર્થાત્ એક હાથ મ્હો આગળ રાખીને અને બીજો હાથ પેટ ઉપર મૂકીને મારે એવી આકૃતિ બનાવવી પડશે કે જેથી સ્હામો માણસ સમજે કે મને ભુખ લાગી છે તમે એક એવા દેશમા જાઓ કે જે દેશની ભાષાની તમને જરાયે ખબર નથી ત્યા તમે [illegible] મૂર્તિ

મનાવશો ત્યારે તમારો માર્ગ સરળ થશે તમે હાથના પ્રસાદ કરો કે માથુ આમથી તેમ હલાવો તે મૂર્તિ સિવાય બીજુ શુ છે ?

મહાનુભાવો, આખુ જગત્ મૂર્તિમય છે ભગવાન મહાવીર ૨૫૦૦ વર્ષ પહેલા થઇ ગયા તે વખતે તેમણે જે ઉપદેશ આપ્યો હતો, તે આકાશમા ફેલાઈ ગયો હતો, હવે તે ભગવાનનો ઉપદેશ અત્યારે કયા છે ? પરન્તુ તમે જાણો જ છો કે આજે અમે સાધુઓ ભગવતી સૂત્ર કે ઉત્તરાધ્યાન સૂત્ર વાચીએ છીએ, તે શુ છે ? તે ભગવાનની વાણી જ છે ૨૫૦૦ વર્ષ પહેલા ભગવાનની જે વાણી આકાશમાં ઉડી ગઇ હતી તેના સૂત્રો પ્રતિધ્વનિઓ મૂર્તિઓ આજે મૌજુદ છે અને છે આજના સૂત્રોને ભગવાનની વાણી જ કહેવાય છે આપણે ભગવાનની વાણી તરીકે માનીએ છીએ માટે જ આપણે તેને બહુ માનથી જોઇએ છીએ અને તેનુ આદર સન્માન કરી છીએ

મારી સામે લાકડાની ઘોડી પર એક પોટલી છે તેને અમે સ્થાપનાજી કહીએ છીએ તેની અંદર સમુદ્રની અંદરથી નિકળતા શખલા છે આ વસ્તુ પૂજનીય નથી બહુ માન કરવા જેવી નથી તો પણ અમે તેને ઉચી જગ્યાએ રાખીએ છીએ અને બહુમાન કરીએ છીએ તેને અમે ગુરૂ તરીકે સમજીએ છીએ તેમા અમે ગુરૂની સ્થાપના કરી છે તેથી પગ નથી લગાડતા કે બીજા કોઇપણ પ્રકારની આશાતના પહોચાડતા નથી ત્યારે શુ થયુ ? આ સ્થાપનાચાર્ય એટલે જાણે સાક્ષાત્ આપણા ગુરૂ આને ગુરૂ સમજીને બધી ક્રિયા કરીએ છીએ

વ્યવહારમા જુઓ તો એવુ કોઈ કામ નથી કે જે મૂર્તિ વિના હાંસલ થાય એક છોકરો બે વર્ષની ઉમરનો છે ત્યા તેનો પિતા ગુજરી જાય છે ઘરમા બાપનો ફોટો છે છોકરો મોટો થાય છે, ત્યારે પોતાની માને પૂછે કે બા, મારા બાપા કેવા હતા? માતા તેને તેના બાપની છબી બતાવીને કહે કે છે કે બેટા, તારા પિતા આ રહ્યા છોકરાને તો ખબર પણ નથી કે મારા પિતાની આકૃતિ કેવી હતી તેના મનથી તો તે ફોટો એ કાગળ અને શાહીજ છે પણ માતાના કહેવાથી તેને તે છબી પર વિશ્વાસ બેસે છે ને માને છે કે આ મારા પિતા છે

દુનિયાની આપણે જેટલી વસ્તુઓ જોઈએ છીએ, બનાવીએ છીયે, તે બધી મૂર્તિને આધીન છે લોકો પૂછે છે કે અમને મૂર્તિ કાઈ આપશે? જ્યારે ખુ ભગવાન પણ આપણને કાઇ આપી શકતા નથી, તો મૂર્તિ તો આપણને શુ જ આપે? તમે જેને દાન કરો છો, જેના માટે પરોપકાર કરો છો, જેમને તમે સુખી કરો છો, તે જ્યારે તમને કાઈ નથી આપતા—હાલતા ચાલતા માણસો હોઈ કરીને તે નથી આપતા તો તે પત્થરની મૂર્તિ તમને શુ આપવાની હતી?

## મૂર્તિ એ શી વસ્તુ છે?

અહિ એક વસ્તુ ખાસ કરીને સમજવાની છે ગમે તેની, અને ગમે તે સાધનથી બનાવો, પરન્તુ મૂર્તિ તે મૂર્તિજ છે પિતાનો કે કોઈનો ફોટુ એ કાગળને શાહી અથવા કાગળને રંગ સિવાય બીજુ શુ છે? ચદનના કે સાગના લાકડાની અથવા પત્થરની મૂર્તિ બનાવો, પરન્તુ એ બધુ યે

તેન ય જિનાનો જડપદાર્થ છે એમા તો કોઈથી ના પાડી શકાય તમ ાથી માત્ર મનુષ્યની ભાવનામાજ ફર્ક છે મનુષ્ય જ બુદ્ધિથી ને ભાવનાથી જૂએ છે, તે બુદ્ધિ ઠ ભાવના પ્રમાણે ફળ તેને મળે છે અર્થાત્ મૂર્તિ માટીની બની હોય કે પથરની હી । માણેકની બની હોય કે સ્ફાટિકની, સાગની બની હોય કે ચદનની, પરન્તુ જેની મૂર્તિ તે છે તેનો આરોપ ત્યા ક વામા આવ છે અર્થાત્ કાગળ અને શાહીથી બનેલુ પિતાનુ ચિત્ર એ ચિત્ર નથી પણ પિતા તરીકેની બુદ્ધિથી જોનારની ત પિતાજ છે સાધુનુ ચિત્ર ગમે તેવુ સન્યુ હોય પરન્તુ એને ગુરૂ તરીકે જોનારને માટે તે ગુરૂ જ છે તેવીજ રીતે કોઈપણ મૂર્તિને મનુષ્યો ઇશ્વરની દૃષ્ટિથી જૂએ છે ને માને છે એટલે એના માટે એ મૂર્તિ મૂર્તિ નથી પણ ઇશ્વર છે જેમાથી એ મૂર્તિ બનેલી છે તે પથ્થરને મકરાણની ખાણમાથી લાવવામા આવ્યો હતો મજુરો તેને ગાડામા નાખીને જયપુરના બજારમા લા યા છે કડીયાઓએ તેના ઉપર હથોડા મારીને તેને સીધો કરેલ છે પછી તેમાથી બનાવવામા આવી છે, તે જ્યારે મૂર્તિ બનીને આવે છે, અને તેની પ્રતિષ્ઠા કરવામા આવે છે અને જ્યારે તેનુ નામકરણ કરવામા આવે છે ત્યારે આપણે તેને મહાવીર રામ, કૃષ્ણ કે એવાજ નામે ઓળખીએ છીએ હવે તે મૂર્તિ, મૂર્તિ કે પથ્થર તરીકે નહીં પણ ભગવાન તરીકે ઓળખાય છે પથ્થર માટી ધાતુ કે કાગળની મૂર્તિઓને આપણે ભગવાન-ઇશ્વર તરીકે માનીએ છીએ આપણે તેને પથ્થર નથી માનતા દૃષ્ટિ એવી સૃષ્ટિ અને ભાવના તેવુ ફલ મદિરમા જઈ આપણે તેને પથ્થર તરીકે સબોધતા નથી પણ હે ભગવન્ હે સ્વામિન્ હે પ્રભો, વિગેરે કહીએ છીએ હમેશા ફલનો

આધાર ભાવના ઉપર રહેલો છે એ ભૂલવા જેવુ નથી હજારો રૂપિયાનુ દાન કરવા છતા પણ ભાવના સારી નથી, તો તે ધનનુ આત્મિક ફળ કંઇ જ નથી જબરદસ્તીથી બાંધી રાખેલ માણસ વિષય સેવન ન કરે, પરન્તુ જો ઇચ્છા પૂર્વક-ભાવના પૂર્વક એણે બ્રહ્મચર્ય નથી માન્યુ તો એને બ્રહ્મચર્યનુ જે આત્મિક ફળ મળવુ જોઇએ, તે નહિ જ મળે.

## દ્રોણાચાર્યની મૂર્તિ

અર્જુન દ્રોણાચાર્ય પાસે બાણ વિદ્યા શીખતા હતા અર્જુને દ્રોણાચાર્યને કહ્યુ કે મારાથી કોઇ વધી જાય તે ન પાલવે એક ભીલનો છોકરો બાણની વિદ્યા શીખવા આવતો હતો દ્રોણાચાર્યને ખાત્રી થઇ કે આ છોકરો અર્જુનથી વધી જશે, એટલે તેમણે તે છોકરાને કહ્યુ કે હું તને ધનુર્વિદ્યા નહીં શીખવુ આથી ભીલનો છોકરો નિરાશ થઈ નદી ઉપર ગયો ત્યાથી તે લીલી માટી લઇ આવ્યો ઘાસની એક ઝુપડીમા તેણે દ્રોણાચાર્યની મૂર્તિ બનાવી તેણે તેમના હાથ જેવા હાથ, પગ, મોઢુ બનાવ્યુ તે કહેવા લાગ્યો-આ મારા દ્રોણાચાર્ય છે-ગુરૂ છે તેણે તેમની પાસે બાણ વિદ્યા શીખવા માડી, બાણો આમ લગાવે અને તેમ લગાવે તેને પાકી ખાત્રી હતી કે આ માટીનુ પૂતળુ નથી, પણ મારા ગુરૂ છે દ્રોણાચાર્ય છે આ રીતે તે બાણ વિદ્યા શીખે છે

પરીક્ષા વખતે અર્જુન કરતા આ છોકરો બાણ વિદ્યામાં આગળ વધેલો જણાયો ગુરૂએ પૂછયુ કે છોકરા તુ ધનુર્વિદ્યા કોની પાસે શીખ્યો? ત્યારે તે કહે છે કે મારા ગુરૂ દ્રોણા

ચૈતન્ય વિનાનો જડપદાર્થ છે એમા તો કોઈથી ના પાડી શકાય તેમ નથી માત્ર મનુષ્યની ભાવનામાજ ફર્ક છે મનુષ્ય જે બુદ્ધિથી ને ભાવનાથી જૂએ છે, તે બુદ્ધિ કે ભાવના પ્રમાણે ફળ તેને મળે છે અર્થાત્ મૂર્તિ માટીની બની હોય કે પથ્થરની હીરા માણેકની બની હોય કે સ્ફાટિકની, સાગની બની હોય કે ચંદનની, પરંતુ જેની મૂર્તિ તે છે તેનો આરોપ તેમા કરવામા આવે છે અર્થાત્ કાગળ અને શાહીથી બનેલુ પિતાનુ ચિત્ર એ ચિત્ર નથી પણ પિતા તરીકેની બુદ્ધિથી જોવાથી તે પિતાજ છે સાધુનુ ચિત્ર ગમે તેવુ ગન્દુ હોય પરન્તુ એને ગુરૂ તરીકે જોનારને માટે તે ગુરૂ જ છે તેવીજ રીતે કોઈપણ મૂર્તિને મનુષ્યો ઇશ્વરની દૃષ્ટિથી જૂએ છે ને માને છે એટલે એના માટે એ મૂર્તિ મૂર્તિ નથી પણ ઇશ્વર છે જેમાથી એ મૂર્તિ બની છે તે પથ્થ ને મકરાણની ખાણમાથી લાવવામા આવ્યો હતો મજુરો તેને ગાડામા નાખીને જયપુરના બજારમા લાવ્યા છે કડીયાઓએ તેના ઉપર હથોડા મારીને તેને સીધો કરેલ છે પછી તેમાથી બનાવવામા આવી છે તે જ્યારે મૂર્તિ બનીને આવે છે અને તેની પ્રતિષ્ઠા કરવામા આવે છે અને જ્યારે તેનુ નામકરણ કરવામા આવે છે ત્યારે આપણે તેને મહાવીર રામ કૃષ્ણ કે અવાજ નામે ઓળખીએ છીએ હવે તે મૂર્તિ, મૂર્તિ કે પથ્થર તરીકે નહીં પણ ભગવાન તરીકે ઓળખાય છે પથ્થર માટી ધાતુ કે કાગળની મૂર્તિઓને આપણે ભગવાન-ઇશ્વર તરીકે માનીએ છીએ આપણે તેને પથ્થર નથી માનતા દૃષ્ટિ એવી સૃષ્ટિ અને ભાવના તેવુ ફલ મન્દિરમા જઈ આપણે તને પથ્થર તરીકે સંબોધતા નથી પણ હે ભગવન્ હે સ્વામિન્ હે પ્રભો, વિગેરે કહીએ છીએ હમેશા ફૂલનો

વ્યાખ્યાન ૨૧મુ

# ઈશ્વરવાદ : મૂર્તિપૂજા

## (૭)

ભાઈઓ અને બહેનો,

ગઈકાલના વ્યાખ્યાનમા હુ એ બતાવી ચૂકયો છુ કે આ જગતની એવી એક પણ વસ્તુ નથી કે જેને આપણે મૂર્તિ વિના બતાવી સમજાવી શકીએ અદૃશ્ય અથવા ' કઈ નથી ' એ વસ્તુ સમજાવવા માટે પણ કઈને કઈ આકાર, ચિત્ર બનાવવુ જ પડે છે અને તો જ તે સમજી શકાય છે

હવે છેવટે કાલે એ વાત ઉપર આવીને મે મારૂ વ્યાખ્યાન બધ કર્યુ હતુ કે બીજી બધી વસ્તુઓની મૂર્તિ ભલે બનાવી શકાતી હોય, પરન્તુ ઇશ્વર, કે જે અરૂપી છે, એની મૂર્તિ બનાવી શકાય કે કેમ ?

ચાર્ય પાસ ગુરૂએ કહ્યુ કે તુ મારૂ જુઠુ નામ લે છે દોસ્તોએ કહ્યુ કે ચાલો તમને મારા ગુરૂ બતાવુ તે આગી સન્યાને પોતાના ઝુંપડામા લઇ ગયો અને માટીના પૂતળા તરફ હાથ ધરીને કહ્યુ કે પેલા બેઠા મારા ગુરૂ સભા આ જોઇને અત્યચબ થઇ અને શ્રદ્ધાથી શુ શુ ફલીભુત નથી થતુ, તેનો વિચાર કરવા લાગી

કહેવાની મતલબ કે મૂર્તિ ચાહે પત્થરની હોય કે માટીની કાગળની હોય કે રંગની, ગમે તની હોય તે મૂર્તિમા મનુષ્ય જે વસ્તુનો આરોપ કરીને માને છે, તેની શ્રદ્ધા તેવા જ પ્રકારની થાય છે કારણ ક ફલની પ્રાપ્તિનો આધાર હૃદયની સાચી ભાવના ઉપર રહેલો છે નહિં કે તે કાગળ કે પત્થર ઉપર સ્વામી દયાનંદ સરસ્વતીના ચિત્રને જોનારો માણસ એ ચિત્રમા સ્વામી દયાનંદને જ જૂએ છે મૂર્તિપૂજામ નહિં માનનારાઓ પણ પોતપોતાના સ્વર્ગીય કે વિદ્યમાન ગુરૂઓના ચિત્રો-ફોટાઓ પોતાના ઘરમા ભક્તિ પૂર્વક કયા નથી રાખતા? અને કયા તેનુ સન્માન નથી કરતા? સૌ કરે છે

હા વાધો ઇશ્વરની મૂર્તિનો છે એ વાત સાચી છે અને તેટલા માટે હુ એ બતાવવા કોશીશ કરૂ છુ કે ઇશ્વરની મૂર્તિ પણ બનાવી શકાય કે કેમ? અને તેનાથી લાભ ઉઠાવી શકાય ક કેમ?



ઉચ્ચ કોટીના યોગીઓ હોઇ શકે છે, કે જેઓને વચમા કોઈ આલબનની જરૂર ન હોય પરન્તુ આવી રીતે એટલી ઊંચી સ્થિતિએ ન પહોચાય ત્યાસુધી કોઇને કોઇ આલબનની જરૂર છેજ

એટલાજ માટે ઇશ્વરનુ ધ્યાન કરવાના કોઇને કોઈ કાલ્પનિક મૂર્ત્તિનુ અવલબન કે જેમા આપણે ઇશ્વર તરીકેનો આરોપ કર્યો હોય, ખાસ કરીને જરૂરનુ છે

## ઇશ્વરની મૂર્તિ

એ વાત જ્યારે નક્કી છે કે નિરાકાર ઇશ્વરની મૂર્ત્તિ દ્વારા ઉપાસના કરવી જોઈએ, અને તે વિના ધ્યાન થઇ શકે તેમ નથી, તો પછી એ વાત સિદ્ધ છે કે તે નિરાકાર ઇશ્વરની પણ આકૃતિ તો બનાવવી જોઇએ, પરન્તુ એવી નિરાકાર વસ્તુની આકૃતિ કેવી બનાવવી, એજ એક વિચારણીય પ્રશ્ન છે

ભાઇઓ અને બહેનો,

આ વસ્તુ સમજાવવા માટે ફરીથી મારે એક વાત તરફ તમારૂ ધ્યાન ખેચવુ પડશે અને તે એ કે આપણે ઇશ્વર કોને માની ગયા છીએ જેઓ ઇશ્વર થયા છે તેઓ એક વખતે આપણા જેવાજ મનુષ્ય હતા એમણે પોતાના આત્મા ઉપરના સમસ્ત કર્મોનો ક્ષય કર્યો, એટલે એઓ ઇશ્વર થયા જેટલા આત્માઓ મોક્ષમા ગયા છે, તે બધાયે ઇશ્વર કહેવાય બેશક, સસારથી મુકત થયા પછી, ત્યા કઈ જુદાઈ રહેતી નથી જ્યોતિમા જ્યોતિ પ્રકાશમા પ્રકાશ મળી જાય છે જ્યોતિસ્વરૂપે તે એકજ ઇશ્વર છે પરન્તુ વ્યકિતગત જુદા

ઉચ્ચ કોટીના યોગીઓ હોઇ શકે છે, કે જેઓને વચમા કોઈ આલબનની જરૂર ન હોય પરન્તુ આવી રીતે એટલી ઊચી સ્થિતિએ ન પહોચાય ત્યાસુધી કોઇને કોઈ આલબનની જરૂર છેજ

એટલાજ માટે ઇશ્વરનુ ધ્યાન કરવામા કોઇને કોઈ કાલ્પનિક મૂર્તિનું અવલબન કે જેમા આપણે ઇશ્વર તરીકેનો આરોપ કર્યો હોય, ખાસ કરીને જરૂરનુ છે

## ઇશ્વરની મૂર્તિ.

એ વાત જ્યારે નક્કી છે કે નિરાકાર ઇશ્વરની મૂર્તિ દ્વારા ઉપાસના કરવી જોઈએ, અને તે વિના ધ્યાન થઇ શકે તેમ નથી, તો પછી એ વાત સિદ્ધ છે, કે તે નિરાકાર ઇશ્વરની પણ આકૃતિ તો બનાવવી જોઇએ પરન્તુ એવી નિરાકાર વસ્તુની આકૃતિ કેવી બતાવવી, એજ એક વિચારણીય પ્રશ્ન છે

ભાઇઓ અને બહેનો,

આ વસ્તુ સમજાવવા માટે ફરીથી મારે એક વાત તરફ તમારુ ધ્યાન ખેચવુ પડશે અને તે એ કે આપણે ઇશ્વર કોને માની રહ્યા છીએ જેઓ ઇશ્વર થયા છે તેઓ એક વખતે આપણા જેવાજ મનુષ્ય હતા એમણે પોતાના આત્મા ઉપરના સમસ્ત કર્મોનો ક્ષય કર્યો, એટલે એઓ ઇશ્વર થયા. જેટલા આત્માઓ મોક્ષમા ગયા છે તે બધાયે ઇશ્વર કહેવાય બેશક, સસારથી મુક્ત થયા પછી, ત્યા કઈ જુદાઈ રહેતી નથી જ્યોતિમા જ્યોતિ પ્રકાશમાં પ્રકાશ મળી જાય છે, જ્યોતિસ્વરૂપે તે એકજ ઇશ્વર છે પરન્તુ વ્યક્તિઓને જુદા

જુના આત્માઓ પરમાત્મ સ્વરૂપે બન્યા છે, એ અપેક્ષાએ તો આપણે કહી શકીએ કે તેઓ એક વખત દેહધારી આત્માજ હતા અને તેટલા માટે આપણે એ દેહધારણ કરનાર હતા, એવી અપેક્ષાને લઈને મનુષ્યાકૃતિ રૂપે મૂર્ત્તિ બનાવીએ તો તેથી કંઈ નુકશાન જેવુ નથી બલ્કે તેવીજ મૂર્ત્તિ બનાવવી જોઇએ બેશક મૂર્ત્તિ એવીજ હોવી જોઇએ કે જેને જોવાની સાથે આપણને ઉંચી ભાવના થાય આપણને રૂવાડે રૂવાડે વીતરાગ દશા ઉત્પન્ન થાય અને જોતાની સાથે આપણા હૃદયમા શાન્તિ ઉત્પન્ન થાય એક શસ્ત્રધારી બહાદુરનુ ચિત્ર દેખતા જેમ જોનારને વીરતાના અંકુરો ફૂટે છે, સોળ શૃંગારથી સજએલી સ્ત્રીના ચિત્રને જોતા જેમ માણસને વિકાર ઉત્પન્ન થાય છે અને એક બહુજ કૃશ શરીરવાળા તપસ્વીના ચિત્રને જોતા જેમ એની તપસ્યાની ભાવના જાગ્રત થાય છે, તેવીજ રીતે પ્રભુની મૂર્ત્તિ, ભલેને મનુષ્યાકૃતિવાળીજ કા ન હોય એને જોતાની સાથે એ જેની મૂર્ત્તિ હોય એની તપસ્યા, એનો ત્યાગ અને એની વીતરાગતાનુ પ્રતિબિંબ આપણા હૃદય ઉપર પડવુજ જોઈએ.

આવી મૂર્ત્તિનું પોતાના ધ્યાન કરવામા અવલંબન, અને એને ઇશ્વર માનીને પૂજન, દર્શન કરવાથી જરૂર આત્માને લાભ થાય છે શાન્તિ મળે અને એ સદ્ભાવનાથી કર્મોનો ક્ષય થાય છે હુ પહેલાજ કહી ચૂક્યો છુ કે મૂર્ત્તિ એતો મૂંગો ઉપદેશક છે પત્થરની ગાય ભલે દુધ ન આપે, પણ પત્થરની ગાયથી ગાય કેવી હોય તે તો જણાય જ, તેમ પત્થરનો કે લાકડાનો સિંહ ડરાવી પણ મારેજ છે

## પૂજા શી વસ્તુ છે ?

કેટલાક લોકો કહે છે કે સ્ત્રી કે પુરૂષ, સાધુ કે સતની ગમે તેની મૂર્તિ હોય, મૂર્તિને મૂર્તિ તરીકે માનવામા અમને વાધો નથી, પરન્તુ એની પૂજા શા માટે કરવી જોઈએ? શા માટે તે ચિત્રને માનવુ કે જેમા કેવળ શાહી અને કાગળ જ છે? શા માટે તે મૂર્તિને માનવી કે જે મકરાણના પથ્થરની છે તેમા ચૈતન્ય જેવી તો કોઇ વસ્તુ નથી, પછી અમારે તેને શા માટે માનવી ને પૂજવી?

આ પ્રસગે મારે તમને સમજાવવુ જોઇએ કે પૂજા શી વસ્તુ છે? પૂજાનો અર્થ છે બહુમાન આદર બુદ્ધિ, ભકિત, સત્કાર, સમ્માન જે વસ્તુ પ્રત્યે આપણે બહુમાન રાખીએ, એ વસ્તુની આપણે પૂજા જ કરી કહેવાય ખરી વાત એ કે છે વસ્તુ ગમે તે હોય, પણ 'ભાવના પ્રમાણે ફલની પ્રાપ્તિ થાય કે એ વાત પહેલા પણ કહેવાઇ ગઇ છે,

આપણે જે ચિત્ર કે મૂર્તિને માનીએ છીએ, તે, તે માહેલા શાહી, કાગળ કે પત્થરને નહિ, પણ તેમા આરૂઢ કરેલી આપણી કોઇ પૂજનીય વસ્તુ છે આપણી તે પ્રત્યે રહેલી ભાવનાને માનીએ છીએ મુસલમાનો પશ્ચિમ દિશા તરફ મોઢુ રાખીને નીમાઝ પઢે છે શા માટે? એટલા માટે કે તેમનુ તીર્થસ્થાન મકકા શરીફ તે દિશામા છે, આ એમના મકકાશરીફની પૂજા નહિ તો બીજુ શુ કહેવાય? આપણે જૈનો સ્હવારના ઇશાન ખૂણા તરફ મ્હો રાખીને ચૈત્યવદન કરીએ છીએ શા માટે? કારણ કે મહાવિદેહ ક્ષેત્ર કે જ્યા તીર્થ કર ભગવાન્ વિચરે છે, તે ઈશાન કોણમા છે આ પૂજા નહિ તો બીજુ શુ કહેવાય? એક માણસ ગમે તેને માને

પણ તેના તરફ પૂજ્ય ભાવ હોય બહુ માનથી જુએ, તેનુ નામ પૂજા એક ફોટો છે આપણે તેના શાહીને કાગળ જોઈશુ કે કોનો ફોટો છે તે જાણવા માટે કોશીશ કરીશુ ? બાળપણમા પિતાને નહિ જોયેલ એવો બાળક પિતાના ફોટાને જોઈને પોતાના બાપ કેવા હતા તેનો વિચાર કરશે? તે એમ નહિ કહે કે મારા બાપ કાગળ અને શાહી યા પથ્થર હતા તેને કોઇ પૂછશે કે તારા પિતા કયા? તો તે પેલા શાહી કાગળ કે પથ્થર યા માટીના ચિત્ર યા મૂર્તિને બતાવી આપશે હવે આ ફોટા-ચિત્ર પ્રત્યે એનું બહુમાન-ભક્તિ-પૂજ્યબુદ્ધિ કેટલી છે તે જૂઓ

પિતાના તે શાહી કાગળવાળા ચિત્રને કોઇ થપ્પડ યા ચમાટ લગાવશે, તો છોકરો શુ કરશે? તે છોકરો લાકડી લઈને મારવા ઉઠશે પિતાના ફોટામા ચૈતન્ય નહીં હોવા છતા તે તેને પિતા માને છે અને લડાઈ કરવા તૈયાર થઇ જાય છે માનુ નામ પિતા છે તે તેને સભાળે છે તેનુ બહુમાન કરે છે, એ એની પૂજાજ છે જો તે ચિત્ર યા ફોટાનુ બહુમાન ન કરતો હોત પૂજ્ય બુદ્ધિ ન રાખતો હોત તો તેનુ અપમાન સહન કરી લીધુ હોત

## મૂર્તિ પૂજા કોણ નથી કરતુ ?

યુરોપીઅનો કહે છે કે હિન્દુસ્તાનના લોકો મૂર્ખા છે કેમકે તેઓ મૂર્તિપૂજાની પાછળ લાખો અને કરોડો રૂપીઆ ખરચે છે પણ હુ બતાવીશ કે યુરોપવાસીઓ જેમને તમે જડવાદી માનો છો તે મૂર્તિ પૂજા વધારેમા વધારે કરે છે અને તે પાછળ મોટુ ખર્ચ કરે છે

કોઈ વીર થશે, કોઇ આદર્શ રાજા થશે, અથવા જુદી જુદી રીતે, કઈ વિશેષતાથી ભરેલો કોઇ માણસ થઈ ગયો હશે, તો તેના બાવલા બનાવરાવીને તેની પાછળ લાખો રૂપિયાના ખરચે મોટામા મોટી ધૂમધામો કરે છે, માત્ર આટલેથીજ એમની મૂર્તિપૂજા સમાપ્ત નથી થતી, એની પાછળ કાયમના ખર્ચ રાખે છે, દર વર્ષે તેના માનમા મેળા ભરશે મજલીસો ઉડાવશે, માળાઓ ચઢાવશે, એટલુ જ નહિ, એ બાવલા ઉપર કોઇ શાહી લગાવી જાય કઇ અપમાન કરી જાય, તો એને મોટો ગુન્હેગાર સમજવામા આવશે આ મૂર્તિપૂજા નહિ તો બીજુ શું કહીં શકાય?

ખરી વાત એ છે કે હિંદુસ્તાન એકજ મૂર્તિપૂજા કરે છે, એવુ કાંઇ નથી હું તો કહું છુ કે આખી દુનિયા મૂર્તિપૂજા કરે છે એવી કોઇ જાતિ નથી, એવો કોઈ સંપ્રદાય નથી, કે જે મૂર્તિપૂજા ન કરતો હોય જેના પ્રત્યે માન હોય ભકિત હોય, જેને આપણે પૂજ્ય તરીકે સ્વીકારતા હોઇએ, તે પૂજાજ છે

મુસ્લીમ ભાઇઓની મસ્જીદ તો તમે સૌએ જોઇ હશે આપણા ઘરની માફકજ તે પણ ઈટ અને ચુનાનુ ઘર છે પણ તેના ખુણામાથી તમે એક ઈટ તો કાઢી જુઓ વારૂ, શુ પરિણામ આવે છે? લડાઇ થાય કે નહીં? આપણા મકાન જેવુ જ તે મકાન છે પણ મસ્જીદના સ્થાપનારે પવિત્ર માન્યુ ઇટ અને ચુનાથી ઉભી કરેલી વસ્તુને પવિત્ર માની, તેનુ તેઓ બહુમાન કરે છે એ પૂજા નહિ તો બીજુ શુ છે? મસજીદજ શા માટે, કબ્રસ્તાનની અદર, કોઇ મોટા-મોલવી વિગેરેની કબ્ર ઉપર વસ્ત્ર ઢાકવામા આવે છે, એ પણ શુ છે? મકકા શરીફ એ કેટલુ પવિત્ર તીર્થસ્થાન માનવામા

આવે છે, પોતાની પૂજનીય વસ્તુ પ્રત્યે બહુમાન આદર સત્કાર એજ પૂજા

પારસી ભાઈઓ આતશનું કેટલું બધું માન-સન્માન કરે છે તને તેઓ જ્યોતિ સ્વરૂપ ગણે છે, અપમાન નથી થવા દેતા, બલ્કે બહુમાન કરે છે સત્કાર છે કારણ કે તેને ઇશ્વરની મૂર્તિ તરીકે માને છે એ પૂજા નહિ તો બીજું શુ ?

આર્યસમાજીના ઘરમા સ્વામી દયાનંદનુ ચિત્ર લગાડેલુ હોય અને કોઈ માણસ તેનુ અપમાન કરે, તો શુ આર્યસમાજી ભાઈઓ તે માટે જવાબ લેવા તૈયાર નહિ થાય ? તેઓ જરૂર તૈયાર થવાના કેમકે તેઓ તે ચિત્રને કેવળ કાગળ કે શાહીજ નહિ, પણ સ્વામી દયાનંદ છે એમ માની-એવી ભાવનાઓ આરોપી તેનુ બહુમાન કરે છે—પૂજા કરે છે

ક્રીશ્ચીયનો ચર્ચને માને છે તેઓ પણ સ્થાન તો મુકરર કરે છે કે જેની સામે બેસીને પ્રાર્થના કરી શકાય અને જેઓ ચર્ચમા નથી જતા, તેઓ પણ પોતાના ગળામા ક્રોસ તો જરૂર રાખે છે ક્રોસ એ ઈસામસીહને, બે હાથ પહોળા કરી ખીલા ઠોકવાની સ્મૃતિનુ ચિહ્ન છે

આવી રીતે સસારના તમામ ધર્માનુયાયિઓ એક યા બીજી રીતે મૂર્તિપૂજા અવશ્ય કરે છે પોતાની પૂજનીય વસ્તુની ગમે એવી આકૃતિને પૂજ્ય સમજી તેનો આદર સત્કાર બહુમાન કરવા એનું નામ પૂજા છે

કાગળ અને શાહીથી લખાએલા ધર્મશાસ્ત્રોનુ આપણે કેટલુ બહુમાન કરીએ છીએ ? એ પણ ભગવાનની વાણીની પૂજાજ છે અરે, પૂજ્યની પૂજાની તો શી વાત કરવી પૂજ્યની

કોઇ ચીજ હોય, એની પણ આપણે મર્યાદા રાખીએ છીએ બહુમાન કરીએ છીએ ગુરૂ મહારાજનુ આસન હોય એના ઉપર શિષ્ય પગ ન મૂકે શા માટે ? ગુરૂની ચીજ પણ એની દૃષ્ટિએ પૂજ્ય છે હવે આસનમા શુ હતુ ? ઉનનુ હોય કે સૂતરનુ હોય, લાકડાનુ હોય કે ગમે તેનુ હોય, પરન્તુ નહિ, અહિ ગુરૂની એ વસ્તુ પ્રત્યે, આ શિષ્યનુ બહુમાન છે એ વસ્તુ પ્રત્યે પણ એની પૂજ્ય બુદ્ધિ છે

## મૂર્તિપૂજા શી રીતે કરવી ?

જ્યારે એ વાત નક્કી થઇ કે એક યા બીજી રીતે મૂર્તિ-પૂજા સંસારના તમામ મનુષ્યો-તમામ ધર્મવાળાઓ કરે છે, ત્યારે હવે એ વિચાર કરવો જોઇએ કે મૂર્તિપૂજા શી રીતે કરવી ?

એતો પહેલા કહેવાઇ ગયુ છે કે પ્રભુની મૂર્તિ, એ મૂર્તિ નથી, પણ એમા આપણો પ્રભુનો આરોપ છે આપણે એને પ્રભુ તરીકેજ નિહાળીએ છીએ, જ્યારે એમ છે તો પછી આપણે એને પ્રભુ માનીને બધી ભકિત કરવી રહી.

મહાનુભાવો, હુ તમને એક વ્યાખ્યાનમા કહી ચૂકયો છુ કે એક વસ્તુનુ સ્મરણ કરવાથી આપણને જે આનદ થાય છે, એના કરતા તે વસ્તુને જોવાથી વધારે આનદ થાય છે, અને જોવાથી જે આનદ થાય છે, એના કરતા યે જો એનો સ્પર્શ કરીએ, તો તો વળી ઓર આનંદ આવે

ત્યારે પ્રાત કાળમા ઉઠીને માણસ પ્રભુનું સ્મરણ કરે, અને તે પછી પ્રકાશ થયે પ્રભુના દર્શન કરે પ્રભુના દર્શન

એટલે મૂર્તિદ્વારા પ્રભુના દર્શન અને તે પછી પ્રભુનુ સ્પર્શન એટલે મૂર્તિદ્વારા પ્રભુનુ સ્પર્શન આમ ત્રણ પ્રકારે પ્રભુની પૂજા થઇ શકે છે અને ત્રણ પ્રકારે પૂજા કરનારો માણસ એક એકથી વધારે વધારે આનદનો અનુભવ કરી શકે છે પણ એકજ શર્ત કે જો તે મર્તિમા તેની પ્રભુબુદ્ધિ હોય તો જ અન્યથા શ્રદ્ધા વિના તો તેને માટે તે પત્થર જ છે

## દ્રવ્યપૂજા અને ભાવપૂજા

ભાઇઓ અને બ્હેનો,

જ્યારે એ વાત નક્કી થઇ કે માણસ મૂર્તિદ્વારા પ્રભુની પૂજા કરે અને તે સ્મરણથી–દર્શનથી અને સ્પર્શનથી, એમ ત્રણ પ્રકારે કરે હવે આ પૂજાનો બધોયે આધાર માનસિક ભાવના ઉપર રહેલો છે, શ્રદ્ધા ઉપર રહેલો છે માણસની પોતાના પ્રભુ પ્રત્યે જેવી ભાવના–જેવી શ્રદ્ધા તેવુ જ તેને ફળ મળે છે જેમ કોઈ ઘરમા છોકરા હોય, તેમના પિતા ગુજરી ગયા હોય પિતાનો ફોટો ઘરમા હોય આ ફોટા દ્વારા પોતાના પિતાની ભક્તિ–પૂજા કરવાની ભાવના છોકરા ઓની છે, પરન્તુ કોઈ તો ખાલી હાથ જોડીને સતોષ માને છે જ્યારે બીજો પોતાને જે જે વસ્તુઓ ઉપયોગમા લાવવાની હોય, તે બધી યે થોડી થોડી પિતાની સ્હામે ધરે છે તે પછીજ તે વસ્તુ કામમા લાવે છે જો કે એ ફોટો એમાથી કઇ પણ વસ્તુ ખાતો પીતો કે પહેરતો નથી, પરન્તુ છોકરાનુ પિતા પ્રત્યે બહુમાન છે ભક્તિ છે તેવીજ રીતે પ્રભુપૂજા કરનારા ગૃહસ્થો પણ બે રીતે પૂજા કરી શકે છે

દ્રવ્યપૂજા એનુ નામ છે કે પોતાના ઉપયોગમા આવતી વસ્તુઓ બહુમાન પૂર્વક પ્રભુ સમક્ષ ચઢાવવી અને ભાવપૂજા એ છે કે એકાન્તમા અથવા પ્રભુની સમક્ષ પ્રભુની સ્તુતિ સ્તવન પ્રાર્થના કરવી, ગૃહસ્થોને માટે દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારની પૂજાઓનો અધિકાર છે

ગૃહસ્થો લાભાલાભનો વિચાર કરીને કામ કરે છે તમે ૫૦ હજારનો વેપાર કરો છો તમને રૂા ૧૦ હજારનો નફો મળે છે પણ તમારે રૂા ૨૦૦૦ કસ્ટમમા ભરવા પડે છે આ નુકસાન આઠ હજારના નફાની આગળ કઇ ચીજ નથી, એટલે ઝાઝો લાભ ઉઠાવવા તેટલુ નુકસાન થતુ હોય તો તે સહી લેવાય છે એવી જ રીતે ધર્મની કોઇ પણ ક્રિયામા થોડે ઘણે અશે, આરભ તો થવાનો જ, પરન્તુ તે આરભનુ નુકસાન, મોટા લાભને માટે સહી લેવુ જોઇએ ખરી રીતે એ નુકસાન નુકશાન જ નથી ધોધમાર વરસાદમા ગુરૂનુ વ્યાખ્યાન સાભળવાને માટે કયા નથી જવાતુ

આવી રીતે દ્રવ્યપૂજામા કવિચત્ આરભ ક્રિયા લાગતી હોય તો તે લાભની આગળ કઈ વિશાતમા નથી માટે જ ગૃહસ્થોને દ્રવ્યપૂજા કરવાનુ કહ્યુ છે

આ તો ગૃહસ્થોની વાત થઈ, પરન્તુ સાધુઓ કે જેઓ સાવદ્યના સર્વથા ત્યાગી છે એમને પણ જ્યારે તેઓ વિહાર કરે છે, ત્યારે રસ્તામા કીડીઓ, મકોડીઓ અને અનેક જીવ જતુઓ હણાતા હશે ત્યારે શુ શાસ્ત્રો સાધુઓને વિહાર નહિ કરતા એક જ સ્થળે બેસી રહેવાનુ કહે છે ? અગર તો શુ પગો ઉચા રાખીને ચાલવાનુ કહે છે ?

ક્રિયાએ કર્મ,
પરિણામે બંધ
ઉપયોગે ધર્મ

આ પ્રસંગે એક બીજી વાતનો પણ વિચાર કરવા જેવો છે શાસ્ત્રોમાં કહ્યું છે કે ' ક્રિયાએ કર્મ ' ' પરિણામે બંધ અને ઉપયોગે ધર્મ ' અર્થાત્ આંખને મટમટાવવાથી લઈને, મોટામાં મોટી ગમે તેટલી ક્રિયા કરો, માનસિક, વાચિક કે કાયિક-ગમે તે ક્રિયા કરો પરન્તુ તેના પરિણામ રૂપે કર્મ તો ઉપાર્જન થાય જ છે

હવે તે કર્મના બંધનનો આધાર પરિણામ ઉપર રહેલો છે ક્રિયા કરનારના જેવા જેવા પરિણામ હોય, એવી રીતનો બંધ થાય પરિણામનો સીધોને સાદો અર્થ છે ઈરાદો

એક ઉદાહરણ આપુ ધારો કે એક માણસ પોતાના મિત્રને ત્યા ગયો ત્યાં તે પોતાના મિત્રના નાના બાળકને રમાડે છે રમાડતા રમાડતા જરા પ્રમાદ થવાથી છોકરૂ હાથમાથી પડી ગયુ ને મરી ગયુ હવે અહિ એ માણસનો ઈરાદો બાળકને મારવાનો નહિ હતો એટલે તેને છોકરાના ખુન કર્યા જેટલુ પાપ ન લાગે વ્યવહારિક દૃષ્ટિએ પણ તે ખુનનો આરોપી નહિ ગણાય બીજી તરફ એક માણસ બીજા માણસને મારવા માટે તેની પાછળ પડે છે. પેલો દોડયો જાય છે બીજો મારવાના ઈરાદાથી હાથમા લાઠી કે તલ્વાર લઈ દોડે છે ધારો કે તે મારવા માટે દોડનારો માણસ પેલાને પહોચી શકયો નથી ને ઘા પણ નથી કર્યો, છતા તે માણસ રૌદ્ર પરિણામી હતો ખુન કરવાનો એનો ઈરાદો હતો, એટલે એક મહા હિંસકનુ પાતક તેને જેમ લાગે છે તેમ તે કાયદાની દૃષ્ટિએ પણ ગુન્હેગાર જ ગણાશે

જ્યારે સાધુઓને માટે કેવળ ભાવપૂજાનો જ અધિકાર છે કારણ સ્પષ્ટ છે ગૃહસ્થો તમામ વસ્તુઓને રાખે છે ગૃહસ્થો સમસ્ત પ્રકારે સાવદ્યના ત્યાગી નથી તેઓ આરભ -સમારભમા રહેલા છે સ્થાવર જીવોની હિંસા ગૃહસ્થોને માટે અનિવાર્ય છે પોતાના વ્યવહારની-ગૃહસ્થાશ્રમની આરભિકી બધી ક્રિયાઓ કરે છે, તે પછી પ્રભુ પૂજાનો તેનાથી લાભ ઉઠાવી શકાતો હોય, તો કેમ ન ઉઠાવવો જોઇએ ?

એટલા માટે ગૃહસ્થોને માટે દ્રવ્ય ને ભાવ બન્ને પ્રકારની પૂજા, અને સાધુઓને માટે કેવળ ભાવ પૂજા-પ્રભુ સ્તુતિ રૂપ પૂજા કહેવામા આવેલી છે

## લાભાલાભનો વિચાર

કદાચ કોઇ એમ કહે કે સાસારિક કામોની અદર ન છૂટકે હિંસા થઈ જાય છે, તે ઠીક છે પરન્તુ પૂજા જેવી ધર્મક્રિયાના નિમિત્તે શા માટે હિંસા કરવી ? કારણ કે ફૂલ ચઢાવવામા દીપક કરવામા, પ્રભુનો પ્રક્ષાલ (સ્નાન) કરવામા જરૂર સ્થાવર જીવોની હિંસા થાય છે આનો જવાબ સહેલો છે. સસારની એવી કઈ સાસારિક કે ધાર્મિક ક્રિયા છે કે જેની અદર થોડી ઘણી પણ હિંસા ન થતી હોય ન્હાનામા ન્હાની કે મ્હોટામા મ્હોટી જેટલી ક્રિયા થાય છે તેમા આરભ તો રહેલોજ છે વ્યાખ્યાનો થાય, તમે વ્યાખ્યાનો સાભળવા જાઓ, વરસાદ વરસતો હોય, ગુરૂઓનો આદર સત્કાર કરો, સ્હામે જાઓ, આ બધી ધાર્મિક ક્રિયાઓ હોવા છતા, સૌ કરેજ છે ને કરવીજ જોઇએ અને તેમા આરભ રહેલો છે,

એ પણ સૌ જાણે છે છતા કરે છે એનુ કારણ કે કેવળ લાભાલાભનો વિચાર કહેવાની મતલબ કે માણસના દિલમા જેવા જેવા પરિણામ હોય તેને તેવા ફળની પ્રાપ્તિ થાય છે ગુરૂ હિતબુદ્ધિથી, શિષ્યના કલ્યાણને માટેજ શિષ્યને કઈ ઠપકો આપે અથવા કઈક ગુસ્સો કરે તો તે ગુસ્સો ગુરૂના આત્માને ડુબાડનારો નથી થતો એનો ઇરાદો એ ગુસ્સાદ્વાર કોઈનુ અહિત કરવાનો હોતો આજ રીતે પ્રભુપૂજા નિમિત્તે પ્રભુનો પ્રક્ષાલ કરવામા ફલ-ફલાદિ ભેટ ધરવામા-ચઢાવવામા પૂજકનો ઇરાદો તે કાચા પાણીની કે પુષ્પાદિની હિંસા કરવાનો નહિ પરન્તુ પોતાના દ્રવ્ય પ્રભુની પૂજા કરવાનો છે અને તે દ્વારા અન્તઃકરણની શુદ્ધિ કરવાનો છે એટલે એને કથચિત્ હિંસાના દોષ કરતા પૂજાનું મહાન્ ફળ વધી જાય છે એટલે એક ગૃહસ્થને માટે તેમ કરવુ અનુચિત તો નથીજ કારણ કે એ પણ હુ પહેલા કહી ચૂકયો છુ કે ગૃહસ્થ કઈ સર્વ આરંભનો ત્યાગ કરીને નથી બેઠો

બેશક એક વસ્તુ તો ખાસ વિચારવાની જરૂર છે અને તે છે ઉપયોગ ગૃહસ્થ ચાહે ધાર્મિક ક્રિયા કરે કે સાસારિક પ્રત્યેક ક્રિયામા ઉપયોગ તો અવશ્ય રાખવો જોઈએ ઉપયોગ એટલે વિચાર ધર્મક્રિયા કરવાના નિમિત્તે જે કઈ હિંસાજન્ય કર્મ કરવુ પડે તે પણ અનિવાર્ય હોય તેટલા પૂરતુંજ કરી શકાય અર્થાત્ સ્નાન કરતા પક્ષાલ કરતા, પુષ્પ ચઢાવતા દીપક વગેરે બધી ક્રિયામા જો ઉપયોગ નથી-તો તે ક્રિયાથી તેને જે ધર્મની પ્રાપ્તિ થવી જોઈએ તે નથી થઈ શકતી

આ વિધિવિધાન સબધી મારે તમને ઘણુ ઘણુ કહેવાનુ છે પરતુ આજે એટલો સમય નથી વિધિને બરાબર નહિ સમજનારા લોકો આ મૂર્તિ

પૂજાની વસ્તુને કેટલી બધી વિકૃત બનાવી દીધી છે! એ વસ્તુ ખાસ કરીને ગૃહસ્થોએ સમજી લેવી ઘટે છે દ્રષ્ટાણમા હુ એક બેજ ઉદાહરણ આપુ પ્રભુની પૂજામા ગૃહસ્થો પુષ્પ ચઢાવે છે, પરન્તુ જે પુષ્પ સર્વથા પાકી ગયુ હોય, પત્તી પત્તી ખીલી ગઇ હોય અને બહુ જલદીજ પડવાની સ્થિતિવાળુ હોય, આવુ ફૂલ ગૃહસ્થ પોતાને હાથે ધીરેથી બીજા કોઇ પણ પાદડાને તકલીફ ન થાય, એવી રીતે લે, અને પ્રભુના ચરણોમા ધરે કે જ્યા ચોવીસ કલાક સુધી, એ ફૂલના જીવને કોઇ પણ માણસ કે જાનવર તકલીફ આપવાનુ નથી આ વિધિને દૂર મૂકી, ન્હાની ન્હાની કળી ઓના ટોપલાના ટોપલા ભરીને પ્રભુમૂર્ત્તિ ઉપર અને આજુ બાજુ ખડકવામા આવે ત્યારે એનો હેતુ કયા જળવાયો? એમા ઉપયોગ કયા રહ્યો? દીના મદિરમા કરવામા આવે તે ખુલ્લા રહે, અને મ્હનારમા જોઇએ તો લાખો કરોડો જીવો એમા સ્વાહા થઇ ગયા હોય તો એ દીપકપૂજાની સાર્થકતા ક્યા રહી?

કહેવાની મતલબ કે દરેક કાર્યમા ઉપયોગ રહે, તોજ ધર્મ થાય ઉપયોગ નથી–વિચાર નથી–સદ્ભાવના નથી તો ધર્મ કેમ થાય? એટલાજ માટે શ્રીદશવૈકાલિક સૂત્રમા શિષ્ય ગુરૂને પ્રશ્ન કરતા કહે છે કે—

> कह चरे कह चिट्ठे कहमासे कह सए।
> कह भुजतो भासतो पाव कम्म न बधइ॥

હે ભગવાન્, કેવી રીતે ચાલુ, કેવી રીતે બેસુ, કેવી રીતે સૂવુ, કેવી રીતે ખાઉ, અને કેવી રીતે બોલુ, કે જેથી

પાપકર્મ ન લાગે ? આનો શુરૂ એકજ ઉપાય બતાવે છે-એકજ ગાથામા—

जय चरे जय चिट्ठे जयमासे जय सए ।
जय भुंजता भासतो पाव कम्म न बधइ ॥

યતના એટલે ઉપયોગ ઉપયોગ એટલે પોતાના નિમિત્ત બીજાને જરા પણ તકલીફ ન થાય, એવી ભાવના એવા ઉપયોગ પૂર્વક ચાલો, ઉપયોગ પૂર્વક બેસો ઉપયોગ પૂર્વક સૂઓ, ઉપયોગ પૂર્વક ખાઓ અને ઉપયોગ પૂર્વક બોલો-જેથી પાપ કર્મ નહિં બધાય એકજ વાત અને તે ઉપયોગ છે સાધુને ધર્મ છે કે વિહાર કરવો સાધુને ગોચરી-ભિક્ષા જવુ ને ભોજન કરવુ પણ જરૂરનુ છે સાધુને બોલવુ કે બેસવુ ઉઠવુ પણ કરવુજ પડે છે આ બધી ક્રિયા જો વિના ઉપયોગે વિના વિચારે વિના ખ્યાલ રાખે કરે, તો તેને પાપ લાગે છે દોષ લાગે છે અને વિચાર પૂર્વક ઉપયોગ પૂર્વક વિહાર કરતા નદી ઉતરવી પડે તો પણ તેમા દોષ નથી બતાવ્યો હા વિધિ જરૂર જાળવવી જોઇએ

આનીજ રીતે ગૃહસ્થો પ્રભુની દ્રવ્યપૂજા જરૂર કરે પરન્તુ તેમા ઉપયોગ જરૂર રાખે વિધિનુ -મર્યાદાનુ ઉલ્લઘન થવાથી તેજ ક્રિયા ઉલટી હાનિકારક થઈ પડે છે

## પૂજાનો હેતુ

ધ્યાનમા રાખવુ કે પ્રભુની પૂજાનો હેતુ અહિક-સાસારિક સુખની પ્રાપ્તિનો ન હોવો જોઇએ પ્રભુની પૂજાથી, પ્રભુ જે

આપણા પૂજ્ય છે, તેના પ્રત્યે આપણી કૃતજ્ઞતા પ્રકટ થાય છે પ્રભુપૂજાથી દિલની શુદ્ધિ થાય છે અત કરણની શુદ્ધિ માટેની આ પૂજા છે પ્રભુના દરબારમા પ્રવેશ કરતા સસા રની આધિ-વ્યાધિ-ઉપાધિ ભૂલી જઇને, માત્ર પ્રભુની પ્રાર્થના પ્રભુના ગુણગાન અને પ્રભુએ પોતાની શરીરધારી અવસ્થામા કરેલી સાધના, સહેલા કષ્ટો અને સફલ કરેલી બધી શકિત ઓનુ ચિતવન કરવાનુ છે આ ચિંતવનમા જ્યારે આત્મા તલ્લીન થઇ જાય છે ત્યારે ખરેખર બીજી બધી વસ્તુઓનુ ભાન ભૂલી જવાય છે આજ પ્રભુ પૂજાનો હેતુ છે

ફ્લ, ફૂલ, નૈવેદ્યાદિ ચઢાવવાનો હેતુ એ નથી કે પ્રભુ, તે વસ્તુઓનો લાભ ઉઠાવે પ્રભુએ તેવી ઉત્તમોત્તમ વસ્તુ ઓનો ત્યાગ કરી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, સસાર પર વિજય મેળવ્યો હતો સસારના એ બાહ્ય પદાર્થોનો આધ્યાત્મિક દૃષ્ટિએ વિચાર કરી, પોતાને એવી આધ્યાત્મિક વસ્તુઓ પ્રાપ્ત થાય, એની પ્રાથના કરવાની છે દાખલા તરીકે દીપક પૂજા કરતા ભાવના કરે કે આ દ્રવ્યજ્યોતિથી દૂર થઇ મારી આત્મિકજ્યોતિ કયારે પ્રકટ થાય? ફળ ચઢાવતા વિચારો કે પ્રભો, આ તુચ્છ ફળનો ત્યાગ કરી, હુ મોક્ષ સુખને કયારે પ્રાપ્ત કરૂ ?

એટલા જ માટે શાસ્ત્રકારોએ દ્રવ્યને ભાવ બતાવ્યુ છે

સજ્જનો,

મે આ સાત દિવસમા 'ઇશ્વરવાદ' નો વિષય અને છેવટે આજે મૂર્તિપૂજાનો વિષય સમજાવવામા કેવળ યુક્તિઓ અને અનુભવનો જ લગભગ ઉપયોગ કર્યો છે આમા શાસ્ત્રીય પાઠો અને શાસ્ત્રીય ઉદાહરણોનો ઉપયોગ લગભગ નથી કર્યો કારણ કે શાસ્ત્રીય ઉદાહરણોમા કદાચિત્ કોઇનો મતભેદ રહી શકે છે જ્યારે યુક્તિવાદ અને અનુભવવાદ એ એવી વસ્તુ છે કે જે લગભગ સર્વગ્રાહ્ય હોઇ શકે છે

મને આશા છે કે મે સાત દિવસથી લીધેલા આ વિષયને ચર્ચવામા જે કઇ દલીલો ને પ્રમાણો આપેલ છે તેના ઉપર સપૂર્ણ વિચાર કરવામા આવશે અને તેમાથી જેટલા અશે બની શકે, તેટલા અશે તેનો આદર કરવામા આવશે

ૐ શાન્તિ



## મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ×૧ પર્યુષણા વિચાર | (ધાર્મિક) | ગુજરાતી |
| ×૨ વિજયધર્મસૂરિ ચરિત્ર | ( ચરિત્ર ) | ,, |
| ×૩ જૈન શિક્ષાદિગ્દર્શન | (તત્ત્વજ્ઞાન અનુવાદિત) | ,, |
| ૪ શાણી સુલસા | (ઉપન્યાસ) | હિંદી, ,, |
| ×૫ વિજયપ્રશસ્તિસાર | (ઐતિહાસિક) | હિન્દી |
| ×૬ પ્રાચીન શ્વેતામ્બર, અર્વાચીન દિગમ્બર | ( ,, ) | ,, |
| ×૭ શ્રાવકાચાર | (ધાર્મિક) | હિન્દી, ગુજરાતી |
| ×૮ તેરાપંથમત સમીક્ષા | ( ,, ) | હિંદી |
| ×૯ તેરાપંથી હિતશિક્ષા | ( ,, ) | , |
| ×૧૦ શિક્ષાપ્રદ કવિતા | ( ,, ) | ,, |
| ×૧૧ ઐતિહાસિક સજ્ઝાયમાળા | (ઐતિહાસિક સંપાદિત) | ગુજરાતી |
| ૧૨ અહિંસા | (ઔપદેશિક) | હિન્દી, મરાઠી, , |
| ×૧૩ આદર્શ સાધુ | (ચરિત્ર) | હિન્દી |
| ×૧૪ સૂરીશ્વર અને સમ્રાટ્ | (ઐતિહાસિક) | ગુજરાતી, હિન્દી |
| ×૧૫ ઐતિહાસિક રાસસંગ્રહ ભાગ ૨જો | ( ,, ) | ગુજરાતી |
| ×૧૬ ગૃહસ્થો કે ગુરુ | (ધાર્મિક) | હિન્દી |
| ૧૭ વિજયધર્મસૂરિ અષ્ટપ્રકારી પૂજા | (ચરિત્ર) | , |
| ×૧૮ ચાંદ કે આલ્હાદ | ( નાટિકા ) | હિન્દી ગુજરાતી |
| ×૧૯ બાલ નાટકો | ( , ) | ,,, ,, |
| ૨૦ સમયને ઓળખો ભા ૧લો | (સામાજિક) | ગુજરાતી |
| ×૨૧ વીર પ્રકાશ | ( ,, ) | .. |

| | | |
|---|---|---|
| ×૨૨ પ્રાચીન લેખ સંગ્રહ | (ઐતિહાસિક, સમ્પાદિત) | ,, |
| ૨૩ ધર્મ પ્રવચન | (ઔપદેશિક, સમ્પાદિત) | ,, |
| ૨૪ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | (ચરિત્ર સમ્પાદિત) | ,, |
| ૨૫ વિજયધર્મસૂરિના વચન કુસુમો | (ઔપદેશિક સંપાદિત) | હિન્દી ,, |
| ૨૬ સમયને ઓળખો ભાગ ૨જો | (સામાજિક) | ગુજરાતી |
| ૨૭ વાર્તા બનો | (શિક્ષણ સંબંધી) | હિન્દી, ,, |
| ૨૮ અદ્ભૂત પ્રવચન | (ધાર્મિક અનુવાદિત) | ,, |
| ૨૯ મેરી મેવાડ યાત્રા | (ઐતિહાસિક) | હિન્દી |
| ૩૦ શ્રી વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો ભાગ ૧-૨-૩ | (ઔપદેશિક) | ગુજરાતી |
| ૩૧ શ્રી હિમાંશુવિજયજીના લેખો | (સાહિત્યિક સમ્પાદિત) | મિશ્રિત |
| ૩૨ જૈન ધર્મ | (તત્વજ્ઞાન) | હિન્દી |

× આ નિશાનીવાળા પુસ્તકો શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા, હેરીસ રોડ ભાવનગર તરફથી બહાર પડ્યાં છે અને બાકીનાં શ્રી 'વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા,' છોટા સરાફા ઉજ્જૈન (માલવા) તરફથી બહાર પડ્યા છે